૭૮૬

# ઇબ્ને એહેસાન

## ભાગ પહેલો

---

સીરીયા અને પેલેસ્તાઇનમાં યુરોપીઅન રાજ્યોના કાવાદાવા
ઉપરાંત ત્યાં વસ્તી કરમતી, દ્રુઝ, નુસેરી, મવારીન
વિગેરે કોમોની ધાર્મિક માન્યતા અને રિવાજો
ઉપર અજવાળું નાખતી રસિક વાર્તા.

---

લેખક અને પ્રકાશક :
ખાનુભાઇ અમીજી વહોરા.
અમરેલી (કાઠીયાવાડ)

---

પ્રત ૧૦૦૦

ઇ. સ. ૧૯૩૦ ઓગસ્ટ.     ર. અવ્વલ હી સ. ૧૩૪૯.

---

કિં. ૨-૦-૦ પોસ્ટેજ સાથે

૭૮૬

# ઇબ્ને અહેસાન

## ભાગ પહેલો

સીરીયા અને પેલેસ્તાઇનમાં યુરોપીઅન રાજ્યોના કાવાદાવા
ઉપરાંત ત્યાં વસતી ક્રરમતી, દરૂઝ, નુસેરી, મતારીલ
વિગેરે કોમોની ધાર્મિક માન્યતા અને રિવાજો
ઉપર અજવાળું નાખતી રસિક વાર્તા.


લેખક અને પ્રકાશક :
ખાનભાઇ અમીજી વહોરા.
અમરેલી (કાઠિયાવાડ).



પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૩૦ ઓગસ્ટ. ર. અવ્વલ હી. સ. ૧૩૪૯.

કિં. ૨-૦-૦ પોસ્ટેજ સાથે

આ પુસ્તક 'સૌરાષ્ટ્રમિત્ર' અઠવાડિક પેપરના તંત્રી મુદ્રક અને પ્રકાશક હુસનઅલી જા. તલાજાવાળાએ પોતાના સૌરાષ્ટ્રમિત્ર મુદ્રણાલયમાં રાણપુર મધ્યે છાપ્યું.

# સાંકળીયું

## અ

ઈ

જ



ઝ



ત

પ



ફ



બ

મ

૧૫૫૫૫૬



ય



ર

શ



હ

——o——

# હેતુ

હિંદ ભલેને એવો દાવો કરતું હોય કે તેની સંસ્કૃતી વધુ પ્રાચીન છે, પણ સિંધ અને પંજાબમાં જે પ્રાચીન દટાએલા શહેરો શોધી કાઢવામાં આવ્યા છે તે બતાવી આપે છે કે પ્રાચીન હિંદની સંસ્કૃતીનો આધાર યુફ્રાત અને દજલા નદીના વચલા ભાગમાં પ્રાચીન કાલદીઅન અને અક્કાદીઅન સંસ્કૃતી ફેલાયલી હતી તે સાથે સબંધ ધરાવતો હતો. કલ્પીત લખાણ અને દંતકથાને કોરે મુકવામાં આવે તો ઇતીહાસીક મુદ્દાઓ ઇરાક અને ઇજીપ્ટ દેશોમાંથી જેટલા જુના જમાનાના મળી આવે છે તેટલા જુના બીજા દેશના ઇતીહાસના મલતા નથી. એ મુદ્દાઓ બતાવે છે કે આજથી સાત કે દશ હજાર વરસ કરતાંએ પહેલાં ઇજીપ્ટ અને સીરીઆ સંસ્કૃતીમાં જેટલા આગળ વધેલાં હતાં તેટલો બીજો કોઇ પણ દેશ ભાગ્યેજ આગળ વધેલો હશે. સીરીઆ એટલે કે પ્રાચીન કાલદીઆની સંસ્કૃતી વધુ આગલના જમાનાની હતી કે ઇજીપ્ટની તેનો નીરણ્ય હજી હવે કરવાનો છે.

માણસો અને જાનવરો જન્મે છે અને મરણ પામે છે. દરરોજ અને દરેક પળે બનતો આ બનાવ આપણને નવાઇ ઉપજાવે નહી, પણ જેઓની વૃત્તિ વિચાર કરવાની છે, જેની ટેવ ચીંતક છે, તેને માટે એ બનાવો વિચારોના વમળમાં નાખે તેવા છે જંગલીમાં જંગલી પ્રજા પણ એ ઉપર વિચાર કરતી રહી હતી, અને આ દર પળે બનતા સાધારણ જણાતા બનાવે જંગલી પ્રજાના વિચારોમાં વિકાશપણું આણ્યું.

સાધારણ જણાતા આ બનાવને લીધે પોતાની સાથના બીજાઓ કરતાં વધુ વિચાર શક્તિ ધરાવનાર પોતાની સાથના બીજાઓ ઉપર કાબુ મેળવી શક્યો હતો. તેણે પોતાની સાથેના બીજાઓને જન્મ અને મરણ બતાવી ચીંતામાં નાખ્યો, અને તે પછી તેનું મન સમાધાન કરવા પોતે કલપેલી કહાણી કે સમજુતી સંભળાવી, પોતે એ ભેદો જાણે છે એવું બતાવી, કબજો મેળવ્યો. અંગ બળને લીધે પોતાની સાથના બીજાઓ ઉપર કબજો મેળવનાર કરતાં કલ્પના શક્તિ ધરાવનાર માણસ વધુ બળવાન નીવડયો.

જંગલી સ્થીતીમાંથી માણસ જાતને આગળ વધારવા ઇશ્વરી પ્રેરણાવાળા પુરૂષો પ્રસંગે પ્રસંગે પ્રગટ થતા રહ્યા હતા. ઇશ્વરી પ્રેરણાવાળા પુરૂષો અને સત્તા ચલાવી રહેલાઓ વચ્ચે અથડામણ થાય છે એ દેખીતું જ છે.

કાલદીઆ અને ઇજીપ્ત વચ્ચે અથડામણનું રણક્ષેત્ર સીરીઆ, પેલેસ્ટાઇન છે. એ રણક્ષેત્રમાં જે જે વિચારોના પ્રકાર ભેગા થતા તે પોતાની અસર મુકતા જતા હતા. પરીણામે આપણે એ દેશોના માનવીઓમાં પ્રાચીન કાળની અથડામણોના જમાનાથી તે હાલના જમાનાની અથડામણોની અસર જોઇ શકીએ છીએ. તેટલા માટે પેલેસટાઇન અને તેની આસપાસ વસ્તી કોમોના વિચારોની વિચિત્રતા જાણવી રસ વગરની થઇ પડશે નહિ. સિયા-

શેની આ વિચિત્રતાઓનો અભ્યાસ કરવા તરફ લક્ષ દોડવાય એ આ પુસ્તકના હેતુઓમાંનો એક છે.

લાંબો કાળ નવીન નવીન વિચારો અને પ્રેરણાઓની અથડામણ રહેવા પછી તેને એકત્ર કરવાની કોશીશ કરનાર મહાન પુરૂષે પોતાને માત્ર બોધ આપનાર જાહેર કર્યો, અને તેને દેવી પુરૂષ કે અલ્લાહનો બેટો સમજી લેવાની ભુલ કરવામાં ન આવે તેટલા માટે પોતાના બોધને "ઇસલામ" નામ આપ્યું. ગૌતમ બૌધનું શીક્ષણ બુદ્ધ ધર્મ કહેવાય છે, અને જીસસ ક્રાઇસ્ટનો બોધ ક્રીશ્રીઅન કે ખ્રીસ્તી નામથી જાણીતો છે; બુધ્ધિસ્ટ લોકો બુદ્ધની અને ક્રીશ્રીયન લોકો ક્રાઇસ્ટની પુજા કરે છે. તેવી ભુલ થઇ ન પડે તે માટે મહમદ સ. અ. એ પોતાના શીક્ષણને માત્ર "ઇસલામ" નામ આપ્યું. જો કે નબી મહમદ સ. અ. ની કોશીસને લીધે મુસલમાનો તેમને દેવી પુરૂષ કે અલ્લાહનો બેટો, ભાઇ અથવા અવતાર માનતા નથી, પણ અનેક એવાં ફીરકાઓ ઉત્પન્ન થયા છે કે જેઓએ મહમદ સ અ. ના શુદ્ધ શીક્ષણ સાથે પ્રાચીન માન્યતાઓની ભેળસેળ કરી ઘણી વીચીત્ર માન્યતાઓ ઉભી કીધી છે. એવી કેટલીક માન્યતાઓનો અભ્યાસ કરવા શોક પેદા થાય એ આ પુસ્તક લખવાનો બીજો હેતુ છે.

મુસ્લીમ વીચારોને ગ્રીક અને બીજી ફીલસુફી સાથે કેટલો સંબંધ છે તે જાણવાનું થોડું ઘણું સાધન ગુજરાતી બોલતી પ્રજાને મલી શકે એ ત્રીજો હેતુ છે.

સ્વાર્થ સાધવા માટે ધર્મ ગુરૂઓ અને રાજદ્વારીઓ કાવાદાવા કરવા માટે કેટલી હલકી પાયરીએ ઉતરી પડે છે એ બતાવવું એ આ પુસ્તકનો ચોથો અને મુખ્ય હેતુ છે. તુરકી સલતનતના આ ભાગોમાં વસતા મવારીન ખ્રીસ્તીઓને ઉશ્કેરી તેઓના રક્ષણને બહાને યુરોપી રાજ્યો પેલેસટાઇન, સીરીઆ વીગેરે ઠેકાણે જે કાવાદાવા ખેલવા લાગ્યા હતા તેનો નતીજો આપણે આજે જાણીએ છીએ. રાજદ્વારી વીષયોના અભ્યાસીઓ માટે આ કાવાદાવા અને પગપેસારાનો ઇતીહાસ ઉપયોગી પાઠો શીખવનાર થઇ પડશે. કરમતી, નીઝારી, નુસેરી, બાતેની, દરૂઝ, મવારીન વીગેરે ફીરકાઓની ધાર્મીક માન્યતા અને ફીલસુફી, કલ્પના શક્તિ ધરાવનારા બાહોશ પુરૂષો પ્રજાની માનસીક શક્તિ ઉપર કાબુ મેળવી રાજ્યવિષયક સત્તાની વચ્ચે પોતાની સત્તા ઉત્પન્ન કરવા કેવી રમત રમ્યા હતા, તે બતાવવા ઉપયોગી પાઠો રજુ કરે છે. લુખ્ખા લાગતા આવા વિષયોના અભ્યાસમાં રસીકતા લાવવા તેને વાર્તાનું રૂપ આપવામાં આવ્યું છે, પણ તેમ કરતાં તેમાં શામીલ કરેલા બનાવો અને હકીકત માત્ર કલ્પીત નહી પણ ખરેખુદ બનેલા બનાવોનું વર્ણન છે.

આ પુસ્તક, વાર્તાનો પહેલો ભાગ છે, પણ તે સંપુરણ પ્રકરણ રજુ કરે છે.

લેખક.

# પુસ્તક છાપવામા થએલી ભુલોની યાદી

આ પુસ્તક છાપતી વખત પ્રુફ જોવાનો પુરો બંદોબસ્ત ન હોવાથી અનેક ઠેકાણે ભુલો નજરે પડે છે. આ યાદીમાં માત્ર એવી ભુલો બતાવવામા આવી છે કે જેથી અર્થ સમજવામા મુશકેલી થાય.

| પાના | લીટી | ભુલ | નીચે પ્રમાણે સુધારી વાચવું |
|---|---|---|---|
| ૭ | ૨૩ | ઇક શીદીએ | ઇકશીદીએ |
| ૧૧ | ૨ | ગાલિબ આનમ | ગાલિબખાનમ |
| ૧૨ | ૩ | બલગાની | ભુલગાની |
| ૧૫ | ૧૩ | અબુ શાકિર મેમુન અહ કદદાહ | અબુ શાકિર મેમુન અલ કદા |
| ૧૫ | ૧૭ | અહમદ બિન હુસેન | મહમદ બિન હુસેન |
| ૨૫ | પ્રકરણ ૪ થું આ પાનાથી શરૂ થાય છે તેને બદલે પાના ૨૩ ની લીટી ૧૦ થી શરૂ થએલું સમજવું. | | |
| ૨૮ | ૨૭ | મવારીત | મવારીન |
| ૩૯ | ૧૯ | મુમીન બાલીસને | મુમીન બાલીગને |
| ૪૦ | ૨ | તરબીઅસ કરવાનુ | તરબીઅત કરવાનુ |
| ૪૭ | ૬ | આપ લોકો | આમ લોકો |
| ૫૯ | ૧૫ | અરબોની મદદના | અરબોની અદદના હિસાબની |
| ૬૦ | ૩ | અરસતુલ | અરસતુ |
| ૬૨ | ૩ | હમઝા બિન અલી વીનમહમદ | હમઝા બિન અલી બીન મહમદ |
| ૬૩ | ૨૨ | નકસ નાતિક, નકસ હેવાની | નફસ નાતિક, નફસ હેવાની |
| ૬૭ | ૮ | ફિરાઓને | ફિરકાઓને |
| ૭૦ | ૧૯ | સાબેઇલ લોકોની | સાબેઇન લોકોની |
| ૭૦ | ૨૦ | હિંદને ફીલસુફીઓનુ | હિંદની ફીલસુફીઓનુ |
| ૧૦૬ | ૪ | નાદિમ મુસતકબીર | નાદિમ મુસતગફીર |
| ૧૦૭ | ૫ | તાહીસ | તાસીસ |
| ૧૧૦ | ૮ | કુપની બુનોશ પાશા | કુપતી બુનોશ પાશા |
| ૧૧૫ | ૯ને૧૦ | કરમતી દાઇ | કરમતી હુજત |
| ૧૨૩ | ૮ | ફીઆઓ | ફીયાઓ |
| ૧૩૩ | ૧૪ | સરદાલ | સરદાબ |
| ૧૩૬ | ૨૩ | જગાઅત | જમાઅત |
| ૧૪૪ | ૨૦ | શીખવવાની જરૂર | શીખવાની જરૂર |
| ૧૪૬ | ૧૫ | મોઝુન | માઝુન |
| ૧૬૧ | ૧ | ઇમામની સરત | ઇમામની સુરત |
| ૧૬૭ | ૧૬ | નાચેરીઆ ઇસમાઇલીયો | નાસેરીઆ ઇસમાઇલીઓ |

| | | | |
|---|---|---|---|
| ૧૬૬ | ૧૪ | તમને | તેમને |
| ૧૬૯ | ૧૩ | જોન | જાન |
| ,, | ૧૪ | લખાનજ કર | લખાણુ કરજે |
| ,, | ૨૩ | સિલસિલો આલુ છે | સિલસિલો ચાલુ છે. |
| ૧૭૦ | ૧૦ | behaves | behoves |
| ૧૭૩ | ૪ | તજરાદ | તજરીદ |
| ,, | ૧૮ | ઇખતેલાહ | ઇખતેલાફ |
| ૧૮૩ | ૨૧ | મઆદમી | મઆદની |
| ૧૯૧ | ૮ | મહમ્મહ નેસાપુરી | મહમદ નેસાપુરી |
| ૧૯૫ | ૨૮ | ઇમામી ઝઝમાનને | ઇમામીઝ ઝમાનને |
| ૧૯૭ | ૧૬ | મીશાકના મામા | મીશાક નામામા |
| ૨૦૨ | ૩ | ઇમામ આરમિના | ઇમામ આમિરના |
| ૨૦૫ | ૧૧ | વાસીલ બીન અના | વાસીલ બીન અતા |
| ,, | ૧૫ | દરદ | દરસ |
| ૨૧૧ | ૨૧ | અલ કાહીશ | અલ કાહીરા |
| ૨૧૨ | ૪ | કરમતી ઉસુસ | કરમતી ઉસુલ |
| ૨૧૫ | ૨૩ | શરીફ હમદ | શરીફ હમુદ |
| ,, | ૨૫ | અલકામીર | અલ કામીલ |
| ૨૧૮ | ૧ | Schoolars | Scholars |
| ,, | ૨૩ | oppsites | opposites |
| ૨૧૯ | ૨ | inseparable | inseparably |
| ૨૨૦ | ૧૧ | અલ્લાહને નશવીહ | અલ્લાહને તશબીહ |
| ૨૨૩ | છેલ્લી | reoson | reason |
| ૨૨૪ | ૧૪ | Ai geazali | Al gazali |
| ,, | ૧૬ | soho lastics | scholastics |
| ,, | ૨૩ | farmentation | firmantation |
| ,, | ૨૪ | as | is |
| ૨૨૬ | ૧૧ | new certain | new creation |
| ,, | ૨૯ | them | then |
| ૨૨૮ | ૧૧ | જુઝઝી જાહેર | જુઝઝી જોહર |
| ૨૨૯ | ૧૦મી લીટીના છેવટથી મુખતાર કબાબી પોતાનો અભિપ્રાય આપે છે. | | |
| ૨૩૬ | ૩૦ | ઇમાનુંઝઝમાનનો | ઇમામુઝ ઝમાનનો |

# સૂચીપત્ર

આ પુસ્તકમાં ચર્ચાયલા જુદા જુદા વિષયોની પાનોત્રી માટે પુસ્તકને છેવટે સાંકળીઉ આપવામાં આવ્યું છે તે જુઓ. નીચે માત્ર પ્રકરણોની પાનોત્રી આપી છે.

---

૭૮૬

# ઇબ્ને અહેસાન

## પ્રકરણ ૧ લું

### અલ હુસામ અને ઇબ્ને અહેસાન.

બૅતુલમુકદ્દસ અને તેની આસપાસનો દેશ પેલેસતાઇન (ફલસતીન) કહેવાય છે. પેલેસતાનઇની ઉતરમાં બૅરૂતનો ઇલાકો છે કે જે તુરકી સલતનતના વખતમાં બૅરૂતની વિલાયત કહેવાતી હતી. બૅરૂત વિલાયતની ઉતરે લબનાન (Lebanon) નામથી ઓળખાતો દેશ છે કે જે તુરકી સલતનતના વખતમાં લબનાન તાલુકો (સંજાક) ગણાતો હતો, અને એક જુદા મુશીરને હવાલે હતો. લબનાનની મશરિકમાં દિમશકની વિલાયત અને ઉતરે હલબની વિલાયત છે. આપણી વાર્તાનું મથક લબનાન સંજાકનો પહાડી પ્રદેશ અને બૅરૂતની વિલાયત છે. આ વાર્તા તુરકી સલતનતને તાબે આ દેશો હતા તે જમાનાની છે. લબનાન અને બૅરૂતનો ઇલાકો પહાડી પ્રદેશોથી ભરપૂર, અને ઓલીવ અને તુતના ઝાડોના જંગલોથી છવાયલો છે. અંગુર દ્રાક્ષના કુદરતી બગીચાઓ સાથે અંજીર પણ દગલે પગલે નજરે પડે છે. રસદાર મેવાઓની જાણે ત્યાં ખાણો છે, અને ઝાડોથી ઢંકાએલા પહાડો અને રળીઆમણી ખીણોનો શુમાર નથી. તેમાં પણ લબનાનના પહાડો અને ખીણો ઇમારતી લાકડાંના જંગલોથી ભરપૂર અને તેને લીધે કદીમ જમાનાથી મશહૂર છે.

આ રળીઆમણા દેશોમાં એક જમાનામાં તારાઓને પુંજનારાઓ રહેતા હતા. પહાડી પ્રદેશના રહેવાસીઓ હોવાથી સ્વતંત્ર સ્વભાવના અને લડાયક જુસ્સાના હતા. હજી પણ તે ખાસીઅતો મરણ પામી નથી, અને ઘણા પાહાડી પ્રદેશોમાં નજરે પડે છે તેમ તેઓનો સ્વતંત્ર સ્વભાવ હજી માંહે માંહેની મારામારીઓ ઉત્પન કરતો રહ્યો છે. કબીલાને નામે કે ધર્મને કારણે તેઓ મારામારી કરતા રહ્યા છે. જેનો લાભ પરદેશીઓએ લીધો છે, અને લે છે. તારાઓને પુંજનારાઓનાંથી તેઓ ખ્રીસ્તી થયા, પણ પોતાની પુરાણી માન્યતાઓ મુકી નહી. ઇસલામના ફેલાવા પછી મહોટો ભાગ મુસલમાન થયો, પણ પ્રાચીન માન્યતાઓની ખાસીયતો છોડી નહી. હાલમાં એ દેશોમાં વસતા ખ્રીસ્તીઓનો મહોટો ભાગ મવારીન ફિરકાનો અને અને નહાનો ભાગ

ગ્રીક ચર્ચને માનનારો છે. મુસલમાનોમાં ઇસમાઇલી ફિરકાના કેટલાક વિભાગો હસ્તી ધરાવે છે; જેમકે દરૂઝ લડવઇયાઓથી ઘણા પહાડો વસાએલા છે, નુસેરીઓ અને કરમતીઓ, બાતેનીઓ અને ફાતેમીઓ તેમજ મેતાવલીને નામે ઓળખાતા શિઆઓ પણ ત્યાં વસે છે. થોડા વરસ અગાઉ સુન્નત જમાતની વસ્તી થોડી હતી, પણ વખતના વહેવા સાથે ઇસમાઇલીઓ અહેલે સુન્નત તરફ ફેરવાતા જાય છે. ધર્મને નામે તકરારો, અને મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચેની મારામારીઓનો લાભ લઇ યુરોપના ખ્રીસ્તી રાજ્યો આ દેશોમાં કાવાદાવા કરવા લાગ્યા, અને અણદીઠ સત્તા જમાવતા જઇ અંતે તુરકી સલતનતથી આ ભાગોને હમણાજ જુદા કરી નાખવામાં ફાવી ગયા છે.

બેરૂતથી હલબ તરફ જે રેલ્વે જાય છે તે રેલ્વેનું એક મુખ્ય સ્ટેશન હમસ શહેર છે. હમસ અને તેની ઉત્તરે આવેલું હમાથ શહેર આગલા ફાતેમી ઇમામોમાના જેઓ મસતુરીન કહેવાય છે તેઓની ચળવળના મુખ્ય મથકો હતાં. પહાડી જંગલોથી ભરપૂર આસપાસના પ્રદેશમાં તેઓના દાઇઓ છુપી રીતે કામ કરી રહ્યા હતા; અને મસતૂરીન ઇમામો શહેરોમાં વેપારીઓ તરીકે રહી બેરૂત બંદર રસ્તે પરદેશ સાથે વેપાર અને રાજદ્વારી વહેવાર ચલાવતા હતા. તેઓના વેપારી કાફલાઓ બસરા અને બગદાદથી આગલા વખતમાં ખ્યાતીને પામેલા પામીરા અને તદમોરના રણને માર્ગે પુર્વથી પશ્ચીમ તરફ આવતા જતા હતા, અને એ રણ રસ્તેના પ્રાચીન વેપારી માર્ગમાં આવેલી કારવાનસરા અને ખંદીએરોનો વેપાર તેમજ રાજકીય ચલવલ માટે ઉપયોગ કરતા હતા. એ છુપી ચલવલ ચાલતી હતી તે વખતે ઘણાએક હુજતને નામે ઓળખાતા ઇમામોના ધર્મ પ્રચારકોએ પોતાની સ્વતંત્ર સત્તા પણ ફેલાવી હતી, જેને લીધે જુદેજુદે મથકે ફાતેમી ઇમામના નામથી જે મત ફેલાવવામાં આવતો હતો તેનું જુદું જુદું રૂપ જોવામાં આવતું હતું. આ જુદા જુદા રૂપોનો કંઇક ખ્યાલ આ વાર્તામાં સમાએલો જણાશે.

અલ હુસામ બિન મહમદ, કરમતીઓનો વડો ધર્મગુરૂ, હમશ શહેરમાં નહેર અલ આસી ઉપર આવેલા એક ભવ્ય બાગમાં રહેતો હતો. વેપારી તરીકે તે બેરૂત બંદર મારફત ફ્રાન્સ સાથે મહોટો વેપાર પણ ચલાવતો હતો. તે ઘણો દોલતમંદ હતો, અને તેની માલીકીમાં લબનાન અને તેની ઉત્તરમાં કેટલાક જંગલો અને જાગીરો પણ હતાં. પહાડી પ્રદેશના અર્ધ

જંગલી લોકોનો એક ભાગ તેને તાબે હોવાથી સલતનતના અમલદારો તેને રાજી રાખવા માગતા હતા, તેમ તેને ફ્રાન્સના રાજ્ય સાથે પણ ભેદી સંબંધ હતો. તે શાહી દમામ સાથે રહેતો હતો. પોતાની ઇચ્છાઓ કે મતલબ પાર પાડવા માટે છુટે હાથે ખરચ કરતો, પણ બીજી રીતે તે આપમતલબી, સ્વાર્થી અને પૈસાનો લાલચુ હતો. તે માનતો હતો કે તેના દહાપણ અને સમજ આગલ બીજા બધા પાણી ભરે છે. તેને તાબેના લોકો સાથે તેની વર્તણુક એવી હતી કે જાણે બધા તેના ખરીદી લીધેલા ગુલામો અને તેનો પડતો બોલ ઉચકનારા ચાકરો હોય. કાવા-દાવામાં તે કુશળ હતો, અને તુરકી સલતનત અને ફ્રાન્સ સાથે તે એવી રીતે વરતવા માગતો હતો કે દરેક પક્ષ તેને પોતાનો સમજે. તેના સ્વભાવ, અને તેને પોતાને માટે ઘણોજ ઉંચો ખ્યાલ હોવાથી, તે હાથ નીચેના માણસોથી ઘણી થોડી વાત કરતો હતો. તે માનતો હતો કે બધાઓએ તેનો પડતો બોલ ઉચકી લેવો જોઇએ, તે સબબ તેના માણસો પણ દરેક વાતમાં તેની સાથે હાએ હા કરે જતા હતા. તેણે ત્રણ સ્ત્રીઓ સાથે શાદી કીધી હતી, જેમાની બે જુની સ્ત્રીઓને હમેશ શહેરમાં રાખી હતી, અને ત્રીજી, નવીને, નહેર અલ કબીર ઉપર આવેલી તેની જાગીર જે હાલુલ મહાલ નામથી ઓળખાતી હતી, ત્યાં રાખી હતી. તેની જાગીરો ઉપર કામ કરવા માટે તેણે ગુલામો રાખેલા હતા, તે ઉપરાંત તેની નોકરીમાં કેટલાક અરબો સિરીઅનો અને બીજાઓ પણ હતા, કે જેઓ મહોટા ભાગે કરમતી ફિરકાના હતા.

**ઇબ્ને અહેસાન** બની કાદરી કબીલાનો એક જવાન હતો. તે મોતબર અને ઉંચા ખાનદાનનો, ચંચળ, માયાળુ અને ભોલા સ્વભાવનો હતો. કેટલાક સંજોગોને લીધે તેનું કુટુંબ તંગીમાં આવી જવાને લીધે તે અલ હુસામની નોકરીમાં એવી ઉમેદથી જોડાયો હતો કે અલ હુસામ, જે તેના ધર્મ ફિરકાનો વડો હતો તે, તેને અને તેના કુટુંબને તેઓની આગલી હાલત ઉપર લાવવામાં મદદ કરતા થઇ પડશે. થોડા વરસની નોકરી પછી તે અલ હુસામના સ્વભાવથી જાણીતો થયો, પણ ધર્મ માન્યતાઓની અસરને લીધે તેમજ બીજી વધારે સારી નોકરી કે કમાઇનું સાધન ન મલવાને કારણે તે ઉમેદમાં ને ઉમેદમાં અલ હુસામની નિમકહલાલીથી નોકરી કર્યો જતો હતો.

**અલ હુસામ** તેની કોમ સાથે અને તેને તાબેના લોકો સાથે જે વર્તણુંક ચલાવતો હતો તેને પરીણામે ઘણાઓ તેની વિરૂધ થયા હતા, અને વિરૂધતાની ચળવળ ફેલાતી જતી હતી. એ વિરૂધતાનું મૂળ કારણ તપાસી તે દુર કરવાને

બદલે સ્વાર્થી અલ હુસામ સખતાઇથી તે વિરોધ દબાવી દેવા કોશિષ કરતો હતો, તે સબબ એ વિરોધતા જાહેર જણાતી બંધ પડી અંદરખાનેથી પ્રસરવા લાગી હતી. **તુરકી સલ્તનતે** ગુલામી વિરૂધ કાયદાઓ અમલમાં મુકેલા હોવાથી અલ હુસામની વિરૂધ થએલા સરદારો, તાબેના લોકો અને ગુલામો તે કાયદાનો લાભ મેળવવા ચાહતા હતા, પણ અલ હુસામ લાલચુ અમલદારોની ખુશામદ કરી, તેઓને પઇસાની મદદથી રાજી રાખી, પોતાનું કામ કાઢી લેતો હતો.

વસંત ૠતુ ખીલી રહી હતી. લબનાનના પહાડી પ્રદેશની સખ્ત ઠંડીની મોસમમાં ઝાડો પાંદડાઓ ખોઇ સુકાએલા ઠુંઠાઓ જેવા થઇ ગયા પછી નવા પાંદડાઓ અને ફુલો આવેલાં હતાં. બધી તરફ રળીઆમણા દેખાવો નજરે પડતા હતા. પશુ અને પક્ષીઓમાં પણ જાણે નવો જીવ આવ્યો હતો. અને અનેક રંગબેરંગી પક્ષીઓ અહીં તહીં કુદાકુદ કરી રહ્યાં હતાં. **હુમશ શહેરની** એક તરફ નહેર અલ આસીની નજદીક એક વિશાળ અને સુંદર બાગ વચ્ચે મજબૂત પત્થરનું કિલ્લા જેવું મકાન હતું, જ્યાં અલ હુસામ રહેતો હતો. તે મજબૂત બાંધણીના, ગઢ જેવા, મકાનના દરવાજા પાસે પહાડી ઘોડાઓ જોડેલી એક ગાડી ઉભી હતી. દરવાજા પાસે કેટલાક દરબાનો માલિકના બહાર આવવાની રાહ જોઇ ઉભા હતા. **ઇબને અહેસાન** પણ ગાડીની નજદીક ઉભેલો હતો. તેના ખુબસુરત અને જવાન ચહેરા ઉપર ફિકરની છાપ નજરે પડતી હતી, અને તે વિચારમાં પડેલો જણાતો હતો. થોડી વારમાં **અલ હુસામ** બાહેર આવ્યો, અને દમામ સાથે ગાડીમાં જઇ બેઠો. ઇબને અહેસાને ગાડીમાં તેની સામે જગા લીધી, એટલે ગાડી સ્ટેશન તરફ રવાના થઇ. સ્ટેશન ઉપર આવી પહોંચતાં ઇબને અહેસાન ગાડીમાંથી ઉતર્યો. ત્યાં ઉભેલા અલ હુસામના બીજા એક ચાકર સાથે મસલહત કીધી. સ્ટેશન ઉપર ગયો, હુમશ શહેરથી **તરાબુલુસ** (ત્રીપોલી) તરફ જતી રેલ્વેમાં એક ખાસ સેલૂનનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તેની તપાસ લીધી, અને અલ હુસામને બધી સગવડ કરી આપી ઇબને અહેસાન બીજા એક દબ્બામાં જઇ બેઠો, સિગનલ થઇ, અને રેલગાડી તરાબુલુસ તરફ રવાના થઇ.

**ઇબને અહેસાન** દબ્બામાં દાખલ થયો, અને એક તરફ જઇ બેઠો, ત્યારથી તે કંઇક ઉંડા વિચારોમાં પડી ગયો, એટલે તેની આસપાસ કોણ હતું તેનો પણ તેને ખ્યાલ રહ્યો નહિ. ગાડી રવાના થવા પછી તેના કાન ઉપર હસવાનો આવાજ આવ્યો, એટલે તેણે સામે જોયું, અને પોતાના મિત્ર **લતીફ** બેને તેની સામેજ બેઠેલો જોયો.

**લતીફ બે**—કેમ બિરાદર, કંઇ જુદાજ પ્રદેશમાં સફર કરતા હોવ તેવા જણાઓ છો! કેમ જીસ્માની આલમમાં ગયા હતા કે રૂહાની આલમમાં? મને ખાતરી છે કે જીસમાની આલમમાં તો નહોતાજ.

**ઇબ્ને અહેસાન**—માશૂકનો ખ્યાલ જે આલમમાં હોઇ શકે તે આલમને તમે ગમે તે નામ આપો.

**લતીફ બે**—અરે, પણ જંજાલ શાની કરે છે. મેં તને કેટલી વખત કહ્યું કે અલ હુસામ ફકત પોતાની ઝબાન હિલાવસે કે તમારૂં કામ થઇ ગયું સમજવું. તેણીનો કાકો કદી પણ અલ હુસામને ના પાડવાનો નથી.

**ઇબ્ને અહેસાન**—હું પણ તેજ વિચારમાં છું. પણ તમો કહાં જાઓ છો બિરાદર?

**લતીફ બે**—નહર અબુ અલી તરફના મારા ઓલીવના બાગમાં. ત્યાં કેટલાક દિવસ રહીશ. નહેર અલ કાદીસામાં પુર ઘણું આવ્યું છે, તે સબબ બાગનો કેટલોક ભાગ નુકસાન પહોંચે તેવી હાલતમાં આવી ગયો છે, માટે કંઇ ઇલાજ લેવો જોઇએ. બની શકે તો થોડા દિવસ માટે તમે આવી જાઓ, બહુ ગમત પડશે.

**ઇબ્ને અહેસાન**—ખચિત. ખચિત. મને ત્યાંની પહાડીઓ વચ્ચે વહેતા ઝરાઓ અને ઓલીવથી લચતાં જંગલો વચ્ચે ફરવું બહુ ગમે છે. એકાંત પણ છે, એટલે તે મારી તબીઅતને બહુ માફક આવે છે. પણ—

**લતીફ બે**—પણ અને બણ શું! બિરાદર તું વિચારોમાં અને વિચારોમાં રહ્યા કરશે. જો પેલી તારી સાથે શાદી કરવા ના પાડે, અથવા તેનો કાકો ના પાડે તો ફકીર થઇને મારા એ બાગમાં ઝાડો વચ્ચે એકાંત જીંદગી ભોગવજે. તે પણ તારી તબીઅતને માફક આવશે. હા! હા! હા!

**ઇબ્ને અહેસાન**—લતીફ, લતીફ, તને મજાક સુજી છે. ખેર એ વાત જવા દે.

**મિત્રો વચ્ચે** થોડી અહીં તહીંની વાતો થઇ, તેટલામાં રેલ ગાડી નહેર અલ કબીર ઉપરના પુલ પાસે આવી લાગી, એટલે પુલ પસાર કરવા ધીમી પડી; અને ઇબ્ને અહેસાન, લતીફ તેમજ બીજા ઉતારૂઓ નદીમાં આવેલા પુરને લીધે જે મનોરંજક દેખાવ નજરે પડતો હતો તે જોવા લાગ્યા. પુલ પસાર કરવા પછી રેલગાડી એક નાના સ્ટેશન પાસે ઉભી રહી, એટલે ઇબ્ને અહેસાન ગાડીમાંથી ઉતરી અલ હુસામ પાસે ગયો, સામાન ઉતરાવ્યો, અને

સ્ટેશન ઉપર આવેલા અલ હુસામના ચાકરોને સ્વાધીન કર્યો. સ્ટેશન બાહેર **અલ હુસામ અને ઇબ્ને અહેસાન** માટે ઘોડાઓ તૈયાર રાખેલા હતા તે ઉપર તેઓ સવાર થયા, અને કલાત અલ હુસ્ન તરફ જતા પહાડી રસ્તા માર્ગે અલ હુસામની જાગીર તરફ રવાના થયા. ઓલીવ અને અંગુર તેમજ બીજા મેવાઓના બગીચાઓ અને ગિચ જંગલો વચ્ચેના પહાડી રસ્તાની આસપાસના સુંદર દેખાવો જોતા અલ હુસામ અને ઇબ્ને અહેસાન લગભગ મગરિબના વખતે અલ હુસામની જાગીર, કે જે હાલલ મહાલ નામથી ઓળખાતી હતી, ત્યાં આવી પહોંચ્યાં. એ જાગીરના એક ભાગમાં એક નહાના બગીચા વચ્ચે એક સુંદર પણ મજબૂત પત્થરનું મકાન બાંધેલું હતું, કે જેની શોભા શાહી મહેલને ટક્કર મારે તેવી હતી. એ મહેલ જેવા મકાનમાં અલ હુસામ દાખલ થયો. **ઇબ્ને અહેસાન** પોતાના શેઠને તે મકાનના દરવાજા પાસે મુકી ત્યાંથી દુર આવેલા બીજા એક નહાના બંગલામાં ગયો, કે જેની આસપાસ નોકરો અને ગુલામો માટે સંખ્યાબંધ ઘરો અને ચાલ બાંધવામાં આવેલી જણાતી હતી. સ્ટેશનથી જાગીર તરફ આવતાં અલ હુસામ અને ઇબ્ને અહેસાન વચ્ચે કવચીતજ એક બે બોલ બોલાયા હતા. અલ હુસામ કોઇ પણ માણસ સાથે છુટથી વાત કરવાનું પસંદ કરતો ન હતો, તેમ કરવામાં તે પોતાની હલકાઇ માનતો હતો, આજે તેણે ઇબ્ને અહેસાનને વિચારોમાં પડેલો જોઇ ચુપકીદીજ અખત્યાર કરી હતી.

અલ હુસામ મકાનમાં દાખલ થયો કે તેનો ખાનગી હુઝુરી આવી મળ્યો. હુઝુરીએ તેના માલિકને હસતે ચહેરે આવકાર આપતાં સલામ કીધો, અને માલિકે તેના જવાબમાં મહોટાઇના દમામ સાથે, મહેરબાની કરતો હોય તેવી નજરે, તેની તરફ જોયું. તેઓ ખાનગી ઓરડાઓ તરફ આવ્યા.

"ફાતેમા ખાનમ, આપની રાહ જોઇ રહ્યાં છે. તેમની તબીઅત એક બે દિવસ થયા બગડી ગયેલી છે, આપ ત્યહાં પધારશો કે આપના ઓરડામાં" હુઝુરીએ પૂછ્યું.

"મારા ઓરડામાં જઇશ, પણ દાસી કયાં છે, તેણીને મારી પાસે મોકલજે."

હુઝુરી તેના માલિકને આદાબ અરઝ કરી ત્યાંથી બીજી તરફ ગયો, અને અલ હુસામ પોતાના ખાસ ઓરડામાં દાખલ થયો. તે દીવાન ઉપર જઇ બેઠો તેટલામાં હુઝુરી દાસીને લઇ દાખલ થયો, અને માલિકના કપડાં ઉતારવા લાગ્યો.

"દાસી ફાતેમા ખાનમને ખબર આપ કે મને અહીં આવી મલે."

" જેવો આપ નામદારનો હુકમ. ખાનમની તબીઅત જરા નરમ છે. વાસતે આપ વહાંજ પધારો તો બહેતર."

" ખાનમ તો બિમાર રહેશે, તેણીને કહે કે મારો હુકમ છે, અહીં આવે."

" જેવી હુઝુરની મરજી " એમ કહી દાસી ત્યાંથી ગઇ. હુઝુરી પણ પોતાનું કામ કરી બાહેર ગયો. અને અલ હુસામ એકલો પડતાં મનમાં બડબડવા લાગ્યો.

" ખાનમ સહેજ બીમાર છે, તેણી મારી પાસે ન આવી શકે, કેવો બેવકુફી ભરેલો જવાબ, પણ આ ગુલામડીઓ એથી વધૂં શું સમજી શકે. અને ખાનમ! ખાનમ પણ કોણ! તે પણ મારી ગુલામડી. તેણી પોતાને અમીર ફખરીની શાહઝાદી સમજે છે. પણ અમીર ફખરી પણ કોણ? તે પણ મારી જા ખિઝમત કરવા જનમેલો છે. પણ **ઇબને અહેસાન** શું વિચારમાં પડેલો છે? તેને પણ તેના કબીલાનો ઘણો ફખર છે. બેવકુફ! નોકરી કરે છે, અને ધણીપણાની બૂ દિમાગમાંથી જતી નથી. હૂં તેની ઉપર કેટલૂં અહેસાન કરૂ છૂ તે મારી નોકરી કરે છે તે સબબ કેટલી મહોટાઇ મેળવે છે. જો તેને કહાડી મુકૂં તો કોઇ તેને પૂછે પણ નહી. તેને જે મલે છે તે કરકસર કરી ભેગૂં કરે છે, મૂજી છે, તે એવો વિચાર રાખે છે કે કંઇક ભેગૂ થાય તો નોકરી છોડી દે, અને સ્વતંત્ર જીંદગી ગુજારે. તેને મારામાં એતેકાદ મઝબૂત છે. પણ તેને તંગ રાખવો એજ ઠીક. નહી તો ચાલ્યો જશે. અક્કલતો નથી, હૂં ચાહૂં તેમ એને રમાડી શકૂં છું. **ફાતેમાં** પણ ઘણો ફાંકો રાખે છે, તેણીને ખુબસૂરતીની મગરૂરી છે. પણ છેબી ખુબસૂરત, નાઝ અને આદામાં બીજીઓ તેણીને નહી પહોંચે. પણ આખરકાર તે ઓરત તે ઓરત. મારી ગુલામી કરવી, અને મારૂ મન બહેલાવવું એ તેણીની ફરઝ છે. **ઇબને અહેસાન,** કબીલાની મગરૂરી, તેનો કબીલો હરાનમાં છે તો સતાવાન, પણ તેના મનમાં શું છે તે મારે જાણવું જોઇએ. ઈક **શીદીએ** ફરીથી મારા ગુલામોને બરગલાવવા કોશિસ શરૂ કીધી છે, તેને જો કાયમ મકામ નીમશે તો તે વધૂં સતાવશે, માટે **તોફીક પાશાની** મદદ લેવી. એ તોફીક કેવો છે તે જાણવું જોઇએ, તેને દાવત આપી અહી બુલાવવો તે માટે ઇબને અહેસાનને તેની પાસે મોકલવો ઠીક પડશે, એવા કામમા ઇબને અહેસાન બાહોશ છે. અરે! પણ મારી પાસે એ **ઇકશીદી** તે કોણ! તેને તો મચ્છરની પેઠે આંગળીઓ વચ્ચે પીશી નાખીશ. પણ! પણ! ખેર એ બધૂ થઇ રહેશે, જર ચાહેસો કર! દોલતની જરૂર છે, બસ સોનાની મહોરો એજ બધૂ વીશ્વ છે, એજ અલ્લાહ છે, અને જ્યાં સુધી આ **કરમતી** ફિરકો આબાદ છે ત્યાં સુધી આપણુને મહોરોનો

તોટો નથી. પણ એ ફિરકાને આબાદ રાખવા એ ઢોબાઓને જાહિલ રાખવાની જરૂર છે. મને તેઓ કેવો માને છે! મારી કેટલી હદ સુધી તેઓ તાઅત કરે છે! કોની મગદૂર કે મારો હુકમ ન ઉઠાવે! જરા નાતબહારની કે સબંધ બંધની ધમકી આપી કે પેજામાને પણ ખરાબ કરી દેશે. એ બધું મવાલીઓના તુફેલથી, દોલત તેઓને મારા ગુલામો બનાવી દે છે, અને ચાહૂં તે કરવા તેઓ તઇયાર છે, લોકો તે જાણે છે, દરેક ઠેકાણે મવાલીઓ મોજૂદ છે તે પણ તેઓ જાણે છે. પણ આ **ઈકરશીદી** અને તેના જેવા બીજા હવે પેદા થવા લાગ્યા છે. એ યુરોપની અસર નહી નહીં, એ તાલીમની અસર છે. તે સબબ જાપ્તો પુરો રાખવો જોઇએ. પણ ઇકરશીદી અને બીજાઓ મારા ગુલામોને ભમાવે છે, અને મારી કોમમાં બદનામી કરે છે. આ નુરાની હેકલને બદનામ કરવાની કોશિસ કરે છે હા! હા! **નુરાની હેકલ**! પણ શા વાસ્તે નહી! શું આ **નાસુત** કંઇ કમ છે? અને તેમાં જે **લાહુત** બિરાજે છે તે? હા! હા? એતો દુનીઆ એમજ ચાલે. ઇમામના નામથી આ બધું ચાલે છે. અને ઇમામ? પણ શું? આ ભેદ બાહેર જવો ન જોઇએ. મનમાં પણ તે ઉપર વિચાર કરવો ઠીક નથી! આ પત્થરની દિવાલને પણ કાન છે. પણ કોમને ઇકરશીદીની કારરવાઇથી દુર તો રાખવીજ જોઇએ. **દરૂઝ બાબ અમીર અતરશ** સાથે જે ખાનગી સમજુતી કરી લીધી છે તે પણ ઠીક છે. અમીર અતરશ એ **બાબ**! હા! **બાબુલ અબવાબ**! શું એ દરઝ લોકો સાથે ઠગાઇ રમી રહ્યો છે. ધર્મનું ધતિંગ એમજ ચાલે! અમીર અતરશ એ બાબુલ અબવાબ, અને હું? હું **કરમતીઓનો હુજત**! પણ કહે છે કે **નિઝારીઓના ઇમામની** અંગરેઝોમાં કેટલી લાગવગ છે! સબબ એજ કે ઇરાન, હિંદ અને તુરકસ્તાનમાં પણ તેના મુરીદો છે, જે અંગરેઝોના લાભમાં છે, પણ શૂં! ફ્રાન્સમા મારી થોડી વગ છે! પણ આ અવાજ! ચાલો! હું ધારૂં છું કે **ફાતેમાં ખાનમ** આવે છે. ફાતેમાં! ખુબસૂરત ફાતેમાં! તેણી વધારે ખુબસુરત છે કે **લતીફા**? આને અહી રાખી છે તે ઠીકજ કીધું છે, અને લતીફા અને ખદીજા વચ્ચે જે લાગણી ઉત્પન કીધી છે તે પણ ઠીકજ થયું. એક બીજા ઉપર જાસૂસી! હું કેવો તેઓને બનાવી શકૂં છું, પણ ઓરત જાતથી એજ રીતે કામ લેવું જોઇએ. ઓરતોના કાવાદાવાથી ઘણી સાવચેતી રાખવાની જરૂર છે પણ ઇબને અહેસાન શૂં વિચારમાં પડેલો છે?

આવા વીચારોના તરંગમાં તે પડેલો હતો તેવામાં ખુબસૂરત ફાતેમાં ખાનમ નાઝ અને અદા સાથે ત્યાં દાખલ થઇ.

# પ્રકરણ ૨ જું

## મઅ્તુરીન ઇમામો અને કરમતીઓ,

**અલ હુસામ**-પોતાના ઓરડામાં ફાતેમાં ખાનમની રાહ જોતો વિચારોના તરંગમાં બેઠો હતો તે વખત **ઇબ્ને અહેસાન** નોકરો માટેની ચાલે બાંધવામાં આવી હતી તે તરફ આગલ વધ્યો, અને ત્યાં આવેલા એક નહાના બંગલામાં દાખલ થયો. આ મકાન ખાસ માણસો માટે બાંધવામાં આવેલું હતું, જ્યાં ઇબ્ને અહેસાન જેવા પંક્તિના માણસોને રહેવાની ગોઠવણ હતી. તેની આસપાસ બીજા નહાના બંગલાઓ કરમતી ફિરકાના તવંગર આસામીઓ કે કબીલાના સરદારોના ઉતારા માટે બાંધવામાં આવેલા હતા. ઇબ્ને અહેસાન બગલામાં દાખલ થયો કે તેને અંદરથી **અબુ રિઝામ** નામના કરમતી દાઇએ આવકાર આપ્યો.

**અબુ રિઝામ**-કેમ બિરાદર, તેમોને આજે કંઇ મોડું થયું?

**ઇબ્ને અહેસાન**—ગાડી થોડી લેટ હતી. તેમ નહેર અલ કબીર લબ-થએલી હોવાથી રસતામાં કેટલેક ઠેકાણે પાનીના ખાબોચીઆ હોવાથી ઘોડાઓ જલદી ચલાવી શકાતા ન હોતા. પણ સઇયદી તમો અહી કેટલા દીવસથી છો તે તો જણાવો?

**અબુ રિઝામ—**હૂં જબરેલથી બે દિવસ પહેલાં અહીં આવ્યો, અને હમસ આવવાનો હતો, પણ મને ખબર મલી કે અમીર અહી પધારે છે તે વાસ્તે થોભી ગયો. અમીર ખલવતમાં ગયા હશે. ફાતેમાં ખાનમ તરફ શોક કંઇ વધારે જણાય છે?

**ઇબ્ને અહેસાન**-તેણી ઘણી ખુબસુરત અને બાહોશ છે. તેણીનો બાપ અમીર ફખરી અમારા કબીલા સાથ ઘણી મહોબત રાખતો હતો, તે સબબ ફાતેમાં ખાનમ સગીર હતી ત્યારથી અમારા ઘરમાં આવતી જતી, એટલે હૂં તેણીને ઠીક પિછાણું છું. પણ તમો જબરેલથી આવો છો એટલે ત્યાંની ખબર તો આપો. **અમીર જલીલ** કેમ છે?

**અબુ રિઝામ**—અમીર હુસામ તેને હાથમાં રાખવા ચાહે છે, પણ મને એ અમર મુશકિલ જણાય છે. જો કે જાહેરમાં તે અપની તરફ છે, લેકિન તેના ખ્યાલાતો ફાતેમીઓ તરફ છે. તેનું અરધું કુટુંબ તો બિલકુલ અપનાજ હાથમાં છે.

**ઇબ્નેે અહેસાન**—સઇયદી, હું તમોને કંઇ ખાનગી કહેવા અને તમારી સલાહ લેવા ચાહું છુ. મને ખાતરી છે કે તમો મને સારી સલાહ આપશો.

**અબુ રિઝામ**—ખુશીથી કહો, તમારે માટે મને જે મહોબ્બત છે તે તમો જાણો છોજ.

**ઇબ્નેે અહેસાન**—અમીર જલીલના મહોટા બેટાની બેટી **ગાલિબ ખાનમ** વિષે તમે સાંભળ્યું હશે !

**અબુ રિઝામ**—તેણી શીખેલી અને બાહોશ બાનું છે. તેના બાપના મોત પછી તેણીની મા સાથે અલ મીનામાં રહે છે, પણ કોઇ કોઇ વખત જબ્બરેલ પણ આવે છે.

**ઇબ્નેે અહેસાન**—બે વરસ પહેલાં હું મારા કાકા સાથે મીના ગયો હતો તે વખત મેં તેણીને જોઇ હતી. અમારા બંગલાની બાજુમાંજ તેણીનું કુટુંબ પણ રહેતું હતું. સાંજની વખત તેણી દરીઆ કિનારે ફરવા નીકલતી, તે વખત મેં તેણીને જોઇ હતી; અને અમારી વચ્ચે પહેચાન થઇ હતી. તેણીની માં અને મારી માં દુરના સગપણમાં છે તે તમોને ખબર હશે !

**અબુ રિઝામ**—મને તેની ખબર નથી, પણ તે બાહોશ, છુટા વિચારની પણ બહુ ભોલી છોકરી છે, અને તેણીની માં તો બિલકુલજ ભોલી છે.

**ઇબ્નેે અહેસાન**—હાં ! તેણીની મા લાંબી સમજ ધરાવતી નથી, પણ ગાલિબા ખાનમ બાહોશ અને ભલી છોકરી છે. હૂં તેણીને મહોબ્બત કરૂં છું, અને શાદી કરવા ચાહૂં છૂં. પણ તેણીનો દાદો **અમીર જલીલ** કબૂલ કરશે કે નહી તે સવાલ છે. મારૂં ખાનદાન અમીર જલીલ કરતાં ઉતરતું નથી. હરાનમાં અમારો કબીલો એક વખત હુકુમત ધરાવતો હતો, લેકિન ઝમાનનો ચક્કર ફર્યા કરે છે, અને મને અહીં નોકરીમાં શામિલ થવૂં પડયૂં છે. હવે સવાલ એ છે કે અમીર જલીલને સમજાવી શકાય કે નહીં, જો સમજાવી શકાય નહીં તો બીજો ઇલાજ શું ?

**અબુ રિઝામ**—અમીર જલીલ એવો આદમી છે કે તે ના કહેશે તો પછી હા નહી થાય. તે સાથ મેં કહ્યું તેમ તેના વિચારો અંદર ખાનેથી ફાતેમીઓ તરફ છે, અને અપન કરમતીઓને ધિક્કારે છે. વાસ્તે મને ખોફ છે કે તમારી સાથ સબંધ જોડવાનૂં પસંદ ન કરે. બીજો કોઇ વાંધો તેને હોય તેવું હું જોતો નથી. તમો અહીં નોકરી કરતા નથી, લેકિન દાવતની ખીઝમત કરો છો. તેમોને વઝીફો મલતો નથી પણ

નજરાણું મલે છે. મારી સલાહ છે કે તમો **ફાતેમા ખાનમ** મારફત **ગાલિબ આનમ**ની માને હાથમાં લો. જો તેણી છોકરીને મનાવી લેશે તો તે બાલિગ હોવાથી પોતાની મુખ્તઆરીથી શાદી કરી શકે છે. ગાલિબની મા અને ફાતેમા ખાનમની મા વચ્ચે ઘણીજ મહોબત છે. જો તમે ફાતેમા ખાન-મને મનાવી શકતા હોવ તો તેણી ગાલિબને અહીં મહેમાન તરીકે બુલાવી શકશે, બલ્કે ગાલિબની માને પણ સાથે બુલાવે, અને સમજાવે. તેઓ અવાર-નવાર અલ મીનાથી જબરેલ આવ જા કરે છે. મીના જવા વાસતે આ રસ્તો પણ સવલ પડશે. આ રસ્તે જતાં રેલ્વે સ્ટેશન કંઇક દુર છે પણ તે ઘણું નથી. તેઓ હમણા જબરેલ આવવાના છે, જો કાગલ લખશે તો મને ખાતરી છે કે જરૂર મીનાથી આ રસ્તે થઇને જશે.

**ઇબ્ને અહેસાન**—બહુજ મહેરબાની થઇ. મને મારા મિત્ર લતીફ બેએ સલાહ આપી હતી કે અમીર અલ હુસામની આ વાતમાં મદદ લેવી. લેકિન મને લાગે છે કે તમારી સલાહ બહેતર છે, અને ફાતેમાં ખાનમ જરૂર મને મદદ કરશે.

**અબુ રિઝામ**—એક વખત ફાતેમા ખાનમ મારફત વાત ચલાવો. તે પછી નિકાહ વાસતે ગાલિબના કાકાજીને સમજાવી લેવા અમીરની મદદ માંગજો. અમીરની તમારી ઉપર મીઠી નજર છે, તમારી કીમતી સેવાની તે કદર કરે છે, અને તમને **તશકીકના** મરતબામાં જલદીથી ચઢાવનાર છે.

**ઇબ્ને અહેસાન**—મને મરતબાની ખ્વાહેશ નથી, પણ પૈસાની મદદની જરૂર છે. મારા કુટુંબની બહેતરી માટે એક સારી રકમ મારી પાસે ભેગી થઇ તો હું મારા વાલિદની જાગીરોને પાછી તાજી કરી શકું. અને મારા કુટુંબને ફરીથી આગલી હાલત ઉપર લાવી શકું. સઇયદી! શું ખુમુસની આવકમાં મારો વધારે હક નથી? મને બહું થોડું આપવામાં આવે છે. મને લાગે છે કે અમીર મારા વાસ્તે પોતાના હાથ તંગ કરે છે.

**અબુ રિઝામ**—**બાબ અબદાનના** કિતાબમાં એક બયાન છે. **ઝકાતુલ ફિતર** લેવામાં આવે છે તે **દારૂલ હિજરના** નિભાવ વાસ્તે છે. દારૂલ હિઝ-રને સારી હાલતમાં રાખવા, અને ત્યાં જે કોઇ આવીને આસરો લે તેના ગુજરાન વાસ્તે એ રકમ ખરચ કરવામાં આવે છે. **ખુમુસની** આવક [illegible]-**ગામાં** ખરચ થઇ જાય છે. હાલનો જમાનો નાજુક છે, અને લોકોના દિલો

બહેકેલાં છે. તે સબબ લોકોને હાથમાં રાખવા બુલ્લગાની રચના પણ સરસ થવી જોઇએ, કે જેથી લોકોમાં શોક પેદા થાય, અને દાવત મઝબુત રહે. હાલના વખતમાં ઉલફાનો ઇનતેઝામ થઇ શકતો નથી, બુલગાની ખાણી-પીણીઓનો નિભાવ પણ મુશકિલ થઇ પડેલો છે.

**ઇબને અહેસાન**–લેકિન ઝકાત અને બીજા હુકુકોની પેદાશ કંઇ થોડી નથી. તે ઉપરાંત દાવતની જાગીરોની પેદાયશ લાખોની થાય છે. જો અમીર આપવા ચાહે તો આપી શકે છે. ખેર ! એ વાત જવા દો. તમે દાઇ **મહ-સુરના** મરતબામાં છો. અને અપની દાવતની તવારીખ ઘણી સરસ જાણો છો, મને એ તવારીખથી તો વાકેફ કરો ! **અલ અસદી અલ કાહીલી** અપની દાવતમાં શું દરજો રાખે છે ?

**અબુ રિઝામ**—દાઇ મહસુર યાને રબતના મરતબાના સાહેબ તરીકે મને કેટલીક વાત તમોને કહેવાની છુટ છે તે કહીશ. અપની આ સચ્ચી દાવતના હકીકી બાવા **અબુલ ખત્તાબ મહમદ બિનઅબી ઝેનબ અલ અસદી અલ કાહીલી** છે. જે કંઇ તનઝીલ ઇસલામ વાસતે જાહેર થયું તેની તાવીલ અને હકીકતના સમજવા વાસ્તે કિતાબ લખનારા પહેલા એ સાહેબ છે. તેની પહેલાં કોઇ હુજત, બાબ યા કોઇ પણ ઇમામે તાવીલ અને હકીક્તના બયાનના કિતાબ લખા નથી. તે વાસતે ઇલમે માઅરેફતના ગોયા તે પહેલા ઇમામ છે. **ઈમામ જાફર અસ્સાદેકએ ઇમામ ઇસમાઈલ** ઉપર નસ કીધી, અને ઇમામ ઇસમાઇલે **ઈમામ મહમદ** ઉપર નસ કીધી. પણ ઇમામ ઇસમાઇલ પોતાના બાવા ઇમામ જાફરની હયાતીમાંજ વફાત થયા. ઇમામ ઇસમાઇલ હિ. સ. ૧૪૩માં અને ઇમામ જાફર હિ. સ. ૧૪૮માં વફાત થયા. બની ઉમય્યાની ખિલાફત પુરી થઇ, અને બની અબ્બાસની ખિલાફત શરૂ થઇ હતી. અબ્બાસીઓનો બીજો ખલીફ અબુ જાફર મનસુર જે અબુ દવાનિક કહેવાય છે, તેની ખિલાફત હતી. અબુ દવાનિક પોતાની ખિલાફત મજબુત કરવા **ઇમામ જાફર અસ્સાદેકના** કેટલાક **સાગિરદાને,** સુન્નત જમાતના ઇમામ અબુ હનીફા, માલીકી ફિરકાના ઇમામ અબુ માલિક, તેમજ બની હસન, બની હુસેન, અને અલવી ખાનદાનના ઘણા સાહે-બોને કેદમાં નાખ્યા. તે સબબ ઇમામ જાફર અસ્સાદેકના વફાત પછી **ઇમામ મહમદ** દમાવંદ તરફના મુલકોમાં મખફી જઇ રહ્યા. તેમના પછી તેમના ફરઝંદ **ઇમામ અબ્દુલલ્લાહ અલ રઝા** પણ ત્યાંજ રહ્યા, અને **અબુલ**

**ખત્તાબ અસદી અલ કાહીલી** આપના બાબુલ અબવાબ હતા, તેમણે દાવતની લગામ હાથમાં લીધી.

**ઇબને અહેસાન**—એક તવારીખમાં મેં જોયું છે કે **ઇમામ ઇસમાઇલનું આખું કુટુંબ** ઇરાનમાં દમાવંદ અને ફરગાનના પહાડો વચ્ચેના મુલકોમાં જઇ રહ્યું હતું. ઇમામ મહમદ બિન ઇસમાઇલ ત્યાંથી ખુરાસાન, ખુરાસાનથી કંદાહર, અને કંદાહરથી હિંદ ગયા, અને હિંદમાં તેમની ઓલાદ અફગાનિસ્તાનની સરહદ તરફ હજી પણ મોજુદ છે. અને **મહમુદ અલ ફાની**, કે જે મોબેદ શાહ કહેવાય છે તે, ત્યાંના દાઇ બલાગ હતા. એ દાઇ બલાગએ દબિસતાન નામની કિતાબ થોડા વરસ પહેલાં લખી છે. એવું પણ બયાન છે કે ઇમામ મહમદના બીજા ફરઝંદ **અલી** નિહાવંદના મુલકમાં એક મુદત રહ્યા. તે પછી તે સિરીયા આવ્યા, સિરીયાથી મગરિબ તરફ ગયા, અને ત્યાં બાતેની દાવતના સાહેબ થયા.

**અબુ રિઝામ**—અપના કિતાબોમાં એ બયાન નથી. આપણો એતેકાદ એ છે કે, **ઇમામ મહમદ** અને તેમના ફરઝંદ **ઇમામ અબદુલ્લાહ અલ રઝા** ઇરાનના વચલા ભાગમાં પહાડી મુલકમાં રહ્યા, તેમના તરફથી બાબુલ અબવાબ **અબુલ ખત્તાબ** દાવત કરવા લાગા, અને તાવીલ અને હકીકતના ઉલૂમ લોકોને શિખાવવા લાગ્યા. એ ઉલૂમ જાહેર કરવા વાસતે કિતાબ પણ લખ્યા. તે પહેલાં તાવીલ અને હકીકતના કોઇ કિતાબ લખાયા નથી. અપના મુખાલિફો દરૂઝ, ફાતેમી, નિઝારી વિગેરે ફિરકાના લોકો પણ અજ કિતાઓથી તાવીલ અને હકીકતના ઉલૂલ શિખા છે. પણ તેઓએ પોતાની હવાનસરી ઉપર સવાર થઇ કિયાસ કરીને, તેમાં ઘણો ફેરફાર કીધો છે. અબુલ ખત્તાબના વફાત પછી એક ફિરકો એવો પેદા થયો કે જે અબુલ ખત્તાબ અલ અસદી અલ કાહિલીનેજ ઇમામ માને છે. તેઓ **ખત્તાબીઆ** કહેવાય છે. તેઓનો એતેકાદ છે કે ઇમામત બાપ પછી બેટામાંજ ઉતરે એવું ખાસ નથી, ઇમામી મરતબો ઇલમી અને રૂહાની તાકતોનો ઝખીરો છે, તે સબબ ઇમામ જે હુદ્દદમાં એ ઝખીરાને જોય તે ઉપર સુરત અલ અમરને તફવીષ કરે, તે વખત તેને **નુર સાસાની** આવી મલે. તેઓ આવી ભુલમાં પડા તેનો સબબ એ કે **અબુલ ખત્તાબ અલ અસદીના** તાવીલ અને હકીકતના ઉલૂમના સબબ મુતહય્યર થઇ ગયા હતા. એ એતેકાદ ગલત છે. અબુલ ખત્તાબએ કોઇ વખત ઇમામતનો દાવો કીધો નથી. તેતો બાબુલ અબવાબ છે, હકીકી ઇમામી સુરત છે, મુમિનીનના રબ છે, **સાહેબુલ સબબ** છે,

તે લાહુતી હેકલ સંપુર્ણ થએલી છે. ખત્તાબીઆ ફિરકાએ એ સુરતને પહેછાનવામાં ભુલ કીધી છે.

**ઇમને અહેસાન—મિશાકનામામાં જે તલાક મુઅલ્લકની** શરત સામિલ છે તેની શરૂઆત પણ તેમણેજ કીધી છે તે ખરૂં કે?

**અબુ રિઝામ**—હાં, તે જમાનો ઘણો સખ્ત હતો. અબ્બાસી ખલિફાઓ તરફથી જાસૂસો તમામ મુલકોમાં ફરતા હતા, અને દાવતના હરએક સાહેબને પકડતા હતા. બનું અલી, અલવી ખાનદાનમાંથી પણ ઘણા સાહેબો પકડાયા હતા, જેમંના કેટલાક માર્યા ગયા, અને બીજા કેદ થયા. તે સબબ અબુલ ખત્તાબ અલ અસદીએ મિશાકની રસમ ચાલું કરી તેને સખ્ત બનાવી, અને તકિયતની સખ્તી લોકો ઉપર એવી નાખી કે કોઇ દાઇ કે માઝુનનું નામ પણ જાહેર ન કરે. આ તકીયતની સખ્તીની વાત જાહેરમાં આવી તે વખત સુન્નત જમાતના ઇમામ શાફેઇએ એવી ફતવા આપી કે જે ફિરકાઓ તકીયત રાખે છે તેઓને કસમ આપવા નહી, સબબ કે તેઓ તકીયતના બંધનને લીધે ઇનસાફની અદાલતમાં જુઠી ઝબાની આપે છે. આ **તલાક મુઅલ્લકની** શરતનું કારણ હતું.

**ઇમને અહેસાન**—તમારી મહેરબાની થઇ. હવે **અલ મખઝુમી** અને તે પછીના સાહેબોનું બયાન સંભળાવો.

**અબુ રિઝામ**—અબુલ ખત્તાબ અલ અસદી અલ કાહીલી હિ. સ. ૧૬૭માં વફાત થયા. તે બાદ બાબુલ અબવાબના મરતબાના સાહીબ **અબુ શાકિર મેમુન અલ કદ્દા અલ મખઝુમી** છે. અબુલ ખત્તાબની મિસલ અલ મખઝુમી પણ **તાવીલ** અને **હકીકતના** બયાનને ખુલાસાના સાથ સમજાવનાર અને કિતાબો લખનાર નુરાની સુરત છે. રૂબુબીયતના સાહેબ, અને મુમિનીનના મોલા છે. **ખમસા એતામ** (પંચ ઉત્પતિ કારણ) સમજાવનાર છે. તે જમાનામાં શીઆ લોકોમાં એક ફિરકો એવો પેદા થયો હતો કે જે **પંજતન** યાને મહમદ, અલી, ફાતેમા, હસન અને હુસેનને પાંચ અલ્લાહના અવતાર માનવા લાગા હતા. એ ફિરકો **ગુલાતીઆ** કહેવાય છે. તેઓએ **નુસેરિઓ** કરતાં પણ વધારે શિરક કીધું, **નુસેરિઓ એનીઆ** ફિરકાની મિસલ અલી ઇબને અબી તાલિબ અ સ. ને અલ્લાહ માનવા લાગી ગયા, અને **ગુલાતીઆઓ** પંજતનને અલ્લાહ માનવા લાગ્યા. હકીકતની વાતો નહી સમજવાના સબબ તેઓ ગફલતમાં આવી ગયા. તજસીમ અને તશખ્ખુશને ઇલાહ માનનારા થયા, યાને જેને જીસમ છે અને જેને શખસીયત છે

તેને રબ અને અલ્લાહ માનવા લાગ્યા. **અલીના એન** ને "માઅના" સમજી સામિતને ઇલાહિયત ઉપર લઇ ગયા, અને **મહમદના મીમ** ને સમજ્યા નહી. તે સબબ **નાતિકને** ફક્ત **સામિત** વાસને હિજાબ સમજી લીધા. અલી ઇમને, અબીતાલિબને ઇમામી સુરતને ઇલાહ ગણીને નબી મહમદને તેના હિજાબ અને હુજ્જ, અને સલમાન ફારસીને ઇસમ એટલે બાબ ગણવા લાગ્યા. નબી મહમદ સ૦ અ૦ એ કલામુલ્લાહને બયાન કીધા, અને અલ્લાહતઅલાની વહેદાનીયતને જાહેર કીધી. એવા નાતિક કેવી રીતે સામિત વાસને હિજાબ હોઇ શકે? મતલબ એ કે બજ્જસા **એતામની** માઅના સમજાવનાર અલ મખઝુમી છે. **નુર શાશાની, નુર** ઝાહીર, અકલ કુલ્લી, **નફસ કુલ્લી નુર ઝુલામીના** સમજાવનાર છે. તે વખતમાં હુજ્જતના મરતબામાં યાને સાહેબુલ બાબના રૂતબામાં **એહમદ અલ કયાલ અલ ખાસિબી** હતા. અજબ તેમના મઝમૂન છે. ઇખવાનુસ્સફાના રસાએલ તેમના મઝમૂન છે. **અબુ શાકિર મેમુન અબુ** કદ્દાહ અલ મખઝુમી કુરેશી ખાનદાનના અને ઇમામ મહમદ બાકિર અને જાફર અસ્સાદિકના રાવી પણ છે. તે હિ. સ. ૧૮૧ માં વફાત થયા. તે પછી તેના ફરઝંદ અરજુમંદ **અબ્દુલ્લા બિન મેમુન અલ કદ્દાહ** બાબના મરતબાના સાહેબ છે. ઇમામી દાવતના તઇયારના કરનાર છે. **અહમદ બિન અલ હુસેન અલ અહવઝી**, કે જે **મહમદ બિન હુસેન દનદાન** પણ કહેવાય છે, તેને તઇયાર કરી હુજ્જત નેહારી એટલે તાસીસના મરતબામાં પહોંચાવનાર છે. અને અલ અહવઝીની મારફત **હમદાન બિન અલ અશાસને** તઇયાર કરી આ દાવત નાજીઆ ફેલાવનાર સુરતને હસનીમાં લાવનાર છે. તે વખત દાવતમાં ઘણી ફાટફૂટ થઇ હતી. બાતાબીઆ અને **બારદેશીઆ** ફિરકાઓ પેદા થયા હતા, અને શિરકનો બઝાર ગરમ હતો. તે જમાનામાં આ દાવતને તરક્કી ઉપર લાવનાર **હમદાન અલ અશાસ** છે.

**ઇબને અહેસાન**—અબદુલ્લાહ બિન મેમુન અલ કદ્દાહના બેટા **એહમદએ** ઇમામતનો દાવો કીધો હતો એવુ મે સાંભળયું છે તે કેમ છે?

**અબુ રિઝામ**—એ વાત ખરી છે. અબદુલ્લાહ બિન મેમુન અલ કદ્દાહ અલ મખઝુમી હિ. સ. ૨૬૧ માં વફાત થયા પછી તેના બેટા **એહમદે** દાવો કીધો કે બાબુલ અબવાબ તરીકે તેના બાવા તેની ઉપર નસ કરી ગયા છે. પણ તે દાવો જુઠો હતો. નસ **મહમદ બિન અલ હુસેન અલ અહવઝી** ઉપર થઇ હતી, અને અહવઝી બાબના મરતબાના સાહીબ હતા,

તે પછી અહવઝીએ એ રૂતુબાને **હમદાન બિન અલ અશઆસ** ઉપર તફવીદ કીધો. એહમદ જુઠા છે, અને હમદાન બિન અશઆસ હક ઉપર છે. ઇમામ તે વખત કહાં હતા તેની કોઇને ખબર ન હોતી. ફકત હમદાન અલ અશઆસ તે નુરાની સુરતની સતરની જગા જાનતા હતા. તેણે ઇમામી અમર મુજબ કૂફાની નઝદીકમાં **દારૂલ હિજરત** તૈયાર કીધો, અને તેના નિભાવ વાસતે **ફિતરો** લેવાની રસમ ચાલુ કીધી. હમદાન અલ અશઆસ એવી કરામતના સાહેબ હતા કે તેમની કરામતોના સબબ લોકોએ તેમની દાવતના તાબેઉનને **કરામતિ** નામ આપ્યું છે, અને તેજ સબબ અપન કરામાતી કે **કરમતી** કહેવાઇ છીએ. હમદાન બિન અલ અશઆસ હિ. સ. ૨૭૭માં વફાત થયા તે વખત બાબના રૂતબા આલીયામાં તેમના સાળા **અબદાનને** તફવીદ કીધા. અબદાન સાહેબે કમાલ હતા. દાવતના મરાતિબ ઓળખવા વાસતે તેમણે **બલાગત સબા** નામનો કિતાબ અને બીજા કેટલાક કિતાબો તસનીફ કીધા છે. અબદાનનું હિ. સ. ૨૮૬ માં મોત આવ્યું તે વખત **ઝિકરાવે અલ દિનદાની** બાબના રૂતબાના સાહેબ હતા. ઝિકરાવેના વખતમાં અબ્બાસી ખલીફનો ઝુલમ ઘણો હતો, અને ખલીફનું લશ્કર દાવતને મિટાવિ દેવા કોશિશ કરતું હતું. આ રૂહાની દાવત તો દુનીયાની પીઠ ઉપર સદા બાકી રહેવાની છે, એવું તેઓ જાનતા ન હતા. જહાદનો વખત આવ્યો તે વખત ઝિકરાવે બનુ ઉલેસના કબીલાની મદદ સાથે અબ્બાસી દુશમનો સાથે લડાઇમાં શામિલ થયા, અને લડાઇમાં આપ શહીદ થયા. તે પછી તેમના ભાઇ અબુ **અબદુલ્લાહ એહમદ** કે જે **સાહેબુલ ખાલ** હતા, યાને હુજત લેલી હતા તે દાવતના માલિક અને મોલા થયા તે પણ અબ્બાસીઓની દુશમનીના ભોગ થયા, કેદ થયા, અને બગદાદમાં આપને હિ. સ. ૨૯૧માં શહીદ કરવામાં આવ્યા તે પછી એક પછી એક હુજતો દાવતને સંભાલતા રહ્યા છે.

**ઇખને અહેસાન**—હજી તમે એક વાત સમજાવી નથી. **અબુ સઇદ હસન બિન બહેરામ અલ જનબી** અપની દાવતમાં શું મરતબો રાખે છે?

**અબુ રિઝામ**—આજે ઘણું મોડું થયું છે. એ તવારીખ હું તમોને આવતી કાલે જણાવીશ. ચાલો નાશતો પણ આવી લાગ્યો છે તેને ઇનસાફ આપીએ.

તેઓ ત્યાંથી ઉઠયા અને બાજુના ઓરડામાં નાશતો લેવા ગયા.

# પ્રકરણ ૩ જું

## કરમતી અને દરૂઝ લોકોની માન્યતા

**ઇબ્ને અહેસાન** ઘણો વહેલે ઉઠનાર હતો. લબનાનના પહાડી અને ખુશનુમાં પ્રદેશની રાતની ઠંડક કમતી કરવા સુરજના કિરણો બહાર નિકલે તે પહેલાં તે બિછાના ઉપરથી નિચે ઉતર્યો. તેણે તે રાત **ગાલિબ ખાનમની** મધુરતાના ખ્યાલોમાં અને તેણી સાથે શાદી કરી સંતોશી અને સુખી જીંદગી ગુજારવાના હવાઇ કીલ્લાઓ વચ્ચે અરધી ઉંઘ અને અરધી જાગ્રતી હાલતમાં ગુજારી હતી. આશા ! મિઠી અને મધુરી આશા ? તું ઇનસાન માત્રનો જીવન આધાર છે. આશા ! તુંજ ઇનસાનની જીંદગીની શરૂઆતને તેના છેડા સાથ જોઠનાર રસ્સી છે. તું ઉમેદની સાંકળ છે કે જેને પકડીને આ ખાકી ઇનસાન મુશકેલીના પહાડો ઉપર ચઢવાની કે આફતોનીનદીઓ ઓળંગવાની ઉમેદ રાખે છે. તે સાંકળની એક એક કડી નવી નવી ઉમેદ અને આશાઓ પુરી થવાની જાણે ખાતરી આપતી હોય તેમ ઇનસાનને આગળ ! આગળ ! ચાલતા રહેવાની હોંસ બતાવે છે. પણ ! એ ખાકી ઇનસાન. એ આશાઓ અને ઉમેદોના વાદળો વચ્ચે ઘેરાયલા ઇનસાન ! તને થોડીજ ખબર છે કે તે વાદળોનો ઘેરાવો કેવું પરીણામ લાવશે ? તેનો નતીજો એક આફતનાક તુફાન હશે અથવા મધુરો અને તાઝગી આપનાર વરસાદ હશે ? આશા ! ખચિત, તુંજ હબલુલ મતીન છે, કે જેનો એક છેડો આકાશ સાથે બંધાએલો છે, અને બીજા છેડા સાથે માનવી વળગી રહી આ પૃથ્વી ઉપરના વાતાવરણુ વચ્ચે હિચકાઓ ખાયા કરે છે. તુંજ દુઃખીઓના દિલની ઠંડક મોજીલાઓને માટે કેફ, અને સંતોશી માટે જીવનદોરી છે.

**તે મધુર મોહીની** તેને મલીજ ગઇ હોય તેમ તે હસતો હસતો આશાઓ ભર્યો ઉઠયો, વઝુ કીધી, અને અલ્લાહતઆલાની યાદ વાસ્તે નમાઝ અદા કીધી. પણ તેની જીભ નમાઝ અદા કરી રહી હતી. તે વખત તેનું મન તે મધુર મોહિનીના સંબંધમાં તરેકો વિતરેક કરી રહ્યું હતું. તેનું જીસમ જ્યારે ઉડબેસ કરી રહ્યું હતું ત્યારે તેનું નફસ તેણીની મધુરતાના મદનો શુકર કરી રહ્યું હતું. તેને લાગ્યું કે તે હબલુલ મતીનનો છેડો આકાશ ઉપર નથી, પણ તે મધુરીના રૂપાળા હાથમાં છે, અને તેણી તેને માછલી સમજી પકડવા ચાહે છે. તેના બીજા છેડા સાથે

વળગી રહેલો પ્રસાદ તે હોંસથી ખાવા દોડયો પણ તેટલામાં બાજુના ઓરડામાંથી અબુ રિઝામનો અવાજ આવ્યો.

**અબુ રિઝામ**–કેમ ભાઇ, નમાઝથી ફારિગ થયા કે? ફારિગ થયા હોવ તો અહીં આવી શકો છો, મે નમાઝ ખતમ કીધી છે.

**ઇબ્ને અહેસાન**–આ આવ્યો. (એમ કહી તે બાજૂના ઓરડામાં અબુ રિઝામ પાસે ગયો. તેના વિચારો હવે બીજી તરફ દોરવાયા તે કરમતી ફિરકા વિશે કંઇક વધુ જાણવા માગતો હતો. છેલ્લી રાતે તેણે પુછેલો સવાલ ફરી પુછ્યો.)

**અબુ રિઝામ**–**અબુ સઇદ હુસન બિન બેહરામ અલ જનબી** કરમતી દાવતના સ્થંભ છે. **હમદાન બિલ અલ અશસ** હકની દાવતના બાવા છે, અને અલ જનબી ગોયા તેના બેટા છે. અલ જનબી અનાજના વેપારી હતા. હમદાન અલ અશસના હુકમથી બહેરે ઉલૂમ **અબ્દાનએ** તેને તઇયાર કીધા, અને દાઇ **બલાગ** યાને **તદલીસના** મરતબામાં ચઢાયા. શરૂઆતમાં ઇરાનના દરીઆ કિનારાના મુલુકો તરફ દાવત કરવાનુ તેને સોંપવામાં આવ્યું. તે પછી તેમને બહરેનના ઇલ્લાકાના વાલી બનાવ્યા. તેણે હિ. સ. ૨૮૧ માં બહરેનના ઇલ્લાકાનું પુરાનું પાયતખ્ત અલ હજર ફતેહ કીધું. ત્યાંના અબદલ કેસ કબીલાના રાબી લોકો દાવતમાં આવ્યા હતા. જેઓ ઘણા બહાદૂર લડવઇયા હતા. તેઓની મદદથી હજર તાબે કરવા પછી અલ હસાનો કિલ્લો, કતીફ, વિગેરે તાબે કરી હકુમત કાયમ કીધી. તે વખતથી અલ અહસા, જે બહરેનનો ઇલ્લાકો કહેવાય છે તે, હકની દાવત વાસતે એક મઝબુત મથક થયું. ત્યાંનું દારૂલ **હિજરા** એટલું મહોટું હતું કે હજારો મુમિન ત્યાં આસરો લેતા હતા. તેનું ખરચ અલ અહસા, યમામા, અને ઓમનના ઇલ્લાકામાં વસતા મુમિનો પાસેથી **ફિતરો** લેવામાં આવતો તેમાથી ચાલતું હતું. **બુલગાની** ઝિઆફતોના સબબ આસપાસના લોકો ઉપર અસર એટલી થાતી કે હજારો લોકો દાવતમાં આવતા હતા. દાવતની એવી તરક્કી જોઇને અબ્બાસી ખલીફ મોતાદીદએ તેને તોડી પાડવા ઘણી વખત લશકર મેકલું, પણ અલ જનબી અને તેમના બેટા **અબુ તાહિર સુલેમાનની** તલવાર સામે કંઇ ચાલ્યું નહીં. હિ. સ. ૩૦૧ માં બાતેની ફિરકાની દગલબાઝીના સબબ અલ જનબી ઝહેરથી શહીદ થયા, તે વખત તેમના મરતબામાં અબુ તાહેર સુલેમાનને કાયમ કરી ગયા.

ઇબને **અહેસાન–અબુ સઇદી ફિરકો** એવો એતેકાદ રાખે છે કે **અલ** જનબી ઇમામ છે, અને તેમના પછી અબુ તાહેર સુલેમાન નહિ પણ **અલ** જનબીના વડા બેટા ઇમામતના હકદાર છે. તે કેમ ?

**અબુ રિઝામ–**તેઓનો દાવો જુદો છે. જેના બાપે ઇમામતનો દાવો કીધો નથી તેના બેટા કયાંથી ઇમામ થયા ? લેકિન **અબુ તાહેર સુલેમાનની** નીયત પાછલથી ફરી ગઇ. તેણે પોતાની હુકુમત સ્થાપવાની લાલચમાં બાતેની ફિરકા સાથે અને મિસરના ફાતેમી ઇમામો સાથે સુલેહ રાખી, અને અજબ રીતથી કામ લેવા લાગો. અબુ સઇદ અલ જનબીએ રિયાસત, સિયાસત, અને દાવતની હિફાઝત વાસતે સઇયદોની એક કમીટી નીમી હતી. કમિટીને સુલેમાનએ **અલ ઇકદાનીયાહ** નામ આપ્યું, અને ફાતેમી ઉસુલ મુજબ લોકોની રાએ સાથે હકુમત ચલાવવાના ઉસુલને અખત્યાર કીધો, તેઓ પાસે ખુમુસની આવકમાંથી એટલી દોલત જમાં થઇ હતી કે હજારો ગુલામો ખરીદ કરી ખેતી કરાવતા હતા. એ રીતે હજારોની આવક પેદા કરી લોકોને લશકરી તાલીમ આપવામાં આવતી હતી. તેઓ એવું જાહેર કરતા હતા કે ફાતેમી ઇમામોની મદદ વાસતે લશકર અને દાવત તઇયાર કરવામાં આવે છે. હિ. સ. ૨૯૭ થી ફાતેમી ઇમામ અબુ મહમદ અબદુલ્લાહ અલ મહેદીની મગરિબમાં સલતનત શરૂ થઇ હતી. તેની તરફથી પણ કામ કરતા હતા. યમનના સુલેહીઓની મિસલ અબુ તાહેર સુલેમાને ફાતેમી ઇમામોની તરફેણ કરી અલ ઇકદાનીયા સઇયદોની મદદ સાથે રિયાસત કાયમ કીધી, સુલેહીઓની મિસલ તેઓની ઓરતો પણ પડદો રાખતી ન હોતી. તેઓએ **દારૂલ હિજરને દારૂલ હિકમત** બનાવ્યું. દારૂલ હિકમતમાં મરદો અને સ્ત્રીઓ ભેગા થતાં હતાં. અને ઇલ્મી ચર્ચા ચલાવતાં હતાં તેઓ સફેદ પોશાક પહેનતાં હતાં, અને લશકરનું નિશાન પણ સફેદ રાખ્યું હતું. તેઓના એતેકાદ કરમતી હતા. લોકોને ઉલુમ પઢાવવા વાસતે ઘણી કોશિસ કરતા હતા. હજર કે જે પુરાનું પાયતખ્ત હતું ત્યાં નવું શહેર વસાવ્યું, અને તેને મુમિનીઆ નામ આપ્યું. એ દાવત ઘણા વરસો સુધી ચાલી. હાલના જમાનામાં તેઓ મકરમી, નિઝારી, ફાતેમી, વિગેરે ફિરકાઓમાં વહેંચાઇ ગયા છે, અને અપની દાવત સાથે તેઓને કંઇ તઅલ્લુક રહ્યો નથી.

ઇબને **અહેસાન–**સફરનામાં નાસિર ખુશરોમાં **નાસિર ખુશરો** બહરેનની આ દાવતને ફાતેમી દાવત નામ આપે છે, અને તેના ઇનતેઝામ અને ઇનસાફના ઘણા વખાણ લખે છે. બીજી તવારીખો મુજબ **અબુ તાહિર**

સુલેમાને ઇરાકમાં બલવો ઉભો કીધો હતો, અને મક્કા ઉપર હિ. સ. ૩૧૭માં ચઢાઇ કરી તા. ૮મી ઝીલહજના દીવસે હજર અસવદ કાબામાંથી ઉપાડી લઇ ગયો. તે હજર અસવદ હિ. સ. ૩૪૦માં ફાતેમી ઇમામ મનસુર બિલ્લાહના હુકમથી પાછો આપ્યો.

અબુ રિઝામ—એ બનાવ બન્યો હતો, પણ મારા વિચાર મુજબ અબુ તાહેર સુલેમાન અને અબ્બાસી ખલીફ મુકતદીર વચ્ચે જે લડાઇઓ ચાલતી હતી તેનું એ પરિણામ હતું. ઇબ્ને હેકલ, જે ફાતેમી ઇમામના હુજત છે તે લખે છે કે, એ મામલામાં ફાતેમીઓનો હાથ હતો નહી. એ પણ ખ્યાલમાં રાખવું જરૂર છે કે અબુ તાહેર સુલેમાને હિ. સ. ૩૧૯ માં અબુલ ફેઝલ અલ ઝકરી અલ તમામીને મહેદી તરીકે જાહેર કરી થોડા વખત માટે ગાદી ઉપર બેસાડયો હતો એવું કહેવામાં આવે છે કે ફાતેમી ઇમામ મહેદીએ દાઇ અબુ અબ્દુલ્લાહ, સાહેબ અલ બઝર કે જેણે મગરિબ જીતી આપ્યું હતું. તેને મારી નંખાવ્યા, તે સબબ અબુ તાહેર સુલેમાન ફાતેમી ઇમામથી વિરૂધ થયો હતો, પણ તે પછી ફરીથી સુલેહ થઇ હતી. બહરેનની આ દાવત પાછલથી ફાતેમી ઇમામને તાબે થઇ, અને હિ. સ. ૩૫૦ માં ફાતેમી ઇમામ મુસતનસિર બિલ્લાહને બગદાદ ઉપર ચઢાઇ લઇ જવામાં મદદ કીધી હતી.

ઇબ્ને અહેસાન—અલ અહસાની દાવતના સંબંધમાં ઘણી ઉલટી સુલટી ખબર મલે છે. શું તેઓને હાલમાં આપણી દાવત સાથે કંઇ સંબંધ નથી?

અબુ રિઝામ—ઘણા જમાના થયા સંબંધ રહ્યો નથી. તેઓના એતેકાદ લાંબો વખત સુધી અપના એતેકાદ મુજબ રહ્યા હતા. હાલમાં તેઓમાં કેટલાક ફિકરાઓ થઇ ગયા છે, તેઓની પુરી ખબર મને નથી.

ઇબ્ને અહેસાન—આપના બયાનથી કેટલીક વાતના ખુલાસા થઇ ગયા છે. હવે દરૂઝ લોકો પાંચ ઉંચા રૂહાની મરતબા એટલે કે ઇમામ, બાબ, હુજત, હદ લેલી અને હદ નહારી અને ચાર હલકા જીસમાની મરતબા—યાને દાઇ માઝુન, મુકાસર અને મુમિન—એ મુજબ જુમલે ૯ મરતબા ગણે છે. અપની દાવતમાં ૧૦ મરતબા છે, એટલે કે તકરરૂસ, તાનીસ, તશકીક, તાલીક, રબ્બત, તદલીસ, તાસીસ, ખાલ, સલખ, અને ઇમામત—એ મુજબ ૧૦ છે, તેની મને સમજ આપો.

અબુ રિઝામ—દરૂઝ ફિરકો અપની દાવતમાંથી ફરી ગએલાઓનો છે. તે સબબ તેઓની માન્યતા અપના ખિઆલાતો અને એતેકાદ મુજબ છે. કેટલીક બાબતોમાં તેઓ લેહકી ગયા છે, બાતેનીઓ, અને ફાતેમી ફિરકાઓની મિસલ તેઓએ પણ કેટલીક વાતોમાં પોતાના કિયાસ મુજબ ફેરફાર કરી નાખ્યો છે. જે મરતબાઓની તમે વાત કરો છો તે મરતબાઓનું અસલ જોતાં ૭ મરતબા છે. જેમાંના ૪ ઉંચા અને ૩ હલકા. એનું બયાન બાબ અદનાને પોતાના કિતાબ બલાગત સબ્આમાં ઘણી સરસ રીતે કીધું છે. જે ચાર ઉંચા મરતબા છે તે ખાસ છે, અને હલકા ત્રણ મરતબા ફક્ત આમ અમલદારોને લગતા છે. ચાર ઉંચા મરતબા ઇમામ, બાબ, હુજજ લેલ, અને હુજજ નહાર છે. ત્રણ આમ અમલદારોના મરતબામાં દાઇ, માઝુન અને મુકાસર છે, કે જેઓ રૂહાની તાકત ધરાવતા નથી, અને ઇલ્મી તાકત પણ ઘણી થોડી રાખે છે. ઇમામને દરૂઝ લોકો અકલ કુલ ગણે છે. બાતેની લોકો ઇમામને અકલ અવ્વલ કહે છે. બાબને દરૂઝ લોકો નફસ કુલ્લી ગણે છે, જેને બાતેનીઓ મુનબઇસ અથવા અકલ સાની કહે છે. હુજજતને દરૂઝ લોકો કલેમાં ગણે છે, જેને બાતેની લોકો આશિર મુદબ્બીર કહે છે જેને તમે હદ લેલ અને હદ નેહાર કહો છો તે દરૂઝ લોકોના ખિઆલ મુજબ અલ મલા અને અલ ખલા છે, કે જે પોલાણ અને કાળ છે. દાઇને દરૂઝ લોકો જધ ગણે છે, સબબ કે તે દાવતમાં નવા આવનારને તઇયાર કરે છે. માઝુનને દરૂઝ લોકો ફતહ કહે છે, કેમકે માઝુન નવા આવનારના શકોને ખોલવા લાગે છે. મુકાસરને દરૂઝ લોકો ખિઆલ કહે છે કેમકે તે નવા આવનારને દાવતમાં આછો ખિઆલ આપે છે. આપણી દાવતમાં તફરરૂસ જે કોઇને વટલાવવાનો હોય તેનું નામ પડે છે. તે પછી જ્યારે તે તઇયાર થાય તે વખત તેનું નામ તાનિસ પડે છે. તશફીક એ મુકાસર છે. તાલીક માઝુનને કહે છે. દાઇ મહાસૂરને રબત, અને દાઇ બલાગને તદલીસ કહે છે, હુજજ નહારને તાસીસ કહે છે, અને હુજજ લેલને ખાલ કહે છે. બાબને સલખ કહેવામાં આવે છે. ઇસમાઇલીઓમાં ઘણા ફિરકાઓ છે, પણ તે બધા ફિરકાઓમાં આ મરતબાઓ થોડા ફેરફાર સાથે હસતી ધરાવે છે. બધા ફિરકાઓમાં હુજત અને તેની ઉપરના મરતબાના સાહેબો ઇમામી ભેદો જાણનારાઓ અને ઇમામી ઉલૂમના ખઝાનાઓ છે. હૂજતની નીચેના મરતબા એટલે કે દાઇ, માઝુન મુકાસર વિગેરે નિચલા વર્ગના અમલદારો છે, કે જેઓને ઇમામી ભેદોમાં દાખલ કરવામાં આવ્યા નથી. તેઓ ફક્ત લોકોને વટલાવનારા મિશીનરીઓ છે, કે જેઓ

શરીઅતના જાહેર ઇલ્મ, તનઝીલનું તાવીલ, અને સહેજસાજ હકીકત મઝહબી ફેલસુફી જાણે છે. તેઓ ખરા ભેદો જાણતા નથી. તેઓને એવા ભેદોમાં દાખલ કરવામાં આવતા નથી કે જે ફક્ત હુજત, બાબ અને ઇમામજ જાણે છે. ઇસમાઇલીઓના જે ફિરકાઓ છે તે બધા આ વાતને કબૂલ રાખે છે કે ઇમામ, બાબ અને હુજત એ ત્રણ એવા મરતબા છે કે જેનું હોવું આ દુનિઆમાં જરૂર છે. તેની નીચેના અમલદારો એટલે કે દાઇઓ, માઝુન કે મુકાસરની હોવા કે ન હોવાની જરૂર નથી. કેટલાક ફિરકામાં એક બાબુલ અબવાબ અને બે બાબ હોય છે, અને તેના હાથ નીચે ૨ હુજજ લેલ અને ૧૨ હુજજ નહાર હોય છે. બાબ અને હુજજ લેલ ઇમામની સાથેજ અથવા ઇમામ સાથે મિલીને રહે છે, અને હુજજ નહાર જુદા જુદા જઝીરામાં દાવત વાસતે વડા અમલદાર તરીકે જાય છે. તે વાસતે દુનિઆને ૧૨ જઝાએરમાં વહેંચી નાંખી, દરેક જઝીરો એક એક હુજતને તાબે આપવામાં આવે છે. મતલબ એ કે ઇમામ એક, અને બાબુલ અબવાબ પણ એક; તે પછી હુજતની સંખ્યા પણ નક્કી છે, પણ એ હુજજતોના હાથ નીચે દાવત કરનારા દાઇઓ, માઝુન કે મુકાસરોની સંખ્યા નક્કી નથી હોતી. તેતો જેવી જરૂર તે પ્રમાણે ગમે તેટલા હોય. યમનની સુલેહી સલતનતના વખતમાં અને તે પછી યમનમાં સેંકડો દાઇઓ ફાતેમી ઇમામોના જાસૂસો અને દાવત ફેલાવનારાઓ તરીકે કામ કરતા હતા, તેજ રીતે અલ અહસાની દાવતનાં હાથ નીચે પણ સંખ્યાબંધ દાઇઓ લોકોમાં છુપી રીતે રહી વટલાવતા હતા. એવા દાઇઓમાના ઘણા એક પોતે દાવતના માલિક પણ બની બેઠા. કેટલાક પોતાને હુજત કહેવરાવા લાગ્યા, કેટલાક પોતાને બાબ કહેવરાવા લાગ્યા. એવા નામો પોતાને માટે ધારણ કરીને લોકોના એક જથ્થાને પોતાના હાથમાં રાખી પોતાની રિયાસત ચાલુ કરવાની પણ કોશિસ કીધી. દરૂઝ લોકોમાં પણ અજબ અકીદો ચાલે છે, તે સંબંધી વધૂ વાતચીત ઇનશાઅલ્લાહ કોઇ બીજી વખત કરીશ. હમણા વખત ઘણો થઇ ગયો છે, અને મને અમીરની મુલાકાત લઇ હમશના દારૂલ હિજરનો હિસાબ તપાસવા જવું છે. મોડું થશે તો રેલગાડી ચુકી જઇશ.

અબુ રિઝામે નાશતો લાવવાનો હુકમ આપ્યો અને પોતે સફરની તઇયારી કરવામાં પડયા. ઇબને અહેસાને તેને જોઇતી મદદ કીધી, અને તઇયારી થઇ રહી કે તરત નાશતો લઇ તે બન્ને જણ એક બીજાને ભેટી છૂટા પડયા.

અબુ રિઝામ અલ હુસામની મુલાકાત માટે વચલા બંગલામાં ગયો, અને ત્યાંથી ફારિગ થતાં હમશ જવા માટે સ્ટેશન તરફ રવાના થયો.

**અબુ રિઝામના** ગયા પછી ઇબ્ને અહેસાન ફરીથી પોતાની જીંદગીની આશા ઉપર વિચાર કરવા લાગ્યો. મનમા ને મનમા તેણે ઘણી ગોઠવણો કીધી અને રદ સમજી તોડી પાડી, અને નવા ઉપાયો યોજવા વિચાર ચલાવ્યો. અંતે વિચારો કરવાથી થાકી તેણે ફાતેમા ખાનમની મદદ મેલવવાનું નક્કી કરયું, અને તેણી સાથે વાત કરવાનો અવકાશ મલે ત્યાં સુધી હાલુલ મહાલમાં થોભી જવા કંઇ પણ બહાનું કાઢવાનો ઠરાવ કરયો. પણ તેવા બહાના કાઢવાની તેને જરૂર પડી નહી, અને કુદરતેજ તેને સંજોગ કરી આપ્યો.

**ફાતેમાં ખાનમ** અને ઇબ્ને અહેસાનના કબીલા વચ્ચે ઠીક મહોબત હતી, તે મહોબતના સબબ ફાતેમાં ખાનમના કેટલાક ખાનગી કામો ઇબ્ને અહેસાન મારફત થતાં હતાં. જેથી તેઓ વચ્ચે મિત્રાચારી વધતી જતી હતી બીજે દિવસ અલ હુસામ શિકાર વાસતે ગયો તે વખત ઇબ્ને અહેસાને તબીઅત ઠીક ન હોવાનું બહાનું કાઢી સાથ ન આપ્યો. અલ હુસામના જવા પછી તેણે ફાતેમાં ખાનમની મુલાકાત લીધી, અને તેણીને બધી હકીકત સંભળાવી **ગાલિબ ખાનમને** મનાવવા આગ્રહ કર્યો.

**ઇબ્ને અહેસાન**—ખાનમ, તમારા સિવાય બીજું કોઇ તેણીને સમજાવી શકશે નહી. મારી જીંદગીની આશા ફકત તેણીજ છે. હું તેણીને ચાહું છું. અને મને ખાતરી છે કે તેણી પણ મને ચાહે છે. મિનામાં હું તેણીને ઘણી વખત મલતો હતો, પણ તેણીને રૂબરૂ પૂછવાની મને હિંમત થઇ નહી. મને લાગ્યું કે તેણીના કાકા સાથે વાત કરૂં, અથવા કોઇની મારફત એ વાત ખોલું. પણ મારા કેટલાક મિત્રોની સલાહ લેતા મને એ બહેતર લાગે છે કે તમો તેણીને મારા માટે સમજાવો, તેણીનો કાકો અને દાદો શાયદ એ વાતમા રાજી થાય નહી તેઓ તવંગર આસામીઓ છે, અને હું ગરીબ છું, તે સબબ તેઓ ગાલિબ ખાનમ માટે મારા કરતાં તવંગર આસામીને વધું પસંદ કરે.

**ફાતેમા ખાનમ**—તમો મરદો મતલબી છો. કોઇની સાથે શાદી કરવી હોય તે વખત હજારો વચનો આપો છો, અને એટલી મહોબત અને જાનફેશાની બતાવો છો કે મારા જેવી ભોલીને તો એમજ લાગે કે હવે તમે અમને આખો દીવસ પુંજતા રહેશો, અને બીજી તરફ કોઇ વખત ખિઆલ નહી કરો. પણ એ તમારૂં ઘરૂં પરૂં શાદી થઇ નથી તેટલીજ મુદત ચાલે છે,

જેવા નિકાહ કરી ફસાયા કે એક જુના લિબાસની મિસલ તમો અમોને એક કોરે મુકી નવો લિબાસ બનાવવાના ખ્યાલમાં રહો છો !

**ઇબને અહેસાન**—બધા માણસો એક સરખાં હોતાં નથી.

**ફાતેમાં ખાનમ**—જો એમ ન હોય તો એક કરતા વધુ સ્ત્રાઓ કરવામાં સાર શું ! આ મારો દાખલો જુઓ. અમીર અલ હુસામ સાથે શાદી થઇ તે પહેલાં અમીર અને મારા વાલિદ વચ્ચે કેવી અને કેટલી શરતો થઇ હતી. અમીરે મારી ઉપર કેટલી મહોબત બતાવી હતી, અને કેવાં વચનો આપ્યાં હતાં! એ બધી ગઇ ગુજરીમાં હવે હું જવા માગતી નથી, પણ મને તો ખાતરી થઇ છે કે તમો મરદો ઠગારાજ છો. તમારા મતલબને ખાતર લાંબી લાંબી વાતો કરવામાં અને મહોટી મહોટી ઉમેદો આપવામાં તમે કંઇ પણ બાકી રાખતા નથી. પણ જેટલી લાંબી વાતો તેટલોજ જલદી તેનો છેડો આવે છે, અને જેટલા વધુ વચનો તેટલા જલદી ખોટા પડવાનાજ.

**ઇબને અહેસાન**—મને લાગે છે કે આ ઠપકો મને લાગું પડશે નહી. જ્યાં મરદ અને બૈરો વચ્ચે પુરી મહોબત હોય ત્યાં વધુની જગા રહી શકે છે કે નહી તેનો મને જો કે અનુભવ થયો નથી, પણ હું ધારૂં છું કે મારા દાખલામાં વધુ જગા રહેશે નહી, તેમજ અમીર જાદીઓના ખરચા પુરાં કરવાનો સવાલ પણ મારા જેવા માટે એક મહોટું બંધન છે. તમારો ઠપકો હું ધારૂં છું કે બઇરાંઓને પણ લાગું પડે છે. તમો શા માટે એવા આસામી સાથે શાદી કરવા ખુશ થઇ જાઓ છો કે જેની પાસે બે ત્રણ હોય ?

**ફાતેમાં ખાનમ**—આ ટીકા મારી પોતાની તરફ છે. ખેર ! તમો અમારી વાતો પુરી જાણુતા નથી. અમો અબળાઓ–બેટીઓ અમારા મા બાપના કબજામાં કેટલે દરજે હોઇએ તેનો અનુભવ તમોને વખત કરાવશે. અમારૂં ભોલપણ પણ અમોને છેતરે છે. હવે એ વાત જવા દો. ભાઇ ! હું તમોને મદદ કરીશ. પણ **ગાલિબ ખાનમને** અહી બુલાવવા કરતા ફક્ત તેણીની માને અહી બુલાવવું હૂં બહેતર સમજૂ છું. હૂં આજેજ તેણીને તેડું મોકલું છું.

**ઇબને અહેસાન**—તમોને બહેતર જણાય તેમ કરો, પણ મને લાગે છે કે ગાલિબને પોતાને પણ સાથે બોલાવશો તો બહેતર થાશે, તે ઘણી ચાલાક છે. અને કેટલાક દરજે છુટા વિચારની પણ છે, તેણીની મરજી વગર તેણીની માની મરજી ઉપયોગી થઇ પડશે નહી.

**ફાતેમા ખાનમ**—ભાઇ, તમે હજી આ દુનયાના કારોબારથી પુરા વાકેફ નથી. મને લાગે છે કે ગાલિબ પોતે અહી ન આવે તેજ બહેતર થઇ પડશે. અમીર અલ હુસામ અહીંથી કયારે જવાના છે તેની તેમોને કંઇ ખબર છે કે ?

**ઇબને અહેસાન**—તોફીક પાશા તરાબુલુસ આવનાર છે ત્યાં તેની મુલાકાત લેવા માટે મને કહેવામાં આવ્યું છે. તે પછી અમીર અને **તોફીક પાશા** વચ્ચે મસલેહત થવાની છે, તે વખત અમીર તરાબુલુસ જાય અથવા હમસમાં પાશાને બુલાવે.

# પ્રકરણ ૪ થું

## શેઠાણી અને શેઠ પાસે મદદની માગણી

**ફાતેમા ખાનમ**— એ વાતની નકકી ખબર પડે તો હું ગાલિબ ખાનમને કયારે બુલાવવી તેનો વિચાર કરી શકું. પણ ! હું ધારૂં છું કે ફકત ગાબિલની મા **સાહરા ખાનમને** બુલાવવી ઠીક થાશે.

ફાતેમા ખાનમ વિચારમાં પડી, અને ઇબને અહેસાન તેણીના ચહેરા ઉપર વિચારોના વાદળો ફરેલાં જોઇ તેનું શું કારણ હશે તે પુછવા જતો હતો, પણ એવો સવાલ પુછવો યોગ્ય નથી એવું તેને લાગ્યું, એટલે વાત બદલવા તેણે કહ્યું.

**ઇબને અહેસાન**—હું ધારૂં છું કે આવતી કાલે હું તરાબુલૂસ **તોફીક પાશાની** તપાસ કરવા અને મુલાકાત કરવા જઇશ. એ નકકી થાશે તો હું તમોને ખબર આપીશ.

**ફાતેમા ખાનમ**—ઠીક, મને ખબર કરજો કે તોફીક પાંશાની મુલાકાત માટે અમીર કયારે જશે, અને ત્યાં કેટલા દીવસ રોકાશે.

**ફાતેમા ખાનમની મુલાકાત પછી**—ઇબને અહેસાન પોતાના ઓરડા તરફ ગયો. ફાતેમા ખાનમે મરદોના ઠગારાપણા અને એક કરતાં વધુ શાદીઓના સંબંધમાં જે વિચારો જાહેર કર્યા હતા તે તેના મગજમાં ભમ્યા કરતા હતા. તેને લાગ્યું કે જ્યાં ખરેખરી મહોબત હોય ત્યાં વધૂ શાદીઓની જરૂર રહેતી નથી. ઇસલામે વધૂ શાદી કરવાની છૂટ આપી છે તે ઇનસાનને આડે માર્ગે જતો અટકાવવા માટે છે. પણ જે બંધન રાખ્યાં છે તે ઉપરથી જણાય છે કે એકજ શાદીને ઇસલામ વધૂ પસંદ કરે છે. તે ગમે તેમ હોય, પણ તેને

લાગ્યું કે તેતો ફક્ત એક ગાલિબ ખાનમ સાથેજ શાદી કરવાનો, બીજી કોઇ સાથે નહી. તે મીઠી મધુરી મોહીની તેની સાથે શાદી કરે તો જાણે તેને દુનયાનું અરધૂ સુખ તો મલીજ ચૂકયું. ફાતેમા ખાનમે આપેલાં વચન પ્રમાણે તેણી જરૂર ગાલિબ અને તેની માને સમજાવશે. પણ ફાતેમા ખાનમ એક બાબત આતુર જણાઇ. તેણી અમીર અલ હુસામની ગેરહાજરીમાં તેઓને બુલાવવા ચાહતી હતી તેનું શું કારણ? તેણી એ વિશે ઘણા વિચારમાં જણાઇ હતી. શું તેણી એવું ચાહતી હતી કે અલ હુસામ ગાલિબને કે તેણીની માને જોય નહી? કદાચ ગાલિબની માને જોય નહી એવો વિચાર હશે. પણ શા માટે! અમીરની ત્રણ તો છે, તે વધું કરે એવું લાગતું નથી. અને ગાલિબ સાથે......પણ તેવું તો બનેજ નહીં. સ્યાણી અને બાહોશ ગાલિબ તેને પસંદ કરેજ નહી, એ તો ફક્ત મનની શંકાઓ છે. અને અમીર અલ હુસામને ખબર થાય કે ઇબ્ને અહેસાન ગાલિબ સાથે શાદી કરવા ચાહે છે તો તે કદી વચમાં આવેજ નહીં; બલકે ગાલિબના કુટુંબને સમજાવવા બનતું કરે. તેના મિત્ર લતીફએની પણ સલાહ હતી કે અલ હુસામને વાત કરી તેની મદદ માંગવી. શા માટે અલ હુસામ પાસે હમણાથીજ વાત કરી ચોક્કસ કરી ન લેવું, કે જેથી પાછલથી કંઇ પણ વિઘન નડે નહી?

એવા વિચારોમાં ગોતા ખાતો ઇબ્ને અહેસાન આસપાસના બાગમાં ફરવા લાગ્યો, તૂતના ઝાડો ઉપર નવા ફસલના ફુલો લચી રહ્યાં હતાં, અને ઓલિવના ઝાડો પણ ફુલોથી ઢંકાઈ છવાઇ ગયાં હતાં. એ ફુલોની ખુશબો તેના મગજ ઉપર જે અસર ઉપજાવી રહી હતી તે તેને ફરીથી ગાલિબની મધુરતા યાદ અપાવતી હતી. તેને લાગ્યું કે વસંતની લીલા અને ફુલોની મધુરતા કરતાં તે મોહીનીની મધુરતા ઘણી વધારે હતી, પણ! પણ! અલ્લાહતઆલા તેને જરૂર મદદ કરશે! અને એ મોહીની મેળવી આપશે.

"ઇબ્ને અહેસાન! કયાં ફરો છો! તમારી તબીઅત હવે બહેતર છે કે?" અમીર અલ હુસામનો અવાજ તેના કાને પડયો. અમીર શિકારથી પાછો ફર્યો હતો. તબીઅતનું બહાનું કહાડી તેને સાથ આપ્યો ન હતો તે ઇબ્ને અહેસાનને યાદ આવ્યું.

**ઇબ્ને અહેસાન**—હાં અમીર! હમણાં ઠીક છે. અને ફુલોની ખુશબો અને ઠંડી હવા મને ગમતી હોવાથી જરા અહીં ટહેલું છું.

**અલ હુસામ**—ચાલો આપણે અંગૂરી બાગની મુલાકાત લઇએ. કેમ આ વરસ ફસલ કેવો થાશે?

**ઇબ્ને અહેસાન**—મારા વિચાર મુજબ પાક ઘણો સારો થાશે. અંગૂરના ફણગાઓથી વેલા ભરપુર નજરે પડે છે. આ વરસે ફરાન્સ મોકલાવીશું કે ?

**અલ હુસામ**—બંદોબસ્ત કરૂં છું. જો બરફના ઠંડા ઓરડામાં લઇ જવામાં ન આવે તો માલ ખરાબ થઇ જાય છે, અને નુકસાન થઇ પડે છે. ઇબ્ને અહેસાન હું તમોને કંઇ પુછવા માગું છું ! તમો કેટલાક દીવસ થયા ઘણા વિચારમાં જણાઓ છો તેનું કારણ શું ?

**ઇબ્ને અહેસાન**—અમીર, હું પણ આપને કહેવા માગતો હતોજ. **અમીર જલીલને** તો આપ ઓળખો છો, તેના બેટાની બેટી ગાલિબ ખાનમ બાલિગ છે, પણ શાદી થઇ નથી. મારી ઇચ્છા છે કે તેણી સાથે શાદી કરૂં. અમીર જલીલ પોતે કદાચ એ મંજૂર કરે નહી, પણ છોકરી તેની મા સાથે જુદી રહે છે, અને બાલિગ છે, એટલે ચાહે તો મને પરણી શકે છે. તેમ તેના કાકાની મદદની......

**અલ હુસામ**—હું અમીર જલીલને નારાજ કરી શકું નહી. તેને હાથથી જવા દેવો જોઇએ નહી.

**ઇબ્ને અહેસાન**—જો તેમજ હોય તો આપ અમીરને પણ સમજાવી શકો છો.

**અલ હુસામ**—હું તમારે માટે મારાથી બનતું કરીશ. આપણને તરાબુલૂસ જવું પડશે તે વખત જોઇશ. **તોફીક પાશા** આવી ગયો છે. તમો ત્યાં જાઓ અને તેની મુલાકાત લઇ મને ખબર આપો. મને હરમિલના દારૂલ હિજરની મુલાકાત માટે જવું છે, એટલે તરાબુલુસ જઇ એ કામ ખતમ કરી ત્યાંથીજ હરમેલ જાઉં.

**ઇબ્ને અહેસાન**-રેલ રસતે પધારશો કે પગ રસતે ?

**અલ હુસામ**-રેલ રસતે તરાબુલુસથી હમસ આવવું પડે, અને ત્યાંથી બેરૂતની ત્રેનમાં બેસવું. તે પછી પણ ૧૨ મેલ ઘોડાની સવારી કરવી, અને નહેર અલ આસી ઓળંગવું. નહેરોમાં પૂર પણ ઘણા આવ્યા છે. એટલે એ બધાનો ખ્યાલ કરતાં તારાબુલુસથી સીધા ઘોડાગાડીમાંજ જવું ઠીક થાશે. કેટલાક સરદારો સાથે છે એટલે શિકાર કરતા જઇશું.

તેઓ વચ્ચે અંગુરી બાગમાં પહોંચ્યા ત્યાં સુધી વધું વાત થઇ નહી. ઇબ્ને અહેસાન મનમાં વિચારવા લાગ્યો કે અલ હુસામ તરાબુલુસથી સરદારો સાથે

હરમિલ પગ રસતે શિકાર કરતા જશે, એટલે એ સફર અને હરમિલનું કામ વિગેરે મલી ૧૦ કે ૧૫ દીવસ નિકલી જાશે. એ દરમિઆન ગાલિબ અને સાહેરા ખાનમને બુલાવવું ઠીક થઇ પડશે. તેઓ અંગુરી બાગમાં આવી પહોંચ્યાં. ત્યાંના રખેવાળ સાથે પુછપરછ કીધી, અને ત્યાંથી બંગલા તરફ રવાના થયા. રસતે ચાલતા અલ હુસામે ઇબને અહેસાનને જલદી તઇયાર થઇ તરાબુલુસ જવા હુકમ કર્યો. ઇબને અહેસાન સ્ટેશન તરફ જવા તઇયાર થઇ અમીર પાસે છેલ્લા હુકમો મેળવવા ગયો. અમીરના ઓરડામાં જવા પહેલાં તેણે ફાતેમાં ખાનમની દાસી મારફત ફાતેમાં ખાનમને ખબર મોકલાવી કે અમીર અલ હુસામ તરાબુલુસથી હરમિલ જશે, અને એ સફર દરમિઆન ૧૦ થી ૧૫ દીવસો નિકલી જશે, માટે ગાલિબ અને તેની માને તે દરમિઆન બુલાવવું ઠીક પડશે. અલ હુસામની મુલાકાત લઇ તોફીક પાશા સાથે કેવી રીતે કામ લેવું તેના હુકમ મેલવી, ઇબને અહેસાન સ્ટેશન તરફ રવાના થયો.

# પ્રકરણ ૫ મું

## સિરીયામાં ફરેન્ચ લોકોના કાવાદાવા

**તુરકી સલતનતને** તોડી પાડવા કે નબલી પાડવા યુરોપના રાજ્યો ખ્રિસ્તીઓના બચાવને બહાને જે દખલગીરી તુરકી સલતનતના કારોબારમાં કરવા લાગ્યા હતા તે જાણીતી વાત છે. સલતનતનો કારોબાર ચલાવવા તુરકી રાજ્યના જે મહોટા ભાગો કરવામાં આવ્યા હતા તે વિલાયતને નામે ઓળખાતા હતા. આપણે તેને ઇલાકાઓ કહીએ છીએ. વિલાયતના વિભાગ સંજાક અથવા મુતસરરિફીક કહેવાતા હતા, મુતસરરિફીક કે સંજાકના ભાગોનો કઝા, અને કઝના ભાગોને "નહી" કહેતા હતા. લબનાન બેરૂતની વિલાયતને તાબે એક સંજાક હતો, અને તરાબુલુસનો સંજાક પણ બેરૂતની વિલાયતને તાબે હતો. ગઇ સદીની છેવટમાં ફરેન્ચ અને અંગરેઝોની ધમકીઓને તાબે થઇ લબનાનના સંજાકને લગભગ સ્વતંત્ર કરવામાં આવ્યો હતો. એટલે કે તેનો **મુશીર** બેરૂત વિલાયતના **વાલીને** તાબે નહી, પણ નામનો તુરકી **બાબ આલીયાને** તાબે હતો. એ મુંશીર ખ્રિસ્તીજ થઇ શકે તેવી ફરજ પાડવાને કારણે અને મવારીત, અરમીનીઅન અને બીજા ખ્રિસ્તીઓના કાવાદાવાને પરીણામે, લબનાન અને સીરીયામાં ફરેન્ચ લોકોની સત્તા અણદીઠ વધતી જતી હતી. તુરકી સલતનત આ કાવાદાવાઓથી જાણીતી હતી, પણ સંજોગોને લીધે

તેને ચુપકીદી અખત્યાર કરવી પડી હતી. લબનાનના સંજાકના મુશીરના હાથ નીચે ૭ કઝાના ૭ **કાયમમકામોની** નિમણુંક થતી, તેમાં પણ ફકત શુફનો કાયમમકામ મુસલમાન (ઘણું કરી દરૂઝ) નિમાતો, બાકીના કઝાના **કાયમમકામ** ખિરીસ્તી નિમાતા હતા. એ સંજાકની મજલિસ પણ ૩ દરૂઝ, ૧ તુરક, ૧ મેતાવલી, અને બાકીના ૭ ખ્રિસ્તીઓ નિમાતા હતા. યુરોપના ખ્રિસ્તી રાજ્યોની દખલગીરીનું આ પરિણામ ફ્રેન્ચોની સત્તાનો ત્યાં વધારો કરતો જતો હતો. ફ્રેન્ચોની સત્તા સીરીયામાં વધવાનું બીજું કારણ બેરૂત રેલવે હતી, કે જે ફ્રેન્ચ લોકોના હાથમાં હતી. પણ તે કરતાં પણ વધારે ખરાબી મવારીન ખ્રીસ્તીઓ કરતા હતા. **મવારીન** ખ્રિસ્તીઓ લબનાનની જુની અને જંગલી પ્રજા છે, કે જે અરધી બુતપરસ્ત અને અરધી ખ્રિસ્તી છે. તેઓને ફ્રેન્ચ કેથોલીક ધર્મ ગુરૂઓ મુસલમાનો સામે હમેશાં ઉશ્કેરતા રહ્યા છે. એ ઉશ્કેરણીને પરીણામે જ્યારે પણ ખ્રિસ્તીઓ અને મુસલમાનો વચ્ચે મારામારી થતી ત્યારે યુરોપના રાજ્યો ખ્રિસ્તીઓની તરફેણમાં ઉભા રહી તુરકી સલતનતને અને મુસલમાનોને નુકસાન પહોંચાવતા રહ્યા હતા. એ કાવાદાવાઓને પરીણામે હાલમાં આપણે એ દેશ ફ્રેન્ચ લોકોને તાબે થઇ ગએલો જોઇએ છીએ. આપણી વારતાના જમાનામાં તુરકી સલતનત અનેક લડાઇઓ પછી કંઇક વિસામો લેવા ચાહતી હતી, પણ યુરોપીઅન રાજ્યો તેને વિસામો લેવા દેવા ચાહતાં ન હતાં, અને નવા ફિતુરો ઉભા કરવાની કોશિસમાં હતાં. તે સમય **તોફીક પાશાને** બેરૂતની વિલાયતના વાલી તરીકે મોકલવામાં આવ્યો હતો. અલ હુસામે તુરકી સલતનતને તેમજ ફ્રેન્ચ સલતનતને બેઉને ઠગી પોતાનું કામ કહાડવાની રીત અખત્યાર કીધી હતી. ફ્રેન્ચ લોકોની હિલચાલની બાતમી તે તુરકી અમલદારને આપતો, અને તુરકી સલતનતની હિલચાલની બાતમી ફ્રેન્ચ લોકોને પહોંચાડતો હતો. તે એવું માનતો હતો કે બેઉ પક્ષ તેને પોતાની તરફેણમાં વફાદાર સમજે છે, પણ એ ખુદપસંદ **અમીરને** એટલો ખ્યાલ ન હતો કે અતી શ્યાણો તે દિવાનો.

**ઇબને અહેસાન** તરાબુલુસ પહોંચ્યો. **તોફીક પાશાની** મુલાકાત માટે પાશાને ખબર મોકલી હતી, એટલે પાશાએ તેને વખત આપ્યો તે મુજબ ઇબને અહેસાન પાશાને મલવા ગયો. પાશાએ તેને માન પુર્વક આવકાર આપી બેસાડયો, અને અહીં તહીંની ખબર પુછ્યા પછી ઇબને અહેસાને પોતાના મતલબની વાત શરૂ કીધી.

**ઇબ્ને અહેસાન**—આપ નામદારને અમીર અલ હુસામની અરજી મળી હશે.

**તોફીક પાશા**—હાં !

**ઇબ્ને અહેસાન**—અમીરે પોતાના વાજબી હકની માગણી કરી છે. એ માગણીનો સ્વીકાર થાય તેવી આપને રૂબરૂ અરજ કરવા અમીરે મને મોકલ્યો છે. ઇકિશીદીને કલાત અલ હુસનનો કાયમ મકામ નીમવામાં આવે તો અમીર અલ હુસામને ઘણું નુકસાન થાય.

**તોફીક પાશા**—અમીરને તેથી શું નુકસાન થવાનું છે તે મને સમજ પડતી નથી. ઇકશીદી તમારાજ ફિરકાનો છે, અને અમીરને પોતાના મોલા માને છે. અમીરનાજ તાબેદનમાંથી એકને કાયમ મકામ નીમવામાં આવે તો તે માટે અમીરે બાબ આલીઆનો ઉપકાર માનવો જોઇએ.

**ઇબ્ને અહેસાન**—કલાત હુસનના પરગણાના કાયમ મુકામ એ પરગણાના હાકિમ નિમાતું છે, અને કાયમમકાન ચાહે તે કરી શકે છે. તેના હાથ નીચે અનેક મુદીર રહેશે. ગામડાઓના શેખો અને તાલુકાઓના મુદીરો, કે જેઓને ઇનસાફનું કામ પણ સોંપવામાં આવ્યું છે, તેઓ પણ લગભગ તેનેજ તાબે રહે છે.

**તોફીક પાશા**—કેટલીક રીતે તે ખરૂં છે, પણ તેથી તમને કેવી બિહક છે ? શું એ કાયમ મકામના કામ ઉપર દેખરેખ રાખનાર સંજાકનો મુશીર, અને સંજાકના મુશીર ઉપર વિલાયતનો વાલી નથી ? કોઇ પણ શખસ મુશીરને અને વાલીને અપીલ કરી શકે છે, ઇકશીદી ઇનસાફી માણસ છે, તે માણસ તમારા ફિરકાનો છે, અમીરને તેથી નારાજ થયાનું શું છે તે હું સમજી શકતો નથી ? તમો જાણો છો કે બાબ આલીઆ હમેશા અમીર અલ હુસામની અને તમારા ફિરકાની ઘણી ઇઝત કરે છે, અને અમીરને નારાજ કરવા ચાહતી નથી. પણ આ અરજની મકસદ મને સમજ પડતી નથી.

**ઇબ્ને અહેસાન**—ઇકશીદી કરમતી ફિરકાથી દુર છે, અમારા ફિરકાના લોકોને ઉશકેરે છે.

**તોફીક પાશા**—અમીર અલ હુસામે તેની સાથનો સબંધ છુટો કર્યો છે,

**ઇબ્ને અહેસાન**—જાહેર રીતે તેમ હજી કર્યું નથી, પણ......

**તોફીક પાશા**—ઇબ્ને અહેસાન ! તમો બની કાદરી કબીલાના નબીરા છો. તમારૂ ખાનદાન કંઇ કમ નથી. તમારી લીયાકત અને ઉંચા દિલની

મને ખાતરી છે, તમારા જેવા બાહોશ માણસને હું એક સવાલ પુછું છું: આ ફિરકા બંધીની ટુંકી નજર અને પીરી મુરીદી શું ઇસલામે અને ઇસલામી સલતનતનો નાશ કરી રહ્યાં નથી? તમારા આ સબંધ બંધનના ઝઘડાઓ જેઓ સાંભળે છે તેઓ હસે છે. એ ઝઘડાઓનો અપમા દુશ્મનો લાભ લે છે; ખ્રિસ્તી રાજ્યોને માટે તે એક આશિર્વાદ છે. એ ઝગડામે મુકી અમે અમીર અલ હુસામને કહો કે ઉદાર દિલ રાખે. બાબ આલીઆ અમીર ઉપર મહેરબાની કરતી રહી છે. અને અમીર પાસેથી પણ વફાદારી માગે છે, અને એવું ચાહે કે આ ફિરકાબંધીના ઝગડાઓને બાજુ મુકી અમીર પોતાની નજરને ઉંચી રાખે. તેમ કરવાથીજ તેને લાભ થાશે, તેની કોમને પણ લાભ થાશે, અને સલતનતને પણ લાભ થાશે.

**ઇબ્ને એહેસાન**—અમીર હમેશા સુલતાન અને બાબ આલીઆ તરફ વફાદારીથીજ વરતે છે. ફરેન્ચ લેકોના કાવાદાવાઓની તપાસ કરતા રહી, કીમતી બાતમીઓ મોકલી, બાબ આલિઆની જે ખિજમત બજાવી છે તે આપથી છુપું રહ્યું નહીં હોય. ઇકરીદી ઉશ્કેરણી કરનાર ફસાદી માણસ છે. તેવાને કઝાના અમલદાર નીમશો તો ઘણો ફસાદ પેદા થાશે.

**તોફીક પાશા**—અમીર અલ હુસામે જે સેવા બજાવી છે તેની બાબ આલીઆએ નોંધ રાખી છે, અમીરને નારાજ નહીં કરવા તેવો મારો પણ ઇરાદો છે. પણ મને લાગે છે કે તમે ઇકરીદીના સબંધમાં ભૂલ કરો છો. અને તેને ગેરઇનસાફ કરો છો. તેણે મુદીર તરીકે જે કંઇ કર્યું છે તે બાબ આલિઆના હુકમ મુજબ, અને સલતનતના કાયદા મુજબ કર્યું છે. અમીર ગુલામોને ગુલામીમાં રાખી શકે નહીં. ગુલામી વિરૂધના કાયદા અમલમાં મુકવા સખ્ત પગલા લેવાની બાબ આલીઆએ કોશિસ કરી છે. પણ કમનસીબે ખ્રિસ્તી રાજ્યોની દખલગીરીના સબબ જોઇએ તેટલા પ્રમાણમાં દબાણ થઇ શકયું નથી. મને ખબર મલી છે તે મુજબ અમીર અલ હુસામે પણ પોતાના ગુલામોને આઝાદગી આપી નથી. ઇકરીદી ઉપર તે માટે તાકીદના હુકમો, સલતનત તરફથી મોકલવામાં આવતા રહ્યા છે, એટલે તે હુકમોની બજાવણી માટે ઇકરીદીએ જે પણ કર્યું છે તે માટે અમીર તેને ઠપકો આપી શકે નહીં.

**ઇબ્ને એહેસાન**—અમીર અલ હુસામે કોઇ એકને પણ પોતાની ગુલામીમાં બાંધી રાખ્યો નથી. બધા ગુલામો આઝાદ છે, અને જેને જવું હોય તેને છૂટ છે. ઇકરીદી આવી ખબર મોકલાવે છે તેજ જૂઠ છે. એ બતાવે છે કે એ માણસ ફસાદી છે. અમારી આખી કોમ એ ફસાદીના ફસાદથી નારાજ છે.

તેણે બાબ આલીઆને એવી ખબર આપી છે કે અમારી કોમમાં જે **મીશાકનો** કાયદો છે તે એવું સાબેત કરે છે કે અમીરે પોતાના ગુલામોને આઝાદ કીધા નથી.

**તોફીક પાશા—મીશાકના** સવાલ સાથે આ સવાલને સંબંધ નથી, અને ઇકશીદીએ કોઇ પણ વકત મીશાકની બાબત છેડીજ નથી. અથવા તમો ધારો છો તેવી કોઇ ફરીયાદ પણ તેણે કરી નથી. અમીર અલ હુસામની જાગીરો ઉપર કામ કરનારા કેટલાક ગુલામોએ એવી અરજી કરી છે કે તેઓને ગુલામીમાંથી છુટા કરવામાં આવ્યા નથી, માટે છુટા કરવા એ અરજી તેઓએ અમીરની જાગીરોની આસપાસ બીજી ખ્રીસ્તીઓ વીગેરેની જાગીરો છે ત્યાં કામ કરનારાઓ સાથે મળી કીધી છે. આખા કઝા તરફથી એકજ અરજી થઇ છે તેમાં અમીરની જાગીર ઉપર કામ કરનારા કેટલાકોએ પણ સહી કરી છે.

**ઇબ્ને અહેસાન**—એ ફરયાદ જૂઠી છે, અને એ જૂઠી ફરયાદ ઉભી કરાવનાર ઇકશીદી છે, રિવાજી તોર ઉપર અમીરના નોકરો અને તાબેદાર લોકો જ્યારે પણ અમીરને અરજ કરે છે ત્યારે ફકત માનને ખાતર "આપના ગુલામો" એવા અલફાઝ વાપરે છે, તે ઉપરથીજ ઇકશીદીએ આ બધું તુફાન ઉભુ કીધું છે. અમને ખબર મળી છે કે એ અલફાઝો સાથેના કેટલાક કાગળો તેના બોહતાનની સાબેતીમાં દાખલ કીધા છે, અને મીસાક નામાની નકલ પણ શામિલ કીધી છે.

**તોફીક પાશા**—ઇબ્ને અહેસાન! હું ખાતરીથી કહું છું કે ઇકશીદીએ એવું કંઇ પણ કર્યું નથી. અમીરે પોતાની અરજમાં આવી વાતો લખી છે તે પાયા વગરની છે. ઇકશીદીએ મીશાકનામાની વાત કહાડીજ નથી, ન તેનો ગુલામોએ મોકલાવેલી અરજીમાં કંઇ હાથ છે. બલકે **મીશાકનામાની** નકલ તો ખુદ અમીર અલ હુસામેજ સરકારને મોકલાવી છે.

**ઇબ્ને અહેસાન**—દેર અલ કમરની જાગીરના સંબંધમાં પણ અમીરની અરજી આપને મલી હશે?

**તોફીક પાશા**—એ જાગીરના સંબંધમાં દરૂઝ લોકો કહે છે કે બની શેહાબે એ જાગીર દરૂઝ લોકોના બેત દીનને વકફ કીધી છે. અમીર અલ હુસામ પણ તેની ઉપર દાવો કરે છે, અને મવારીન ખ્રીસ્તીઓનો દાવો છે કે બશીર અલ કાસિમ અલ શેહાબ, જે દરૂઝ ફિરકાને તજી મવારીન

ખ્રીસ્તીઓ સાથે જોડાયો તેણે એ મિલકત મવારીન ખ્રીસ્તી દેવલને માટે અર્પણ કરી હતી. તે વખત દરૂઝ અને મવારીન લોકો વચ્ચે જે મારામારી અને ખુનરેઝી ચાલી તે સબબ ઓમર પાશાએ એ જાગીરનો કબ્જો બાબઆલીયા હસતક રાખવા હુકમ આપ્યો હતો. દરૂઝ મુકતાજીસ તરફથી કેટલાક દસતાવેજો બતાવવામાં આવ્યા હતા, જેથી એવું અનુમાન થાય છે કે એ જાગીર બશીર અલ કાસિમની પોતાની માલિકીની ન હોવાથી બશીર અલ કાસિમ જાગીર બીજાને આપી શકે નહી. પણ મવારીન ખ્રિસ્તીઓ તરફથી કેટલાક દસતાવેજ લાવવામાં આવ્યા છે જેમાં બશીર અલ કાસિમનો લખેલો દસતાવેજ પણ છે. એ દસતાવેજમાં જણાવે છે કે બશીર અલ કાસિમને એ જાગીર બક્ષીસ આપવાનો હક હતો. અમીર હુસામનો દાવો કે બશીર અલ કાસિમના વાલિદ અમીર બશીર તમારી દાવતના હતા, અને એ મિલકત તેની પોતાની હોવાથી તેણે એ મિલકત તમારી દાવતને વક્ફ કીધી છે. અમીર બશીર માલટાથી કુસતુનતુનયા આવી રહ્યો તે વખતના તેના કેટલાક દસ્તાવેજ ઇ. સ. ૧૮૪૫ થી ૧૮૫૦ની સાલના બાબ આલીઆના દફતરમાં છે, તેની તપાસ કરવા પછી આ વાતનો ફેસલો કરવામાં આવશે, ત્યાં સુધી એ જાગીરનો કબ્જો લબનાન સંજાકના મુશીરના હાથમાં રહેશે.

**ઇબ્ને અહેસાન**—તેનો ફેસલો સંજાકના મુશીર કરે નહી એવી અમારી અરજ છે, સબબ કે તે મવારીન ખ્રિસ્તીઓની હમેશાં તરફદારી કરે છે. દેર અલ કમર આપ નામદાર પધારશો તો એ ખ્રિસ્તી મુશીરના કાવાદાવાઓની આપને માહીતી થાશે.

**તોફીક પાશા**—હું તેની તપાસ કરવા ચાહું છું, અને તેમાં તમે અને અમીર અલ હુસામ મને મદદ કરશો એવી આશા છે. આ એક દાખલો છે કે જે ઉપરથી લોકોએ પોતાની આંખો ઉઘાડવાની છે, ખ્રિસ્તી રાજ્યો સાથે અંદરખાનેથી મલી સલતનત સામે કાવાદાવા કરવાના પરીણામ તરીકે લબનાનના મુશીર તરીકે ખ્રિસ્તીની નીમણુંક કરવી પડે છે.

તેઓ વચ્ચે કેટલીક બધુ વાત થવા પછી ઇબ્ને અહેસાને તોફીકપાશાની રજા લીધી, અને મુલાકાતના પરીણામની ખબર અલ હુસામને આપવા તરાબુલુસથી તે રવાના થયો.

# પ્રકરણ ૬ ઠું

## ફાતેમા ખાનમ, સાહરા ખાનમ, ગાલિબ ખાનમ વચ્ચે કરમતી મરતબાઓ સંબંધી વાતચીત

**તોફીક પાશાની** મુલાકાત લઇ ઇબ્ને અહેસાન હાલુલ મહાલ આવ્યો, અને અલ હુસામ પાસે બધી હકીકત કહી સંભળાવી. તેણે વધુ જણાવ્યું કે તોફીક પાશા દેર અલ કમર થઇ સેદા રસતે દીમશક જવાનો છે, તે સબબ અલ હુસામ તેની મુલાકાત ક્યારે લઇ શકે તેની ખબર ૧૫ દીવસ પછી આપી શકે. આ ખબર મલવાથી અલ હુસામે મીના જઇ ત્યાંથી હરમેલ તરફ શિકાર વાસતે જવાનું નક્કી કર્યું, અને એ શિકાર પારટીમાં શામિલ થવાનું **માનશીઅર ફ્રેકને** ઇઝન કહેવા ઇબ્ને અહેસાનને તરાબુલુસ જવા હુકમ કીધો. માનશીઅર ફ્રેક જાહેર રીતે બેરૂત રેલવેનો વહીવટ તપાસવા આવેલો ફ્રેન્ચ અમલદાર હતો. ઇબ્ને અહેસાન અલ હુસામનો પેગામ માન. ફ્રેકને પહોંચારવા રવાના થયો, પણ તે અગાઉ ફાતેમા ખાનમની ખાનગી મુલાકાત લઇ ખબર પહોંચારતો ગયો કે, અલ હુસામ શિકાર વાસતે હરમેલ જશે અને લગભગ ૧૫ દીવસ કે વધુ હાલુલમહાલથી ગેરહાજર રહશે, એટલે તે દરમિઆન ગાલિબ અને તેની માં સાહરા ખાનમને બુલાવવું ઠીક થઇ પડશે.

**અલ હુસામે** ફાતેમાં ખાનમને તેની સફરની ખબર આપી, અને જણાવ્યું કે લગભગ તે ૧૫ દિવસ ગેરહાજર રહેશે. ફાતેમાં ખાનમને એ ઉપરથી અલ હુસામની ગેરહાજરીની ખાતરી થઇ, એટલે અલ હુસામના રવાના થવા પછી તરતજ **સાહરા ખાનમને** કહેણુ મોકલ્યું કે તેણી એકલી હોવાથી જો મિનાથી થોડા દિવસ માટે ત્યાં આવી જશે તો તેણીની મહેરબાની થશે વિગેરે. તે બહેનપણીઓ લાંબો વખત થયો મલ્યાં ન હતાં, એટલે એકબીજાને મલવા ઇચ્છતાં હતાં. સાહરા ખાનમ અલ મિનાથી જબરેલ જઇ રહેવાની તઇયારીમાં હતી, તેવા વખતમાં ફાતેમાં ખાનમનો પેગામ તેણીને મલતાં તેણીએ ગાલિબને બતાવ્યો, અને ગાલિબની મરજી પુછી. જવાન ગાલિબને નવી નવી જગ્યાઓ જોવાનો કુદરતી જ શોક હતો, એટલે તેણીએ પણ ખુશી બતાવી.

**ગાલિબ ખાનમ**—માદર! આપણુને જબરેલ તો જવું છે, એટલે ફાતેમાં ખાનમ સાથે થોડા દીવસ ગુજારી એજ રસતે જઇશું. અલ હુસામનો એ બાગ ઘણો વખણાય છે તે જોવાને મલશે, તેમ ત્યાં ઘણા સરસ ઘોડાઓ પણ છે, અને મને સવારીનો બહુ શોખ છે, એટલે એ પણ મોજ મલશે.

**સાહુરા ખાનમ**—બેટી હવે તું ઘોડાઓ કુદાવવા જેવડી નથી, એ ખ્યાલો તું મૂકી દે. હવે તો તારૂં કોઇ ઠેકાણે......

**ગાલિબ ખાનમ**—તમોને તો એજ વાત સુજી છે. હું શાદી કરવાં જ માંગતી નથી.

**સાહુરા ખાનમ**—ગાલિબ, હું તારા વિચારો તપાસ કરતી રહી છું તને કોઇ મ્હોટા અમીર જાદા સાથે પરણવું છે.

**ગાલિબ ખાનમ**—માદર! મહેરબાની કરી એ વાત જવા દીઓ. હું મારી મરજીની માલિક છું, અને હું કહું છું કે હું પરણવા માંગતીજ નથી. ચાલો હું ફાતેમાં ખાનમને તમારી વતી જવાબ લખી મોકલાવું છું કે આવતી કાલેજ અમો રવાના થઇ તમારી તરફ આવીએ છીએ, અને તમારી સાથે થોડા દીવસ ગુજારી ત્યાંથી જબરેલ જઇશું, માટે સફરની ગાડીનો બંદોબસ્ત કરી રાખો. એ તરફ અકસર વખત સફરી ગાડીઓ મલતી નથી. હું તો ઘોડા ઉપર સફર કરી શકું, પણ તમને......

**સાહુરા ખાનમ**—ખુદાને ખાતર તું એવી વાતો કર નહિ. તારી આવી વાતોને લીધે તને નુકસાન પહોંચે છે.

**ગાલિબ ખાનમે** સાહરા ખાનમના વિચારો હસી કહાડયા, અને કાગલ લખવા બેઠી. ફાતેમાં ખાનમના પેગામનો જવાબ લખી સાહરા ખાનમને વાંચી સંભળાવ્યો, અને કાગલો લખવાની પોતાની બાહોશીની મગરૂરી ઉપર હસી. સાહરા ખાનમના ચહેરા ઉપર પણ બેટીની બાહોશીની મગરૂરી પ્રકાશવા લાગી. કાગળ ફાતેમાં ખાનમને મોકલવામાં આવ્યો.

**ફાતેમાં ખાનમને** જવાબ મલતાં તેણીએ જાણ્યું કે સાહરા ખાનમ સાથે તેણીની રૂપવંતી બેટી ગાલિબ પણ આવે છે. ગાલિબ ત્યાં ન આવે, અને ગાલિબ જલદીથી ઇબને અહેસાન સાથે શાદી કરી જાય એવા વિચારો તેણીના મનમાં કુદરતીજ પેદા થયા. "એ રૂપવંતી જવાન છોકરી અહીં ન આવે તો ઘણું સારૂં. હું એવું ઇચ્છું છું. એ જવાન છોકરી તરફ મને કંઇક અણગમો પેદા થાય છે. પણ તે શા માટે? તેણી મારી સાહેલીની બેટી છે, તેણી મારી બેટી છે, પણ...પણ...મારા મનમાં એવા વિચારો કેમ પેદા થાય છે? અલ હુસામ તેણીને જોય નહિ તેજ સારૂં. તેનું મન પિગલી જતાં વાર લાગશે નહિ. પણ ગાલિબ કદી પણ તેને પસંદ કરે નહિ. અલ હુસામ ત્યાં આવે તે પહેલાં તેઓને રવાના કરી દેવુંજ. પણ અલ હુસામ તો હજી પખવાડીઉં બાહેર રહેશે, એટલે

બીહવાનું શું છે ? ” આવા તરંગો ફાતેમાં ખાનમના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. સ્ત્રી પોતાના પતિની નીતીરીતી ઘણી સરસ રીતે જાણી લે છે. જાતિ બાહોશીથી નહિ તો સ્ત્રીપ્રેરણાની બુદ્ધિથી જાણવા લાગે છે. એ કુદરતી પ્રેરણાની આ અસર હતી.

સ્ત્રી જાતિ ! ઉપરથી શાંત દેખાતી તારી સુંદરતાના ઉંડાણમાં શું છે ? સંસાર સાગરમાં સફર કરતા વહાણ ઉપર સ્વાર થયેલા મુસાફરને, શાંત સમુદ્રના પાતાળમાં શું છે તે ખબર પડી શકે કે ! અને એ શાંત દેખાતા સમુદ્ર ઉપર જો મનોવિકારરૂપી તુફાન પ્રગટ થઇ ઘડી પહેલાં શાંત જણાતાં સમુદ્રને ડુંગરોથી પણ ઉંચા અને ભયભિત મોજાઓમાં ફેરવી નાખે તે વખત તે મુસાફરને કેવો નચાવી પણ શકે છે ?

સાહરા ખાનમ અને ગાલિબ ખાનમ હાલુલ મહાલે આવી પહોંચ્યા. ફાતેમાં ખાનમે તેઓને માન સહિત ઉતારો આપ્યો, અને એક દીવસ તો ગઇ ગુજરીની વાતો કરવામાં અને બાગમાં અહીં તહીં ફરવામાંજ પુરો થયો. બીજે દિવસે ફાતેમાં ખાનમે વાત છેડી.

ફાતેમાં ખાનમ—બહેન. ગાલિબ હવે ઘણી મહોટી થઇ. તેણીનું કંઇ ઠેકાણું થાય તો બહેતર.

સાહરા ખાનમ—હું પણ એજ ફિકરમાં છું, પણ ગાલિબને કોઇ ગમે છે ક્યાં ?

ફાતેમાં ખાનમ—શું કહે છે ?

સાહરા ખાનમ—કંઇજ નહિ. જેની વાત નિકલે તેને માટે ના કહે છે. મને તો સમજ પડતી નથી.

ફાતેમાં ખાનમ—દોલતમંદને ચાહે છે કે અમીરજાદાને ?

સાહરા ખાનમ—દોલતમંદો માટે વાત ચાલી તે માટે પણ ના કહી, અને અમીરજાદા માટે પણ ના કહી. એક વખત કહે છે કે આમ જોઇએ, અને બીજી વખત કહે છે કે તેમ જોઇએ. તમેજ તેણીને પૂછી જુઓ ! હું ધારૂં છું કે તેણીના પિતાએ ભણાવી તે જ ભૂલ કરી. સ્ત્રીને તો લખતાં વાચતાં આવડયું એટલે બસ, એથી વધુ જોઇએ નહિ, બલકે હું તો એમ પણ કહીશ કે છોકરીઓને શિખવવુંજ નહિ.

ફાતેમાં ખાનમ—હાલના જવાનીઆઓ અભણ ઓરતને પસંદ કરતા નથી. હવે આગલો જમાનો રહ્યો નથી. શિક્ષણ તો લેવુંજ જોઇએ.

સાહુરા ખાનમ –કુરઆન અને નમાઝ આવડયાં કે છોકરીઓને માટે બસ થયું. અપનું મઝહબ પણ એમજ હુકમ કરે છે, અને મશાએખો પણ એવીજ ભલામણ કરતા રહ્યા છે. પણ દેખાદેખીમાં લોકો માનતા નથી, અને ફ્રેન્ચ મિશિનની શાળાઓમાં મોકલાવે છે, તેનો આ નતીજો છે.

ફાતેમાં ખાનમ– મશાએખો અને હુદ્દો તેમ કહે છે ખરા, પણ બહેન હું કહું છું કે એ શાળાઓમાં શિક્ષણ લેવામાં ઘણો ફાયદો છે. એ શાળાઓમાં અરબી ભાષા અને ફ્રેન્ચ શીખવે છે, તે શીખવામાં ખોટું શું છે ?

સાહુરા ખાનમ—આપણા મુખાલિફો પણ એમજ કહે છે. તમારા મ્હોથી આવી વાત સાંભળી મને અજાએબી લાગે છે.

ફાતેમાં ખાનમ—મુખાલિફો કેટલીક વાતમાં સચ્ચાઇ ઉપર છે. હું તમોને જે કહું છું તે ઠીકજ કહું છું.

સાહુરા ખાનમ—ત્યારે શું મશાએખો અને હુદ્દો જે કહે છે તે મોલાનાના હુકમથી નહિ ? શું તેઓ પોતાના મનથીજ કહ્યા કરે છે ?

ફાતેમાં ખાનમ—તમો એ ભેદ સમજો નહી આમ લોકો માટે મોલાના તરફથી જે હુકમો બાહેર પડે તે ખાસ લોકોને લાગુ પડે નહી. જુઓ મોલાનાની પોતાની છોકરિઓને કેટલું શિખવવામાં આવે છે! કેટલાને માટે ફ્રેન્ચ ગવરનેસ રાખવામાં આવી છે ? શું તમે જાણતા નથી !

સાહુરા ખાનમ—આપતો સરદારો, અને મરાતિબના સાહેબો છો અમારી સમજ અને અક્કલ કેટલી ? આ લ્યો ગાલિબ આવી ! તેણીનેજ પુછો.

ગાલિબ ખાનમ-શું પૂછવું છે ?.

ફાતેમાં ખાનમ—એજ કે તમો ફ્રેન્ચ ગાયનો કયાં શીખ્યાં ?

ગાલિબ ખાનમ—તમે ધર્મ ગુરૂઓ અને ગુરૂઆણીઓ ગાયનોની વિરૂધતા કરો છો તે હું જાણું છું. પણ ઇખવાનુસ્સફામાં ગાયનની કેટલી અને કેવી તારીફ છે ? શિઆઓ ગાયનને નાજાયઝ માને છે, પણ આજે આખા ઇરાનની સ્રીઓ ગાયન જાણે છે, એટલુંજ નહી પણ શાદીના વખતે અને ખુશીના પ્રસંગે ગીતો ગાવાની તો ખાસ પારટીઓ અપાય છે. ગાયન મના કરવું એ ખારજીઓની રસમ છે. શીયાઓમાં ખાનદાની સ્રીઓને તો ગાયન આવડવુંજ જોઇએ.

ફાતેમાં ખાનમ—મારી પ્યાણી ગાલિબ હું ગાયન વિરૂધ નથી. હું તો સહેજે પુછું છું. આપણને સુન્ની કે શીયાઓ સાથે કંઇ સબંધ નથી. ખરી

રીતે જોતાં આપણા એતેકાદ સુન્નત ફિરકાઓને વધારે મલતા છે. શિઆઓ તનાસુખ કે તજદદુદને માનતા નથી. શિઆઓના એતેકાદ મુજબ એક ઇનસાન ઇનસાની કામામાં એક વખત પેદા થયો કે તે પછી ફરીથી બીજી વખત ઇન-સાન તરીકે પેદા થઇજ શકતો નથી, જ્યારે આપણા એતેકાદ મુજબ દરેક ઇનસાન તેના મોત પછી, જાન અને જીસમ જુદા પડવા પછી, એક મુદત બાદ તે જાન ફરીથી નવા જીસમ સાથે તેના ઇલમ અને અમલના નતીજા પ્રમાણે ઉંચા કે હલકા રૂપમાં જનમ લે છે. એ રીતે તે મરતબાઓ ચઢે છે, અને છેવટે ઇમામના લાહુત અને નાસુત બને છે.

**સાહરા ખાનમ**—એ લાહુત અને નાસુત શું છે તે બરોબર સમજાવો. મને એમાં કંઇ સમજ પડતી નથી.

**ફાતેમાં ખાનમ**—આપણા જાનને તેના ઇલમના પ્રમાણમાં મોત પછી ઉંચા દરજા મલતા રહે છે. છેવટે લાયક થએલા જાનો હુજતના જાન તરીકે પેદા થાય છે. તે પછી બાબના જાન તરીકે, અને તે પછી ઇમામના જાન તરીકે પેદા થાય છે. તેજ રીતે ઇનસાનના મોત પછી તેના જીસમએ જે અમલ કીધુ હોય તે પ્રમાણે તે જીસમનો થોડો કે વધારે ભાગ નફસ રીહીયા બને છે, એ નફસ રીહીયા જમાં થયા પછી એક મુદત બાદ તે ઇમામના જીસમ તરીકે પેદાયશ લે છે. એ રીતે ઇમામનુ જીસમ નાસુત કહેવાય છે. અરબી ઝબાનમાં " નાસ " એટલે ઇનસાન, એટલે નાસુતીનો અર્થ ઇનસાની જીસમોના સાફ થએલા પાક થએલા જીસમો એવો અર્થ થાય છે ઇમામનો જાન તે લાહુતી કહેવાય છે, સબબ કે તે ઇનસાનના પાક થએલા જાનો છે. જાનોને કોઇ શકલ હોતી નથી, તેથી તેને લાહુતી કહે છે એજ સબબ ઇમા-મને નામુસ પણ કહે છે, સબબ કે તે ઇલમ અને અમલના નતીજા તરીકેની પેદાયશ હોવાથી ઇલમ અને અમલના તે અરક છે.

**ગાલિબ ખાનમ**—તેજ કારણથી જીબરઇલને નામુસ અકબર કહેતા હશે ?

**ફાતેમાં ખાનમ**—હા, કેમકે જીબરઇલ ઇમામોના બાવા છે. તે કાયમ અ. સ. છે.

**સાહરા ખાનમ**—ત્યારે આપણા એતેકાદ મુજબ મુમિનના જાનો પહેલા હુજતના ઝમનમાં ભેગા થાય છે. હુજત કરતાં નિચલા મરતબાના સાહેબ પાસે ભેગાં થતાં નથી ?

**ફાતેમાં ખાનમ**—નહી હુજતના નીચેના મરતબા ફકત લોકોને વટલાવવા વાસતે રાખેલા નિચલા વર્ગના કારોબારીઓ છે, કે જેઓને ઇમામી અને રૂહાની ભેદોમાં દાખલ કરવામાં આવ્યા નથી, **મુમિન મુસતજીબ, મુમિન બાલિગ, મુકાસર, માઝુન** અને **દાઇઓ** એ બધા નિચલા વર્ગનાં અને લોકાને વટલાવનારાઓ છે, તેઓ દીનના ખરા ભેદો જાણતા નથી. ફકત લોકાને વટલાવવા વાસતે જરૂર જોઇએ તેટલું તાવીલ અને હકીકત જાણે છે, પણ ખરા ભેદોમાં તેઓને દાખલ કરવામાં આવ્યા નથી. તેઓના જાન સાધારણ જાનો છે. મુમિન મુસતજીબ, મુમિન બાલિગ, મુકાસર, માઝુન, અને દાઇઓ એ બધાના જાનોમાંથી જે જાનો સાફ થાય તે **હુજત** પાસે ભેગા થઇ હુજતના જાન બને છે, સબબ કે હુજત એ પહેલા રૂહાની મરતબાના સાહેબ છે.

**સાહેરા ખાનમ**—તમે એ મરતબાના નામો લીધા તે નામો આપણે વાપરતા નથી. આપણે તો તફરરૂસ, તાનીસ, તસકીક, તાલીક, રબત, તદલીસ તાસીસ, ખાલ, સલખ અને ઇમામત એ નામોથી મરાતિબોને ઓળખીએ છીએ.

**ફાતેમાં ખાનમ**—બાતેની, ફાતેમી, નિઝારી વિગેરે ફિરકાઓએ જે ભેલસેલ કરી નાખી છે તે સબબ આપણે એ નામો વાપરીએ છીએ. પણ કોઇ પણ નામ વાપરવામાં આવે તેમાં કંઇ બાધા નથી. **મુમિન મુસતજીબને તફરરૂસ કહેવામાં આવે** છે, સબબ કે તે એવી જમીનની મિસલ છે કે જેમાંથી ફસલની ઉમેદ છે. **મુમિન બાલિસને તાનીસ** એ સબબ કહેવામાં આવે છે કે તે કેટલીક રીતે પાળેલા જાનવરની મિસલ તૈયાર કરવામાં આવેલો છે. **મુકાસરને તશકીક** એટલા માટે કહેવામાં આવે છે કે તેને જે કંઇ શિખવવામાં આવે છે તે તેનામાં રહેલા ખોટા ખ્યાલો દુર કરવા માટે. તે ખોટા ખ્યાલો ખરા નથી તેવો તેને શક પેદા થાય, અને તે શક મજબુત થઇ તે ખોટા ખ્યાલોને છોડી દેવા લાગે; તે ઉપરાંત મુકાસરને બિલકુલ જાહિલ માણસોના મનમાં, અથવા બીજા મઝહબના માણસોના મનમાં વિસવસા પેદા કરી તેઓને મુમિન મુસતજીબ બનાવવા માટે તૈયાર કરવાનું કામ સોપાએલું હોય છે. **માઝુનને તાલીક** એટલા માટે કહેવામાં આવે છે કે તેને તાવીલ શીખવા પહેલાં કસમ લેવા પડે છે, તેમજ માઝુન પોતે મુમિન મુસતજીબનો બેઅત લઇ તેને દીનમાં દાખલ કરનાર છે. તે પોતે મીશાક આપે છે, અને બીજાઓના બેત લે છે. તે સબબ તેને **માઝુન મુતલક** અથવા તાલીકના સાહેબ કહેવામાં આવે છે. દાઇઓ બે જાતના છે, એકને દાઇ મહાસુર

અને બીજાઓને દાઇ બલાગ કહે છે. દાઇ મહાસુર રબતના સાહેબ છે, સબબ કે તે મુમિન મુસતજીબને પોતાની પાસે રાખીને તરબીઅસ કરવાનું કામ લઇ ઉઠે છે, કે જેથી તે મુમિન બાલિગ બને. તે ઉપરાંત દાઇ મહાસુરને હકીકતના ઇલમમાં પહેલો કદમ મુકવા માટે મિશાકથી બાંધવામાં આવે છે; તે સબબ તેને રબત કહે છે. દાઇ બલાગને તદલીસ કહેવામાં આવે છે, સબબ કે તે મુમિન બાલિગને સાફ કરવાનું કામ લઇ ઉઠનાર છે. તે ઉપરાંત દાઇ બલાગને પોતાને પણ હકીકતના ઇલમમાં આગલ વધવા પહેલા સાફ થાવું પડે છે. તદલીસનો અર્થ સાફ કરવું. અથવા ચમક આપવી, પાલિસ કરવું, એવો થાય છે. હુજતો પણ બે જાતના છે, હુજત નાહાર અને હુજત લેલ. હુજત નહારને તાસીસ કહેવામાં આવે છે, સબબ કે તે ઉંચા દરજાના પહેલા અમલદાર છે, કે જેને સિયાસતનું કામ સોપવામાં આવ્યું છે, મુકાસરને મિશાક લઇ માઝુનના રૂતબામાં ચઢાવવાનું કામ પણ તેનેજ સોપાએલું છે. તેમ તે પોતે સખ્ત મીશાક આપવા પછી ઇમામી ભેદો જણવા માટે પહેલાં પગઠીઆ ઉપર ચઢેલા સાહેબ છે. જઝીરાઓમાં દાવત કરવાનો અખ્ત્યાર પણ તેનેજ છે. તેના હુકમ અને હાજરી વગર કંઇ થઇ શકે નહીં તેની ઉપરના મરતબાના સાહેબને હુજત લેલી અથવા ખાલ કહેવામાં આવે છે, સબબ તે મઝહબી ભેદોના ઉંચા ખ્યાલોમાં દાખલ થએલા અને દાવત ઉપર નિગેહબાની રાખનારા સાહેબ છે. બાબના મરતબાના સાહેબને સલખ કહેવામાં આવે છે, સબબ કે તે નિચલા રૂતબાઓથી જુદા થએલા રૂહાનો જુઝ છે. તે સાફ થએલા જાનો કે જે ઇમામ તરફ પહોંચવાના છે તેને ભેગા કરનાર છે.

ગાલિબ ખાનમ— તમારી આ મઝહબી ચરચાઓ બુઢ્યાઓની મજલિસ માટે રહેવા દો. અને ચાલો આપણે બાગમાં ટહેલવા જઇએ

સાહરા ખાનમ—બેટી તને આવી વાતોનો કંટાળો આવ્યા કરે છે તે ઠીક નહી, આ ઇલમ અપના જાનોને સાફ કરનાર અકસીરો છે, કે જે બીજે કોઇ ઠેકાણેથી તને મલી શકશે નહી.

ગાલિબ ખાનમ—માદર તમે એ વાત જવા દો, તમારા એ મગઝની બીમારી પેદા કરનારા ભેદો કે જેને તમો બિલકુલ મખરી સમજો છો તે યુરોપમાં બિલકુલ મશહૂર છે. મારી શાળામાં એક મીસ નેશ કરીને બાઇ હતી. તે જરમન અને ફરેન્ચ બહુ સારી રીતે જાણતી હતી.

તેણીએ મને આપણી દાવતના કીતાબોના જરમન અને ફ્રેન્ચ વિગેરે ભાષાઓમાં થએલા તરજુમાઓ બતાવી આ તમારા ભેદોની ઘણી માહીતી આપી છે.

**સાહરા ખાનમ**— ફાતેમાં ખાનમ! જુઓ મારૂં કહેવું ખરૂં છે કે નહી! તમો આ છોકરીઓને ફ્રેન્ચ મિશનોની શાળાઓમાં મોકલીને ખરાબ કરો છો. એ ફ્રેન્ચ કાફરો આપણા ઇસ્લમની બાબદમાં જાણે શું? તેઓના મગઝમાં જે આવતું હશે તે બકતા હશે!

**ફાતેમાં ખાનમ**—બહેન તમો કહો છો તેમજ નથી. ગાલિબ જે કહે છે તે ખોટું નથી. પણ ચાલો, એ વાત મુકો, આપણે બાગમાં ફરવા જઇએ.

**તેઓ બાગમાં** ફરવા ગયાં. ફાતેમાં ખાનમ ઇબ્ને અહેસાનની માગણીની વાત કરવા ચાહતી હતી, પણ તેણીને અનુકુળ વખત મલ્યો નહી. એક બે દિવસ એ રીતે વિચારમાંજ નિકલી ગયા. એક દીવસ તેઓ અંગુરી બાગ હેઠે બેઠા હતા તે વખત સંજોગ જોઇ ફાતેમાં ખાનમે સાહરા ખાનમ પાસે ઇબ્ને અહેસાનની વાત છેડી, અને ગાલિબને સમજાવવા કહ્યું. કેટલીક વાતચીત પછી સાહરા ખાનમે પોતાની મરજી બતાવી, અને ગાલિબને સમજાવવા વચન આપ્યું. ગાલિબ સાથે તેની માએ વાત કરી, પણ તેણીએ ઉડાવનારો જવાબ આપ્યો, એટલે છેવટે ફાતેમા ખાનમે પોતેજ ગાલિબને સમજાવવાનું માથે લીધું.

**તેઓ બંગલાની** પાસેના બગીચામાં બેઠેલીઓ હતી. આસપાસ વસંત ઋતુના બહારમાં રંગ બેરંગી ફુલો અને ખુશબોદાર છોડવાઓ વધારો કરી રહ્યાં હતાં. ગાલિબ આજે કંઇક વધુ ઉમંગી જણાતી હતી. તેણીએ પોતાની મનોહરતા વધારવાના વિચારથી કે સ્ત્રી જાતીની પ્રેરણાને લીધે ખાસ લિબાસ પહેરેલો હતો. તેણીનો રૂપેરી ચહેરો વિજળી જેવા ચમકારા મારતા કાળા બાલોના તાજ અને ગુલાબી ગાલોની તાજગીને લીધે વધુ આકૃશક જણાતો હતો. સાહરા ખાનમ દૂર ફુલો વીણતી હતી, અને ફાતેમા ખાનમ ગાલિબની બાજુમાં બેઠેલી હતી. તેણી ઇબ્ને અહેસાનના વાત છેડવા જતી હતી, તેટલામાં સામેથી ઘોડાઓના ટાપુના ઠપકારા સંભળાયા, અને કોણ આવે છે તેના વિચારમાં તેણીઓ હતી તેટલામાં અલ હુસામ અને ઇબ્ને અહેસાન સામે આવી ઉભા. અલ હુસામ તે મનમોહન જવાન સુંદરીને જોતો ઉભો રહ્યો. ઇબ્ને અહેસાન પોતાની માશુકાની ખુબસુરતી જોઇ આસપાસનાઓને પણ ઘડીભર ભુલી ગયો.

# પ્રકરણ ૭ મું

## તોફીક પાશા અને ઇકશીદી વચ્ચે બેત, અહેદ અને મિશાક સંબંધી વાતચીત

**ઇબ્ને અહેસાન,** તોફીક પાશાની મુલાકાત લઇ બાહેર નિકલ્યો કે બીજી તરફથી પાશાએ ઇકશીદીને અંદર બુલાવ્યો. ઇકશીદીએ પાશાને આદબ બજાવી બેઠક લીધી, અને કલાત અલ હુસાનના કાયમ મકામ તરીકે તેની નિમણુંક કરવા અરજ કીધી.

**તોફીક પાશા**—ઇકશીદી તમોએ સલતનતની સેવા જે વફાદારી અને નિમકહલાલીથી બજાવી છે તેની બાબ આલીયાથી મને નોંધ મલી છે. પણ એ સેવાઓ ફક્ત મુદીર તરીકેની છે, અને કાયમમકામની સત્તા અને જોખમદારી ઘણી વધારે છે, તે તમો જાણો છો. સલતનતને હમણાંજ ખ્રિસ્તી રાજ્યો સાથની અનેક લડાઇઓમાંથી પસાર થવું પડયું છે. હજી પણ વાદલો સાફ થયા નથી. ખ્રિસ્તી રાજ્યો ઇસલામી સલતનતને આબાદ અને કુવ્વતદાર જોવા માંગતા નથી, તે પણ તમો જાણો છો. સલતનતનો એક એક અમલદાર, પછી તે મુદીર હોય, કાયમમકામ હોય કે તેથી ઉતરતા દરજાનો હોય, તેની ઉપર સાવચેતીની નજર રાખવી એટલા માટે પડે છે કે યુરોપના રાજ્યોની સોનાની મહોરો નદીની મિસલ વહેતી રહી છે.

**ઇકશીદી**—નામદાર હું તે જાણું છું. મને જો મહોરોની લાલચ હોત તો હું સલતનતની નોકરીમાં જોડાવા વગર વધુ સહેલાઇથી મહોરો ભેગી કરી શકત. મારી બાપીકી જાગીરો મારા માટે એટલી પેદાયશ કરી આપે છે કે મને વધુ આવકની જરૂર નથી રહેતી. ફક્ત સલતનતની સેવા બજાવવા માટેજ હું નોકરી કરૂં છું, અને એજ ખિઆલથી નોકરી કરતો રહીશ.

**તોફીક પાશા**—જે બીજી વાતનો ખિઆલ કરવાનો છે તે એ છે કે, કરમતી ફિરકાના અકીદા મુજબ જે મીશાક તમે આપ્યો છે તે મીશાકને લીધે તમે અમીર અલ હુસામ સાથે એવા બંધાએલા છો કે તમે સલતનત તરફ બેવફાઇ કરો, અથવા તમોએ આપેલા મિશાકને બેવફા થાઓ. યાદ રાખજો કે તુરકી સલતનત કોઇના પણ મઝહબી એતેકાદની વચ્ચે આવવા માંગતી નથી, લેકિન સલતનત તરફ વફાદાર રહેવાની માગણી કરવામાં આવે એ સલતનતની હસ્તી માટે બહુજ જરૂરી છે.

ઇકશીદી—સલતનતની દરેક રઇયતની પહેલી ફરજ એ છે કે સલતનત તરફ વફાદાર રહેવું. રઇયત એ ફરજથી બંધાએલી છે તો અમલદાર માટે સવાલ રહેતોજ નથી. હાલમા આ દુનીયાની પીઠ ઉપર ફક્ત તુરકી સલતનત એકજ ઇસલામી સલતનત છે કે જે ખુદમુખત્યાર કહી શકાય. એ સલતનતને નુકશાન પહોંચશે તો પછી મુસલમાનોની હાલત યહુદીઓ કરતાં પણ બદતર થઇ પડશે. સલતનત વાસતે મારી વફાદારીની તમોએ પુરેપુરી ખાતરી રાખવી. ખુદા ચાહશે તો એમાં મને કદી પણ પાછળ હટેલો જોશો નહી.

તોફીક પાશા—પણ તમે તમારા ફિરકના વડા ધર્મગુરૂ અલ હુસામ સાથે જે મિશાકથી બંધાએલા છો તેને કેમ વફાદાર રહેશો?

ઇકશીદી—નામદાર! મારા વિચાર આપ જાણવા માગતાં હોવ તો હું જણાવવા ખુશી છું. આપ જાણો છો કે હરએક મુસલિમ ફિરકામાં નવા દાખલ થનાર પાસેથી બેઅત લેવામાં આવે છે, તેજ મિસલ અમો પણ કોઇ બીજા ફિરકાનો અથવા યહુદી યાકે નસારો અમાગ ફિરકામાં દાખલ થવા ચાહતો હોય તો તેની પાસેથી બેઅત લઇએ છીએ. તે બેત કલેમાં શહાદત પઢાવીને ઇસલામના ફરાએઝ જેવા કે નમાઝ, રોઝા વિગેરે માટે; અને મનાહી જેવી કે દારૂ નહી પીવું, વિઆજ નહી લેવું, વિગેરે માટેનું વચન છે. જે શખસ નવો મુસલમાન થવા ચાહતો હોય, અથવા અમારા ફિરકામાં આવવા ચાહતો હોય, તેની પાસેથી આવો બેઅત લેવામાં આવે છે. એ બેઅત ઇસલામના ફરજીઆત હુકમો પાળવા માટેના વચન સિવાય બીજુ કંઇ પણ નથી, અને એવું વચન ઇસલામના હરએક ફિરકાવાલા લે છે.

તોફીક પાશા—તમો એવો એતેકાદ રાખો છો કે જ્યાં સુધી બેત આપવામાં આવે નહી ત્યાં સુધી કલેમાગોહ શખસ પણ મુસલિમ નથી. બીજા મુસલિમ ફિરકાઓમાં બેત આપવો ફરજીઆત ગણવામાં આવતું નથી.

ઇકશીદી—આપ ધારો છો તેવું ફરજીઆત નથી. અમારા ફિરકામાં જે નવો શખસ દાખલ થવા ચાહતો હોય તેની પાસેથી કુદરતીજ એવો બેત માગવામાં આવે છે, પણ અમારા ફિરકાના બચ્ચાઓ બાલિગ થાય તે વખત એવો બેત આપે યા ન આપે તે ફરજીઆત નથી. કરમતી અને બીજા ઇસમાઇલી ફિરકામાં બેતનું આપવું અને મસજીદમાં દાખલ થવું એ એકસાન ગણવામાં આવે છે. અલ્લાહતઆલાએ કલામે શરીફમાં સુરા અનામમાં ૫૨ મી આયતમાં સાફ હુકમ ફર્યો છે કે " જે શખસ ફકત અલ્લાહતઆલાનેજ વાહેદ

અને લાશરીક માનીને તેની ઇબાદત કરવા માટે મસજીદમાં દાખલ થાય તેને બાહેર કાઢવું એ મહોટા ગેર ઇનસાફ છે." સુરા બકરમાં આયત ૧૧૪ માં સખત હુકમ છે કે "જે શખસ મસજીદમાં ફક્ત અલ્લાહનીજ તસબીહ કરવા માટે દાખલ થવા ચાહતો હોય તેને અટકાવવો અઝીમ ગુનાહ છે." આ આયતોનો બધા ઇસમાઇલી ફિરકાઓ અને મુસલિમો એવો અર્થ કરે છે કે જે કોઇ શખસ ફક્ત કલમે શહાદત પઢે તેને ઇસલામના કોઇ પણ ફિરકાના લાભ ભોગવવાનો પુરે પુરો હક છે, પછી તેણે બેત આપ્યો હોય કે ન હોય. જો કે એક નવા થનાર મુસલમાન પાસેથી બેત લેવું બહેતર ગણવામાં આવે છે, પણ તે ફરીઝત થઇ પડતું નથી. અમારા ફિરકામાં કોઇ નવો આદમી દાખલ થાય ત્યારે તેની પાસેથી માઝુન મુતલક બેત લે છે, અને બેત આપનાર મુમિન મુસતજીબ ગણાય છે, પણ આ રિવાજ ઇસલામી ઉસુલોને તોડી પાડતો નથી. એ બેત ફક્ત એવું વચન છે કે, બેત આપનાર શખસ ઇસલામની ફરીઝતો જેવી કે નમાઝ વિગેરે, અને મનાઇઓ જેવી કે દારૂનું પીવું, વિઆજનું ખાવું વિગેરેને બરોબર પાલશે. જે વચન લેવામાં આવે છે તે ફક્ત ઇસલામી ઉસુલો પાલવા માટેનું હોવાથી તેવું વચન કોઇ પણ ફિરકાના શખસને પોતાના સુલતાન કે સલતનત તરફ વફાદાર રહેવાથી રોકી શકતું નથી, પછી તે સુલતાન શિઆ હોય યાકે સુન્ની.

તોફીક પાશા—એતો તમે સાધારણ બેત અને અહેદની વાત કહી, કે જે તમામ ઇસલામીઓમાંજ નહી પણ બીજી કોમોમાં પણ લેવામાં આવે છે; અને જેનું બયાન કલામે શરીફમાં અનેક જગ્યાએ છે. સુરા બકરમાં આયત ૮૩ અને ૮૪ માં તેનું વિગતવાર બયાન છે, જેમા અલ્લાહતાલા પહેલાં બની ઇસરાઇલ પાસેથી લીધેલા મિશાકના સંબંધમાં ફરમાવે છે કે, બની ઇસરાઇલ પાસેથી એવું વચન લેવામાં આવ્યું હતું કે, તેઓ અલ્લાહતઆલા સિવાય બીજા કોઇને પણ ઇલાહિયતમાં શામિલ કરશે નહી, મા બાપ તરફ અહેસાન કરતો રહેશે, અને નઝદીકના સગાઓ, યતીમો અને મસાકીનોને મદદ કરતો રહેશે. લોકો સાથે સારી ઝબાનથી વાત કરશે, અલ્લાહતઆલાની ઇબાદતને અને સદકાની ઝકાતને લાઝિમ રહેશે, વિગેરે. તે પછી અલ્લાહતઆલા નબીએ કરીમ પાસેથી લીધેલા મીશાકનં બયાન કરતાં કહે છે કે "મેં તમારી પાસેથી વચન લીધું છે કે તમે ખુનરેઝી ચલાવશો નહિ, તેમજ લોકોને કહાડી મૂકશો નહિ." આ આયતો ઉપરથી જોશો કે જે વચન કોમ પાસેથી લેવામાં આવ્યું છે તે એ છે કે, શરીઅતના જે ફરમાનો અલ્લાહતઆલાએ પોતાના રૂહાની કિતાબોમાં

સાફ અને ખુલ્લા અલફાઝોના બયાન કીધા છે તે ફરમાનોને લાઝિમ રહેલું એ ફરમાનો તરફ નઝર કરવાથી તરત જણાઇ આવશે કે એ ફરમાનો અખ્લાકી, લોકોની ભલાઇ માટેના, અને લોકોને વહેદાનિયત શિખવનારા છે. તે સિવાય સંસારી, રાજદ્વારી કે એવી બીજી બાબતમાં કોઇ એવું બંધન નથી કે જે લોકોને ધર્મગુરૂઓના ગુલામો બની રહેવાની ફરજ પાડે, અને ધર્મગુરૂઓને લોકો ઉપર કોઇ પણ જાતની સત્તા ભોગવવાનો હુકમ કરતા થઇ પડે. આયત ૮૪માં અલ્લાહતઆલા નબીએ કરીમ પાસેથી મિશાક લેવાનું બયાન કરે છે; તે નબીઓને માટે હુકમ છે કે નબીઓએ પોતાની ઝાતિ સત્તા ફેલાવવાની લાલચ કરવી નહિ. નબીએ કરીમ પાસેથી અલ્લાહતઆલાએ એવો મિશાક લીધો છે, એ હઝરત મહમદ (સ. અ.) તમે પોતાની સત્તા ચલાવી ખૂનરેઝી ચલાવશો નહિ, અથવા કોઇ પણ શખસને બાહેર કાઢી મૂકશો નહિ, ઓલેમાઓ તેનો એવો અર્થ કરે છે કે જે કોઇ શખસ ફકત પોતાની ઝબાનથી કલમે શહાદત પઢે તે મુસલીમ થઈ ચુકો, તેને ઇસલામમાંથી બાહેર કાઢી મૂકવાની સત્તા નબી સાહેબને પણ નથી. કલામે શરીફમાં બીજી જે આયતો છે તે પણ જુદા જુદા નબીઓ પાસેથી મિશાક લેવાનું બયાન છે. તે મિશાક એ છે કે નબીઓને જે મારેફત અને રૂહાની તાકત અલ્લાહતઆલાએ બક્ષી છે તેનો તેઓ ગેરઉપયોગ અથવા પોતાના ઝાતી લાભ માટે ઉપયોગ કરે નહિ. જેમકે સુરા તા. હા. મા. ૧૧૫મી આયાતમાં આદમ નબી પાસેથી અહેદ લેવાનું બયાન છે. આદમ પાસેથી અહેદ લેવામાં આવ્યો હતો કે મના કરેલા ઝાડનું ફલ ખાવું નહિ, છતાં આદમ તે ભુલી ગયા. આદમ પાસેથી વચન લેવામાં આવ્યું હતું કે હુકુમત ચલાવવાનો ખ્યાલ ન કરવો, ફકત અલ્લાહતઆલાનો પેગામ પહોંચાડી દેવો; પણ આદમને હુકુમતની લાલચ થઇ. સુરા બકરની આયત ૬૩માં તૂર પહાડ પાસે ઇસરાઇલીઓ પાસેથી વચન લેવામાં આવ્યું તેનું બયાન છે; તે પણ એવુંજ છે. આયત ૧૨૪માં ઇબરાહીમ નબીના સબંધમાં જે ફરમાન છે તે સાફ સાફ બતાવી આપે છે કે અલ્લાહતઆલા કોઇ પણ ગેરઇનસાફી શખસ કોમનો ઇમામ થાય તેવું ચાહતો નથી, પછી ગમે તો તે નબીની ઓલાદ હોય. પણ મને ખબર મળી છે તે મુજબ તમારા ફિરકામાં એવો મિશાક પણ લેવામાં આવે છે કે જે તમોને તમારા ધર્મગુરૂના ગુલામો બનાવે છે.

ઇફકશીદી—મિશાક એ બેત કરતાં જુદી જાતનું વચન છે. મિશાક આમ માણસો પાસેથી લેવામાં આવતો નથી, પણ તે ફકત માઝુન મુતલક પાસેથી

અને તેની ઉપરના અધિકારીઓ પાસેથી લેવામાં આવે છે. એ મિશાક એવું વચન છે કે તેઓને જે કંઇ સત્તા આપવામાં આવે તેનો તેઓ ગેરઉપયોગ કરશે નહી, તેમજ તેઓને તાવીલ અને હકિકતના મસાએલ શિખવવામાં આવે તો તેવા મસાએલો જાણવાના જે મુસતહિક-લાયક શખસ-સમજદાર શખસ ન હોય તેઓને બતાવવા નહી. અબ્બાસી ખિલાફતની શરૂઆત પછી ઇસલામમાં અનેક ફિરકાઓ પેદા થયા અને તેઓ વચ્ચે મઝહબી તકરારો અને મારામારીઓ ચાલુ થઇ, તે વખત એ બહેતર સમજવામાં આવ્યું કે મઝહબી ખાસ એતેકાદો આમ રીતે જાહેરમાં મુકવા નહીં. કે જેથી મઝહબી ખૂન રેઝીઓ અટકાવી શકાય. તેજ સબબ તે વખતથી મિશાક લેવાની રીત ચાલુ કરવામાં આવી છે. એ મિશાક લેવાની શરૂઆત અમારા **બાબુલ અબવાબ હમદાન અલ અશસના** વખતથી એટલે હિ. સ. ૨૭૦ ના શુમારથી થઇ છે. તેનું પહેલવહેલું બયાન **બાબ અબદાનના** કિતાબ બલાગત સબામાં જોવામાં આવે છે. મે બાતેની, ફાતેમી, નિઝારી વિગેરે ફિરકાના કુતુબોમાં તપાસ કીધી છે, તેથી મને યકીન થયું છે કે એ મિશાકનો હેતુ માઝુન મુતલક અને તેની ઉપરની તરતીબના સાહેબો એવા વચનથી બાંધવા કે તેઓ મઝહબી ખાસ માન્યતાઓને ગેર મુસતહિક પાસે જાહેર ન કરે, અને તેઓને જે સત્તા આપવામા આવી છે તેનો તેઓ ગેર ઉપયોગ ન કરે, ઇમામ તરફ વફાદાર રહે, અને પોતાના નામથી દાઅવત ફેલાવવાની લાલચ કરે નહી. એ મિશાક કોઇ પણ શખસને પોતાના સુલતાન કે સલતનત તરફ વફાદાર થવાથી અટકાવી શકતો નથી. તે ફક્ત મઝહબી માન્યતાના ભેદોના સબંધમાં અને મઝહબી અમલદારોને જે અખતીઆરી સોંપવામાં આવી છે તે કરતાં વધી ન જવા માટેનું વચન છે.

**તોફીક પાશા**—મને ખબર મલી છે કે એ મિશાક તમારા ફિરકામાં દરેક શખસ પાસેથી લેવામાં આવે છે, અને એવું કહેવામાં આવે છે કે તે માટે ઇલાહી ફરમાનો અને રસુલે કરીમની હદીસો છે.

**ઇકશીદી**—એ ખિઆલ ભુલ ભરેલો છે. નિઝારી ઇસમાઇલીઓએ મિશાકમાં વધારો કીધો છે, અને મિશાકને લોકોની અકલ અને સમજ ઉપર કાબુ મેલવવા માટેનું એક હથીઆર બનાવી દીધું છે, પણ તે તેઓએ પોતાની મતલબ માટેજ કીધું છે. અલ્લાહતઅલાનો કોઇ એવો હુકમ કે કોઇ એવી હદીસ નથી કે લોકોએ ઇમામ અથવા તેના કોઇ પણ અમલદાર જે હુકમ કરે તે, શરીઅત મુજબ અને ઇનસાફ મુજબ છે કે નહી

તેની તપાસ કરવા વગર હુકમને ઉડાવવો. નિઝારી ઇમામ તરફથી એવો સખત મિશાક લેવામાં આવે છે, તેનો હેતુ ફકત તેની પોતાની સત્તા વધારવાનો છે, અને અજબ જેવું છે કે જે મિશાક લેવાનું બયાન કલામે શરીફમાં જોવામાં આવે છે તેજ આયતનો ઉલટો અર્થ કરી અલ્લાહતઆલાના ફરમાનને તેઓએ બીલકુલ ઉલટાવી નાખ્યું છે, અમારી કોમના શરીઅતી અને મઝહબી કિતાબોમાં જે બયાન છે તે મુજબ આપ લોકો પાસેથી જે બેત લેવામાં આવે છે તે કલામે શરીફની સુરા અલ બકરની આયત ૮૩, કે જે આપ નામદારે ફરમાવી, તેને લગતો છે. તે બેત ફકત શરીઅતના ફરાએઝોને વલગી રહેવાનું વચન છે. એ આમ બેત ઉપરાંત માઝુન મુતલક અને તેની ઉપરના દરજાના સાહેબો પાસેથી જે મિશાક લેવામાં આવે છે તે મઝહબી ફલસફાની ખ્યાલોને ગેર મુસતહિક પાસે જાહેર ન કરવા માટેનું વચન, અને દાવતનો ફેલાવો કરતી વખત ઇમામના હુકુમથી જે સત્તા દરેકને આપવામાં આવી છે તે સત્તામાં વધારો ન કરવાનું વચન છે. જેમકે અલ્લાહતઆલાએ સુરા અલ અહઝાબમાં ફરમાવ્યું છે કે ".વઇઝ અખઝના મિન નબીયીના મિસાકહુમ વ મિનકા, વ મિન નૂહ, વ ઇબરાહીમ વ મુસા, વ ઇસા ઇબને મરયમા, વ અખઝના મિનહુમ મીસાકન ગલીઝા" એટલે અલ્લાહતઆલાએ દરેક નબી પાસેથી મિશાક લીધો છે કે તેઓ તેઓને આપવામાં આવેલી સત્તાનો ગેર ઉપયોગ કરે નહિ, ફકત લોકોને હિદાયત આપે, અને અલ્લાહતઆલાનો પેગામ પહોંચાડી આપે.

**તોફીક પાશા**— મને ખબર મલી છે કે તમારા ધર્મગુરૂ જે મિશાક લે છે તે કલામે શરીફની સૂરા અલ ફતહની આયત ૧૦ અને ૧૮ અને સૂરા અલ અહઝાબની ૬ ઠી આયત ઉપર આધાર રાખી લોકો પાસેથી ગુલામીના જેવો ઇકરાર કરાવે છે.

**ઇકરીદી**—એ નિઝારી અને બાતેની ફિરકામાં છે. અલ્લાહતઆલાના એ ફરમાનો પણ એવા સાફ છે કે જેમાંથી બે અર્થ લઇ શકાતા નથી,: સૂરા અલ ફતહની આયતો હુદેબીયા પાસે મકકાના કુરેશો સાથે થએલા તહનામાં વખતે નાઝિલ થએલી છે, નબી સાહેબ સ. અ. આપ કાફલા સાથે હજ વાસતે રવાના થયા. આપનો હેતુ ફકત હજ કરવાનોજ હોવાથી કોઇ પણ જાતની લડાઇની તઇયારી નહોતી, કાફલો હુદેબીયા પહોંચ્યો તે વખતે મકકાના કુરેશો આપ ઉપર ચઢી આવ્યા. એ કટોકટીના વખતમાં નબી સાહેબને બચાવ માટે લડવાની તઇયારી કરવી પડી. આપ ખજૂરીના ઝાડ નીચે

ઉભા, અને કાફલાના લોકોને ખબર કીધી, તે વખત ૧૫૦૦ માણુસોએ કસમ લીધા કે ચઢી આવેલા લશકર સામે ઇમાનદારીથી લડાઇ કરી ઇસલામનો બચાવ કરશે, એ બયાન આયત ૧૮ માં આપવામાં આવી છે. આયત ૧૦ માં અલ્લાહતઆલા જાહેર કરે છે કે, જેઓએ ઇસલામનો બચાવ કરવા તે દીવસે વચન આપ્યું તે ગોયા અલ્લાહતઆલાને વચન આપવા બરોબર હતું, અને વચન આપનારા લડવઇયાઓના હાથની મદદ ઉપરાંત અલ્લાહતઆલાનો હાથ પણ તેઓની ઉપર મદદમાં શામિલ છે. સુરા અલ અહઝાબમાં જે આયતો છે તે નબી મહમદ સ. અ. મદીનામાં હિજરત કરી આવ્યા હતા અને મક્કાના કુરેશો ઇસલામનો નાશ કરવા મદીના ઉપર ચઢાઇ લાવવાની તઇયારી કરતા હતા તે વખતની છે. તે વખત અલ્લાહતઆલાના ફરમાનો નાઝિલ થયા કે જાહેલીયતના વખતના કેટલાક રિવાજો બંધ કરવા. આયત ૪થી અને પાંચમીમાં ઓરતો અને ફરઝંદોના સબંધમાં જાહેલીયતના વખતના કેટલાક રિવાજો ફેરફાર કરવાના ફરમાનો પછી, આયત ૬ઠીમાં અલ્લાહતઆલા ફરમાવે છે કે, આમ લોકોને માટે આપસ આપસમાં જે શરીઅતી રિવાજોના હુકમ કરવામાં આવે છે તેમાંના કેટલાક નબી સ. અ.ને લાગુ પડે નહિ, કેમકે નબી સાહેબને તેઓ ઉપર વધારે મહોટા હક છે, તે માટે નબી સાહેબની ઓરતો બીજાઓ સાથે શાદી કરી શકે નહી, કેમકે એ નબી સાહેબની ઓરતો તેઓની માતાઓ છે.

**તોફીક પાશા**—એ આયતોનો નિઝારીઓ અને બાતેનીઓ કેવો અર્થ કરે છે?

**ઇકરાીદી**—સૂરા અલ ફતહની આયત ૧૦માં "અલ્લાહતઆલાનો હાથ તેઓના હાથની ઉપર છે" એવા જે અલફાઝો છે તે ઉપરથી તેઓ એવો અર્થ કરે છે કે, બેત અથવા મિશાક લેતી વખત મિશાક લેનાર પોતાનો હાથ મિશાક આપનારના હાથની ઉપર મુકીને કહે છે કે, મિશાક લેનારનો હાથ તે અલ્લાહનો હાથ છે; એટલે કે ઇમામ દૂનયા ઉપરના અલ્લાહ છે, બાબ અને હૂજત તેના નાયબ છે. સૂરા અલ અહઝાબની ૬ ઠી આયતનો અર્થ એવો કરે છે કે નબી સાહેબને દરેક મુસલિમ ઉપર હદ વગરની સત્તા અને માલેકી હતી તેજ મુજબ મિશાક લેનાર ઇમામ કે તેના નાયબને પણ તેને તાબેના લોકો ઉપર હદ વગરની સત્તા અને પૂરેપૂરી માલીકી છે.

**તોફીક પાશા**—અલ ગઝાલીના કિતાબમાં જણાવ્યું છે કે કરામતી લોકો પોતાના મુરીદો પાસેથી પૂરેપૂરી ગુલામી બજાવવાનો મિશાક લે છે,

અને એવું વચન લે છે કે જે શખશ ધર્મગુરૂનો એક પણ હુકમ માનશે નહી તેને તેની બયરીઓ હરામ થઇ પડશે. તલાક મુઅલ્લક અથવા ત્રણ તલાક આપેલી ઓરતોના જેવી હરામ થાશે, અને તેની માલમિલકત જપ્ત કરવામાં આવશે. તે માટે તમે શું કહો છો ?'

ઇકબાલ—એવો રિવાજ મિઝારીઓ, બાતેનીઓ અને તાલીમી ફિરકાઓમાં લેવામાં આવે છે. મિઝારી ફિરકો ઇરાનમાં ઘણો ફેલાયલો છે, તેઓના ઇમામને આપ નામદાર જાણો છો. તેઓ પોતાના મુરીદો પાસેથી સખત તાબેદારી અને ગુલામી કરાવે છે. બાતેનીઓ અને તાલીમી ફિરકામાં પણ તેમજ છે. તેઓના વડા ધર્મગુરૂ જે હુકમ કરે તે માનવોજ જોઇએ; પછી તે હુકમ શરીઅત મુજબ હોય કે ન હોય, ઇનસાફી હોય કે ગેર ઇનસાફી. તાલીમી ફિરકામાં એટલી બધી ગુલામી નથી, પણ તેઓમાં એવી શરત છે કે જે કોઇ ઇફ્શા અલ સીર—યાને મઝહબના છુપા ભેદોને જાહેર કરશે તેને તેની બૈયરો તલાક મુઅલ્લકા જેવી હરામ થઇ પડશે. આવી શરતો તાલીમી અને બાતેની ફીરકામાં હિ. સ. ૩૦૦ થી ૪૦૦ ની આસપાસ દાખલ કરવામાં આવી હતી, તે પછી ઘણાએક ફિરકાના વડાઓ તેઓના હાથમાં સીયાસતી અને સીયાસતી કાબૂ ન હોવાથી પોતાના ફિરકા ઉપર કાબૂ જાળવી રાખવા મિશાકનામામાં આવી શરતો દાખલ કરતા ગયા છે. અમારા હુજ્જત સાહેબ પણ એ શરત દાખલ કરવા ચાહે છે, પણ તે સામે કોમમાં સખત હિલચાલ થઇ રહી છે.

તૌફીક પાશા—અફસોસ સદ અફસોસ કે ઇસલામી ફિરકાઓના ધર્મ ગુરૂઓએ પોતાના ઝાતી મતલબો પાર પાડવા જાહેલીયતનાં જમાના જેવા અને બુતપરસ્ત અને ઇનસાન પરસ્ત ફિરકાઓના જેવા રિવાજો ચાલુ કરી, તેને મઝહબ બનાવી, ઇસલામની આઝાદી, મહોટાઇ અને રૂહાની તાકતને તોડતા ગયા છે. તેનો નતીજો એ આવ્યો છે કે આ જમીનની પીઠ ઉપરથી એક પછી એક ઇસલામી સલતનતનો નાશ થવા લાગ્યો છે, અને મુસલિમો કે જેઓ એક જમાનામાં દુનયાના સુધરેલા મુલકો ઉપર હકુમત ચલાવી દુનયાને આગલ વધારી રહ્યા હતા તેઓ આજે તાબેદાર કોમો બનતી જાય છે.

તમારા સાથની વાતચીતથી આજે મને કેટલુંક નવું જાણવાનું મલ્યું છે હું તમારે માટે મારા વિચારો બાબ આલીયામાં જણાવી ઘટતું કરીશ.

---

# પ્રકરણ ૮ મું

## તુરકી સલતનત, મવારીન ખ્રિસ્તીઓ અને દરૂઝ મુસલમાનો

**અલ હુસામના** હુકમ મુજબ ઇબને અહેસાને **તોફીક પાશાની** મુલાકાત લેવા પછી ઇફરીદીએ પણ પાશાની મુલાકાત લઇ કલાત અલ હુસનના સંજાકના કાયમ્મકામ તરીકેની નીમણુંક માટેના તેના હકના સંબંધમાં જે વાતચીત કીધી તે આપણે જોઇ ગયા. એ વાતચીત ઉપરથી જણાયું હશે કે પાશાના મનમાં કરમતી ફિરકાના સંબંધમાં અને ખાસ કરીને અલ હુસામ માટે કેટલાક વિચારો હતા, જે તે જાહેર કરવા માગતો ન હતો. યુરોપની સલતનતો તુરકી સલતનતને તોડી પાડવા રાજદ્વારી કાવાદાવાઓ ચલાવતી હતી તે સબબ તુરકી અમલદારોને ઘણી સાવચેતીથી કામ લેવું પડતું હતું. ચાલુ લડાઇઓ સામે બચાવ કરતાં કરતાં તુરકીના વિશ્વાસુ અને વફાદાર અમલદારો ખપી જતા હતા, તે સબબ લાયક અમલદારોની હમેશા ખોટ રહેતી, અને પરિણામે તુરકી સલતનતને વધારે સોસવું પડતું હતું. તે માટે નહાના નહાના અમલદારોની નીમણુંક ઉપર પણ બારીક નજર રાખવી પડતી હતી. સલતનતનો કારોબાર પણ સ્થાયી ન હતો. ફેરફારો ઘણી ઝડપથી થતા રહેતા હતા, તે પણ તુરકી સલતનતને નુકસાન થવાનું કારણ હતું. એવા સંજોગોનો લાભ લઇ યુરોપના રાજ્યો પોતાના પગ મજબુત કર્યે જતા હતા.

**તુરકી સલતનતના** જુદા જુદા ભાગોમાં જે જુદી જુદી મુસલમાન અને બીજી કોમો હતી તે જોતાં તેના જુદા જુદા ભાગોને સ્થાનિક સ્વરાજ્ય આપીને બધી રઇયતને સંતોશવા અને એકત્ર કરવાની ઘણી જરૂર હતી. રાજ વહિવટના કાનુનો અને સત્તા ચલાવવાની રીતોમાં જમાના મુજબ જે ફેરફાર થતા રહ્યા છે, અને થતા જાય છે, તેનો ઉંડો અભ્યાસ કરી, આગલી રીતોને છોડતા જઇ, જમાનાની જરૂરીઆતો અને પ્રજાની સમજશક્તિ મુજબ ફેરફાર કરવામાં ન આવે, તો તેનું પરિણામ કેવું ખરાબ આવે છે તે જોવું હોય તો તુરકી શહેનશાહતની તવારીખ તપાસો. એક જમાનામાં તુરકી સલતનતની પદ્ધતી ચઢીઆતી હતી. તે સબબ તુરકી સલતનત આગલ વધતી રહી, કારણ કે સંજોગો અને જમાનો તે પદ્ધતીને બંધ બેસતાં હતાં. તે પછી યુરોપના રાજ્યોને પોતાના બચાવ માટે નવા પાઠો શીખવા પડયા, અને તેનો લાભ તેઓ લેતા ગયા. તુરકી શહેનશાહત જે પદ્ધતીથી આગલ

વખત હતી તેનેજ સરસ સમજી પકડી બેઠી, અને વખત હાથમાંથી જવા દીધો. પરિણામ એ આવ્યું કે યુરોપના રાજ્યો તુરકી સલતનતના અવયવો તોડતા ગયા. જ્યારે ઘણું ભોગવવું પડયું ત્યારેજ તુરકી સલતનતને પોતાની સ્થિતિનું ભાન થવા લાગ્યું, અને રાજકારોબારની પદ્ધતિમાં સુધારો કરવાની માંગણી કરનારાઓ બાહેર પડયા. એ સુધારકોને સખત મુશકેલીઓ વેઠવી પડી, સુધારકો પોતાના દેશને માટે કંઇક કરવા સામર્થવાન થયા તે વખતે યુરોપના રાજ્યો કેટલો પગપેસારો કરી ચુકયા હતા તેનો અભ્યાસ કરવાની જરૂર છે. આપણી આંખ સામે જે ફેરફારો થતા ગયા તે અટકાવવા સામે જે નડતરો આવી ઉભી હતી તે સમજવા માટે યુરોપના રાજ્યો રાજદ્વારી કુનેહથી તુરકી સલતનતમાં કેવો અને કેટલો પગ નાંખી આ હક અને તે હકના દાવાઓ સામે કરી રહ્યા હતા તે જાણવાની જરૂર છે. એ બધી મુશકેલીઓ કરતાં મુસલમાન ફિરકાઓની આપસ આપસની મારામારીઓ, ધર્મગુરૂઓના સ્વાર્થી દાવાઓ, એક બીજાને લડાવી મારી પોતાનો કાબુ મજબુત જાળવી રાખવાની કુનેહ, અને સલતનત સામેના પ્રપંચો સલતનતને વધારે નુકસાન પહોંચાડતા રહ્યા હતા. રોમન શહેનશાહતની પડતીના કારણો મિ. ગીબન પોતાના મશહૂર ઇતિહાસમાં જણાવી ગયો છે, તે મહોટે ભાગે તુરકી શહેનશાહતની પડતીને પણ આબાદ લાગુ પડે છે.

તોફીક **પાશાની** મુલાકાત પછી ઇબને અહેસાન હાલુલ મહાલ આવ્યો, અને અલ હુસામને ખબર પહોંચાડી. તે વખતે અલ હુસામે હરમેલ તરફ શિકાર માટે જવાનો ઇરાદો જાહેર કીધો, અને શિકાર પારટીમાં માનશિયર ફ્રાંકને શામિલ થવાનું કહેવા માટે ઇબને અહેસાનને તરાબુલુસ જવાનો હૂકમ આપ્યો હતો, તે આપણે પ્રકરણ ૬ ઠાની શરૂઆતમાં જોઇ ગયા. માનશિયર ફ્રાંક જાહેર રીતે ફ્રેંચ રેલવેની વ્યવસ્થા તપાસવા આવ્યો હતો. બેરૂતથી જે રેલવે હમસ, હમાથ, અને હલબ તરફ જાય છે તે, તથા બેરૂત અને તરાબુલુસ વચ્ચે જે સ્ટીમ ટરામવે ચાલે છે તેનો ઇજારો ફ્રેંચ કંપનીના હાથમાં આવ્યો હતો. તુરકી સલતનતની પડતીના મહોટા કારણોમાં એક એ પણ હતું કે, સલતનતે સલતનતની ભાષા તરીકે અરબી રાખી નહીં. તુરકી લોકો મુસલમાન થયા તેને સેંકડો વરસ થયાં, પણ તેઓ પોતે અરબ નેશનમાં શામિલ થયા નહીં. તુરકોના હાથમાં જમાના સુધી સલતનત રહી પણ અરબોને તુરકી નેશનમાં ફેરવી શકયા નહીં. અલબત્તાં અરબસતાનને તુરકી ભાષા શિખવવું મુશ્કેલ હતું, પણ જો પોતે અરબી ભાષાને પોતાની ભાષા કરી લીધી

હોત તો આજે જમાનો બીજો હોત. પ્રજાનો એક પણ ઇસમ કેળવણી વગર ખાલી રહેવો ન જોઇએ એ સિદ્ધાંત યુરોપનાં રાજ્યોએ અખતીયાર કીધું, પણ તુરકી સલતનતે અખત્યાર કીધું નહી. ઉંચી કેળવણીનો પ્રજામાં ફેલાવો કરી ધર્મ ઝનુન અને ધર્મ જનુન દૂર કરવાના જે ઉપાયો કારગર પુરવાર થયા છે તે કામમાં લીધા નહી. અરબ જવાનોને યુરોપના જુદા જુદા દેશોમાં મોકલાવી જુદી જાતની વિદ્યાકળા શિખવવાનું કાર્ય પણ કર્યું નહિ. તુરકો પોતે હાકેમી અથવા સલતનતના વડા અમલદાર રહ્યા, અને અરબોને પછાત રાખ્યા. એ સ્વાર્થી અને ખામી ભરેલી રાજનીતીને કારણે તેઓ અરબોની ચાહના મેળવી શક્યા નહિ. રઇયતની અજ્ઞાનતા અને ખામી ભરેલી રાજનીતિને કારણે પોતાની રઇયત પાસેથી જોઇતું નાણું અને જોઇતા માણસો મેળવી શક્યા નહિ, અને વખતો વખત જોઇતા નાણા મેળવવા યુરોપના રાજ્યો પાસે જવું પડયું. એટલુંજ નહિ પણ રેલવે વિગેરે માટેના ઇજારાઓ પણ યુરોપની બીજી રઇયતોને કે રાજ્યોને આપવા પડયાં. સિરીઆમાં ફ્રેંચ લોકોનો મુગલેસાતો થવાનું તે એક સાધન થઇ પડયું. તે ઉપરાંત મવારીન ખ્રિસ્તીઓ અને દ્રુઝ લોકો વચ્ચેની મારામારી પણ ફ્રેંચ સત્તાને લાભકારક થઇ પડી.

મવારીન ખ્રિસ્તીઓ પ્રાચીન અરબ સીરીઅનો છે, કે જેઓમાં ઇસલામથી અગાઉના જમાનાની અરબ બીદુઓની ખાસીઅતો હજી પણ નજરે પડે છે. બીદુઓ જેવા તેઓ લુટારાઓ, મહેમાન નવાઝ, વેર લેનારા કબીલાઓમાં વહેંચાયલા અને ધર્મ સંબંધી વિચિત્ર માન્યતા ધરાવનારાઓ છે. તેઓ નામના ખ્રિસ્તી મોનોથેલાઇટ પંથના હતા. તેઓ માનતા હતા કે, ઇસા-અલાહ અવતાર લઇને આવ્યા તે વખત તેમનામાં ઇશ્વરી અને ઇનસાની ખાસિયતો હતી, પણ સ્વભાવતો એકજ હતો, અને તે ઇશ્વરી સ્વભાવ હતો. મવારીન ખ્રિસ્તીઓને હળવે હળવે કેથોલીક બનાવવામાં આવ્યા છે અને આવે છે. તેઓ અરબી ભાષા બોલે છે, દેવળોમાં પ્રાર્થના પણ અરબી ભાષામાંજ કરે છે, અને શિઆ મુસલમાનોની પેઠે લીલી પાગડી પહેરે છે. બીદુઓની પેઠે તેઓ જમાના સુધી પોતપોતા વચ્ચે લડતા રહ્યા હતા. ખ્રિસ્તી રાજ્યોની શિખાવણી અને ફ્રેંચ મિશનરીઓ તરફથી તેઓને કેથોલીક બનાવવાની કોશિશ સાંથે ઇસલામી સલતનતને તાબે નહી રહેવાના શિક્ષણને લીધે તેઓ તુરકી સલતનત સામે ફસાદ મચાવતા રહ્યા હતા, અને આસપાસના મુસલિમ કબીલાઓ સાથે વેરભાવ રાખી લડતા હતા. દ્રુઝ લોકો કે જેઓ મવારીન ખ્રિસ્તીઓ જેવીજ ખાસીઅતના પહાડી મુસલમાનો છે, અને મવારીનોની

આસપાસ વસે છે, તેઓ સાથે મવારીનોની ચાલુ મારામારી રહેતી હતી. એનું મુખ્ય કારણ એકે જે મિશીનરીઓ મવારીનોને કેથોલીક બનાવતા હતા. તેઓ દરૂઝ લોકોને પણ વટલાવવાની કોશિષ કરતા હતા. મવારીન ખ્રિસ્તીઓ અને દરૂઝ લોકો વચ્ચેની મારામારીઓ હિંદની સરહદ તરફ વસ્તા કબીલાઓ વચ્ચેની મારામારીઓ સાથે પણ સરખાવી શકાય. કબીલાઓ વચ્ચેની હરીફાઇ અને મારામારીઓમાં ખ્રિસ્તી રાજ્યોના ખાસ કરીને ફ્રેંચ રાજના કાવાદાવાને લીધે વેરભાવ વધતો રહ્યો હતો, અને છેવટે ઇસવીસન ૧૮૪૦ થી ૧૮૬૦ સુધી ખુનરેજી ચાલી ગઇ હતી. શેહાબ કબીલાના અમીરોમાંથી કેટલાકને દરૂઝ પંથ તજી ખ્રિસ્તી પંથમાં વટલાવવામાં આવ્યા હતા. તેઓ મવારીનો સાથે શામિલ થઇ દરૂઝ લોકોનો ઘાણ કાઢવા લાગ્યા. એ ખૂનરેજીથી બચવા માટે હજારો દરૂઝ હરાન તરફ નાસવા લાગ્યા. ઇસવીસન ૧૮૪૫ માં જ્યારે દરૂઝ અને મવારીનો વચ્ચેની લડાઇમાં મવારીનોની હાર થવા લાગી તે વખતે ખ્રિસ્તીઓની ખુનરેજી કરવાનો તુરક સલતનત ઉપર આરોપ મુકાયો, અને યુરોપમાં હો હાં મચાવ્યા પછી મવારીન ખ્રિસ્તીઓની મદદને બહાને ફ્રેન્ચ લશકર લબનાનમાં ૧૬–૮–૧૮૬૦ માં દાખલ થયું, અને ફ્રેન્ચ અને અંગ-રેજ મનવારોએ સિરીઆના કિનારાને ઘેરો નાંખ્યો, હિંદની સરહદ ઉપ-રના કબીલાઓ વચ્ચેની મારામારીઓ, અને એ કબીલાઓ હિંદની સરહદમાં કે અફઘાનની સરહદમાં ચઢી આવી લુટફાટ મચાવે છે તે જો નજરમાં રાખ-વામાં આવે તો મવારીન અને દરૂઝ લોકો વચ્ચેની લડાઇઓ સહેલાઇથી સમજાઇ શકાય. હિંદની સરકાર માટે એ કબીલાઓને સુધારવાનું કામ મુશકિલ જણાયું છે, અને વરસોની સમજાવટ અને સજા છતાં એ સરહદી પહાડી કબીલાઓ શાંત થયા નથી, તેવીજ સ્થિતી તુરકી સલતનત અને સિરીયાના આ પહાડી કબીલાઓ વચ્ચેના સંબંધની હતી, પણ તેમાં તુરકી સલતનતને વધુ મુશ-કેલી એ હતી કે, મવારીન ખ્રિસ્તીઓને, તેઓ જે ખુનરેજી મચાવતા હતા તે માટે સજા કરવા જતાં, યુરોપના રાજ્યો વચ્ચે આવી ઉભા રહેતાં. ઇ. સ. ૧૮૬૦ અગાઉની મારામારીઓ અને ખુનરેઝીઓને પરિણામે હજારોની સંખ્યામાં દરૂઝ લોકો લબનાન છોડી હરાન તરફના દેશોમાં પોતાની જાન બચાવવા આશરો લઇ રહેવા લાગ્યા, અને લબનાનમા દરૂઝ લોકોની વસ્તી ઓછી થતી ગઇ, જ્યારે ખિરસ્તીઓની સંખ્યા વધતી ગઇ, એ બતાવે છે કે યુરોપના ખ્રિસ્તી રાજ્યોના કાવાદાવાને પરિણામે કોણને ભોગવવું પડયું હતું, અને

મુખનો કસુર હતો. ફરેન્ચ અને અંગરેજોની દખલગીરીનો મુખ્ય હેતુ લબનાનમાં ફરેન્ચ, અને તેની નીચેના દેશોમાં અંગરેઝ સત્તા વધારવાનો હતો, જે હેતુ હાલમાં પાર પડેલો આપણે જોઇએ છીએ. એ હેતુઓ પાર પાડવા, ઇ. સ. ૧૮૬૦ના મજકુર બનાવ પછી, તુરકી સલતનતને ફરજ પાડી દાઉદ નામનાં એક અરમીનિયન ખિરસ્તીને લબનાનનો મુશીર લગભગ સ્વતંત્ર અખત્યાર સાથે નીમવામાં આવ્યો, અને તેની બાંહેધરી હેઠે એક કાઉન્સિલ નીમવામાં આવી, જેમાં ૪ મવારીન ખિરસ્તી, ત્રણ ગ્રીક ચર્ચ ખિરસ્તી, ત્રણ દરૂઝ, એક તુરક અને એક મુતવલી હતા. ખિરસ્તીઓની વધારે સંખ્યા અને ઉપરી પણા સાથે એવો કાયદો થયો કે મુસલમાન કદી પણ મુશીર થઇ શકે નહી. યુરોપના ખિરસ્તી રાજ્યોની મદદ સાથે ફરેંચ લોકોએ તુરકી સલતનતને લબનાનની હકૂમતનું બંધારણ એવી જાતનું રચવાની ફરજ પાડયા પછી, જો કે ફરેંચ લશકર પાછું ગયું, પણ તેઓના કાવાદાવા અને રાજનીતિને પરિણામે લબનાનમાં મવારીન અને બીજા ખિરસ્તીઓની સંખ્યા અને આબાદી વધતાં ગયાં, અને દરૂઝ અને બીજા મુસલમાનો પડતીમાં આવતા ગયા. સ્વતંત્ર સ્વભાવના દરૂઝ લોકો આ હાલત જોઇને લબનાનથી વધારે મ્હોટી સંખ્યામાં બીજા ભાગો અને દેશો તરફ હિજરત કરતા રહ્યા.

દરૂઝ લોકો પ્રાચીન જમાનામાં કોણ હતા તે વીશે તરેહવાર વાતો ચાલે છે. તેઓ હાલમાં અરબી ભાષા બોલે છે, અને સ્વભાવે મવારીન ખિરસ્તીઓ જેવા છે. લબનાન અને સિરીઆના પહાડી દેશો વચ્ચે તેઓ મવારીન ખિરસ્તીઓ સાથે જમાના સુધી રહયા હતા. મુસલિમ સલતનતો સામે યુરોપના ખિરસ્તી રાજ્યો દબાઇ રહયાં હતાં તે જમાનાની મુસલિમ ઉદારતા અને ધાર્મિક છુટાપણાની ખાતરી જોઇતી હોય તો દરૂઝ અને મવારીન લોકો એક બીજા સાથે એકંદર રીતે કેટલા જમાના સુધી હલીમલી રહયાં હતાં તે તપાસો. ખ્રિસ્તીઓને જુલમથી વટલાવવા ચાહતે તો શું તે વખતની મુસલિમ સલતનતો તેમ કરી શકતે નહી? જમાનાઓ સુધી સાથે રહેવા પછી ખ્રિસ્તી રાજ્યોની દખલગીરીને પરિણામે દરૂઝ અને મવારીનો વચ્ચે ખુનરેઝી ચાલુ થઇ, દરૂઝ લોકો લબનાન દેશની દક્ષિણ અને પુર્વ તરફ હિજરત કરવા લાગ્યા, અને છેવટે લબનાનનો મધ્ય ભાગ દરૂઝ લોકો લગભગ ખાલી કરી દિમશકની દક્ષિણ તરફના પહાડો ઉપર જઇ રહ્યા, જ્યાં આજે તેઓ પોતાના હકો અને સત્તાની જાળવણી સાંટે ફરેન્ચો સામે લડતા રહ્યાં છે. દરૂઝ લોકોમાં બે પંથ અથવા ભાગ જોવામાં આવે છે. એક ભાગ યમબલતીઆ કહેવાય છે, કેમકે તેના

વડા યમબલત ખાનદાનના છે. બીજો ભાગ યઝએકીઆ કહેવાય છે કે જેનો વડો કેટલાક વરસ પહેલાં અબુ નકદ હતો. દરૂઝ લોકો ખુબસુરત છે. તેઓમાં ઘણું કરી એક કરતા વધુ સ્ત્રી પરણવાનો રિવાજ નથી, તેઓની સ્ત્રીઓ ઘણે ભાગે ભણેલીઓ હોય છે, અને જોકે બુરકો પહેરે છે, પણ આઝાદ ખિઆલની અને પોતાની સત્તા સમજનારી છે. પુરૂષ પોતાની સ્ત્રીને તલાક આપી શકે છે. તેમ સ્ત્રી પણ ચોકસ રીતે તલાક મેળવી શકે છે. દરૂઝ લોકો બે ભાગમાં વહેંચાયલા ગણાય. એક ભાગ **જાહિલ લોકોનો** અને બીજો ભાગ **આકિલ લોકોનો.** દરૂઝ કોમના આમ વર્ગમાંથી કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ જ્ઞાન વર્ગના મેળવવા માગે તેને ધર્મના ભેદ છુપા રાખવાનું વચન **મિશાક** આપવો પડે, અને તેવો મિશાક આપી ધર્મ જ્ઞાન મેળવવાની જે કોઇ શરૂઆત કરે તે **મુમિન મુસતજીબ** કહેવાય, મુમિન મુસતજીબ અને તેની ઉપરના દરજાના બધાઓ **આકિલ** ગણાય છે, અને તે સિવાયનો વર્ગ **જાહિલ** ગણાય છે. મુમિન મુસતજીબ અને તેની ઉપરના ધર્મ જ્ઞાનીઓજ તેઓની ધર્મ ક્રિયામાં ભાગ લઇ શકે. બીજાઓ નહી. આ ભેદભાવ સિવાય તેઓમાં કોઇ પણ ઉંચ કે નીચ નથી. ધર્મની બાબતમાંજ આકિલ અને જાહિલ જુદા પડે છે, પણ બીજી રીતે તેઓમાં કોઇ હલકુ કે ઉંચું નથી. બધા દરૂઝો સરખા અને સમાન ગણાય છે. તેઓના શેખો જોકે ચોકસ ધર્મ ક્રિયા વખતેજ આગેવાની લે છે, પણ એ ધર્મ ક્રિયાની બાહેર શેખ કોઇ પણ દરૂઝ ઉપર ઉપરીપણું ભોગવતો નથી. દરુઝ લોકો શરાબ પીવુ નાજાયઝ સમજે છે, તેમ તબાકુ કે બીજા વ્યસનથી પણ દુર રહ્યા છે. પુરૂષ વર્ગ માથા ઉપર તરબુશ પહેડે છે. એ તરબુશની આસપાસ આકિલ લોકો એક સફેદ કપડાની પાઘડી પહેરે છે. તેઓ ઘણા ધર્મી છે, અને દરેક દરૂઝ પોતાની મહેનતની હલાલ કમાઇ વગર બીજું ખાવું ગુનાહ સમજે છે. ધર્મ સંબંધી સખ્ત તકીયત રાખનારા આકિલો, પુરૂષો અને સ્ત્રીઓ, દર ગુરૂવારે રાતના અને શુકરવારે ધાર્મિક શિક્ષણ મેળવવા **ખીલવામાં** ભેગા થાય છે. ખિલવા દારૂલ હિજર પણ કહેવાય છે. અને તેનો નિભાવ **સીલા** અને **ફિતરાની** વસુલાતમાંથી કરવામાં આવે છે. ખિલવા તરફથી ગરીબ અને મુશકેલીમાં આવી પડેલાઓને મદદ આપવામાં આવે છે. સદકાની જકાતનો ઉપયોગ પણ કોમના લાભ માટેજ કલામે શરીફમાં આવેલાં ફરમાન મુજબ થતો હોવાથી, મશાએખો અને ધર્મ ગુરૂઓ દરેક પોતાનું કમાઇ ખાય છે. દરૂઝ લોકોની ઉમતીના સંબંધમાં જે કંઇ જાણી શકાયું છે તે ઉપરથી જોવામાં આવે છે કે મિસરના ફાતેમી ખલીફ

અબુ અલી મનસુર હાકેમ બે અમરિલ્લાહના વખતમાં તેમના એક ગુલામ હમઝા બિન અલી બિન મહમદને તાબેના એક માઝુન મુતલક, કે જેનુ નામ અલી બિન અહમદ હબ્બાલ હતું, તેણે મહમદ બિન ઇસમાઇલ નામના એક ઇસની મુસલમાનને ફાતેમી દાવતમાં વટલાવ્યો. મહમદ બિન ઇસમાઇલને દાઇ તરીકે તઇયાર કરવા પછી તેને સિરીયા મોકલવામાં આવ્યો, જ્યાં તે તેમઅલ્લા અને બાનીયાની ખિણોમાં પહાડી લોકોને શિક્ષણ આપવા લાગ્યો. તેણે ત્યાં દરસ ખોલ્યો, જે સબબ તે દરસમાં શિક્ષણ લેવા આવનારાઓ દરસી કહેવાતા હતા. દરસી નામ ઉપરથી દરઝી અથવા દરૂઝ નામ ઉત્પન્ન થયું છે. મહમદ બિન ઇસમાઇલ પોતે દરાસી કે દરાઝી નામથી ઓળખાય છે; તેની અને હમઝાની વચ્ચે આગલ જતાં વાંધો પડેલો હોવો જોઇએ, કેમકે હમઝા પોતાના લખાણમાં દરઝીને માટે "શેતાન ઇમામથી ફરી ગએલો" વિગેરે ઉપમા આપે છે. આનું કારણ કદાચ એ હોય કે હિ. સ. ૪૦૯ ઇ, સ. ૧૦૧૮થી મહમદ બિન ઇસમાઇલ દરાઝી કેરોમાં ઇમામ હાકિમ બે અમરીલ્લાહ પાસે આવી રહ્યો હતો તે વખત તેણે હમઝાની વિરૂધ હિલચાલ શરૂ કરી હતી. એવું કહેવામાં આવે છે કે હમઝાની શિખવણીથી દરાઝીને એક ગુલામે મારી નાંખ્યો. હમઝા બિન અલી બિન અહમદ પોતે દરાઝી દાવતનો વડો થયો. તેણે ઇમામ હાકિમ બિલ્લાહ રબ છે એવું કેરોમાં જાહેર કરવાથી, કેરોમાં તેની વિરૂધ બલવો થયો, તે સબબ તેને સિરીયા તરફ આસરો લેવો પડયો. દરૂઝ લોકો હમઝાને અલ હાદી લે મુસતજીબીન, કાએમ અલ ઝમાન, વિગેરે ઉપમાંથી ઓળખે છે; અને તેણે લખેલ કિતાબો ઘણા પાક અને માનવંતા ગણાય છે.

# પ્રકરણ ૯મું

## દરૂઝ ફિરકાની ધાર્મિક ફલસફત

માનસીઅર ફ્રેક જાહેર રીતે બેરૂત રેલવેનો વહીવટ તપાસવા આવેલો હતો. એ રેલવે ફ્રેન્ચ કંપની ચલાવતી હતી, જે સિરીયામાં ફ્રેન્ચ સત્તાના પગપેસારાનું સાધન થઇ પડયું હતું, તે આગલા પ્રકરણો ઉપરથી જણાયું હશે. ફ્રેન્ચ અને અંગરેજોની દખલગીરી અને લડાઇની ધમકીઓને લીધે તુરકી બાબા આલીયાને લબનાન સંજાકના મુશીર તરીકે અરમિનીઅન અથવા મવારીન ખ્રિસ્તીની નિમણુંક કરવી પડતી હતી, અને તેને વિલાયતના ઇલાકાના

અલીથી સ્વતંત્ર સત્તા સોંપવામાં આવી હતી, તે પણ આગલા પ્રકરણમાં આપણે જોઇ ગયા. લબનાન સંજાકનો મુશીર દેર અલ કમરમાં હોવાથી માન-શીઅર ફ્રોક તેની મુલાકાત માટે દેર અલ કમર આવ્યો હતો, અને હવે તે ત્યાંથી તરાબુલુસ જવાની તૈયારીમાં હતો. દેર અલ કમરમાં કરમતી ભાઇ નોમાન અલ ઝકી રહેતો હતો. તેણે માનશીઅર ફ્રોકને જમવા નોતર્યો. ઘણુંજ ખાનગી હોવાથી માનશીઅર ફ્રોક ઉપરાંત બીજા કોઇને બુલાવવામાં આવ્યા ન હતા. તેઓ રાતના ખાઇ પી વાતે વળગેલા હતા, અને અહીં તહીંની વાતો કરવા પછી નોમાન અલ ઝકી પોતાની મતલબ ઉપર આવતો હતો. કુનેહબાજ રાજદ્વારી માન૦ ફ્રોક પાસેથી મતલબની વાતો કઢાવી લેવા કરમતી ભાઇએ પોતાનું બળ અજમાવી જોયું, પણ છેવટે તેણે પોતાને માન૦ ફ્રોક સામે લાઇલાજ જોયો, અને હવે પોતેજ પોતાની મતલબ ઉપર આવ્યો

નોમાન અલ ઝકી—ખરી વાત જે છે તે તમો પાસે હું ખુલી કહું છું, અને તે ફક્ત તમારી અને મારી વચ્ચેજ અમાનત જાળવી.

માન૦ ફ્રોક—મનશિઅર, અમારી તરફની તમે કોઇ પણ વાતની ચિંતા રાખશોજ નહી. તમોને ફ્રેન્ચ સરકાર તરફથી દરેક વખતે મદદ મળતી રહી છે. એ મદદ તમોને જોઇતી હોય તો તમે સચ્ચાઇથી વરતો, તમારા ધર્મ ગુરૂની મુવાફિક એક પગ અહીં અને બીજો પગ ત્યાં રાખવાની ભુલ ન કરો.

નોમાન અલ ઝકી—અલ હુસામની ચાલ માટે હું ઘણો દિલગીર છું. તે દરેક સાથે એવીજ રીતે કામ લે છે. તે પોતાને ઘણો બાહોશ સમજે છે. અને ધારે છે કે ભોલા અને અજ્ઞાન કરમતીઓ તેની ઉપર વિશ્વાસ રાખી તેને ફરેશતો સમજે છે તે રીતે બધાઓ તે જે કહે તે માની લેશે. તે દોલતનો ઘણો લાલચુ છે. દેર અલ કમરની જાગીર કે જેનો તે દાવો કરે છે તે તેને અપાવશો તો તે તમો ચાહશો તેવી તમોને મદદ કરશે, પણ અલ હુસામનું માથું તમારા હાથમાં રહે તેવી તજવીજ કરવાનું ભુલશો નહી, નહીતો તે પોતાનું કામ થયું કે તરત ફેરવી તોલશે. તેની પાસેથી એવો દસ્તાવેજ કરાવી આપવાનું હું મારી ઉપર લઉં છું.

માન૦ ફ્રોક—અલ હુસામને હું સારી રીતે પિછાનું છું. મને તેની ઉપર વિશ્વાસ નથી, પણ તમારા વચન ઉપર આધાર રાખી કામ કરીશ.

નોમાન અલ ઝકી—અલ હુસામ ફ્રેન્ચ સરકાર સામે ગમે તે રીતે વરતે પણ મારી વફાદારીમાં તમે ખામી જોશો નહી. તુરકી સુલતાનને અમો

ખલીફ તુલ મુસલેમીન માનતા નથી. અલ હુસામ જે દાવો લઇ બેઠો છે તે પણ ખોટોજ છે. ઇસલામની એવી હાલત થઇ પડી છે કે જેને લાગ ફાવ્યો તે ખલીફ, ઇમામ અથવા હુજત થઇ બેઠા છે. કેટલાક પોતાને પીર કહેવરાવે છે, કેટલાક પોતાને બાબ કહેવરાવે છે; જેને જે ફાવ્યું તે મુજબ અજ્ઞાન લોકોના જથ્થામાંથી બની શકે તેટલાને પોતાના હાથમાં રાખી પોતાની સત્તા અને આવક જાળવી બેઠા છે. અમારો પેશો પણ તેવોજ છે.

**માન૦ ફેક**—દરૂઝ લોકો પોતાના ધાર્મિક વિચારોને તકીયતમાં રાખે છે તેમ તમો પણ રાખો છો તેનું કારણ શું?

**નોમાન અલ ઝકી**—જે વાત છુપી રાખવામાં આવેલી હોય તે જાણવા લોકો આતુર થાય છે. એ આતુરતા અમોને અમારા કામમાં ઘણી મદદ કરતા થઇ પડે છે. બીજું કારણ એ કે અમારા વિચારોની ખામીઓ અને અમારૂં પોતાનું અજ્ઞાનપણું છુપાવવાનું એક મ્હોટું સાધન છે. કોઇ ચાલાક માણસ અમોને એવો સવાલ કરે કે જેનો જવાબ આપવા જતાં અમારી હાસી થશે એવું અમોને લાગે, અથવા જેનું અમોને પોતાને જ્ઞાન ન હોય તેવો સવાલ પુછવામાં આવે તો અમો કહી દઇએ કે એ તકીયત અને ઇલમના ભેદોની વાત છે તે બાહેરના લોકો પાસે અથવા અમારા મઝહબમાં આવી ચોકસ દરજ્જો ધરાવતો થાય નહિ ત્યાં સુધી જાહેર કરી શકાય નહીં, એવા જવાબથી અમારો બચાવ થાય અને પૂછનારના મનમાં જીજ્ઞાસા પણ ઉત્પન્ન કરી શકાય. તમો જાણો છો કે જે વાર્તાઓમાં ભેદ તરીકે કેટલીક વાત અથવા બનાવ શરૂઆતમાં છુપાવવામાં આવેલા હોય છે તે તરફ લોકો વધુ આકર્ષાય છે. તકીયત રાખવાનું ત્રીજું કારણ એ છે કે કલામે શરીફ, દરેક મુસલિમ પછી તે ગમે તે ફિરકાનો હોય તેને માટે હબલુલ મતીન છે એવું અલ્લાહતઆલાએ અને અમારા નબી સ૦ અ૦ એ જાહેર કર્યું છે, અને નબી સ. અ. એ ફરમાવ્યું છે કે મારી પોતાની ઇતરતમાંથી પણ કોઇ એવું શિક્ષણ અથવા બોધ આપે, કે જે કલામુલ્લાહ મુજબ ન હોય, તો તેવો બોધ માનવો નહી. પણ ખરી હાલત એ છે કે દરૂઝ લોકોના, અમારા પોતાના, અને ઘણા ફિરકાઓના કેટલાક વિચારો અને શિક્ષણ કલામુલ્લાહથી ઉલટી રીતના છે. તે સબબ આમ ઇસલામીઓ તેઓના એવા ધાર્મિક શિક્ષણથી વાકેફ ન થાય તેની સંભાળ રાખવા માટે પણ તકીયત રાખવી પડે છે.

આન૦ ફ્રેંક—દરૂઝ લોકોમાં તાવીલ અને હકીકત જેવું જે જ્ઞાન છે તે બીજા ફિરકાઓમાં છે કે નહી ?

નોમાન અલ ઝકી—એતો બધા ફિરકાઓમાં છે. તમો ખ્રિસ્તીઓ તેમજ યહુદીઓ જેમ તમારા ધાર્મિકશિક્ષણને તનઝીલ, તાવીલ અને હકીકત એવા ત્રણ ભાગમાં વહેંચી નાખો છો તેમ દુનયાના લગભગ દરેક ધર્મ અને ફિરકાઓ પોતાના શિક્ષણને એ રીતે વહેંચી નાખે છે. મુસલમાનોમાં પણ **તનઝીલ, તાવીલ અને હકીકત** છે. કલામે શરીફ અને કેટલીક હદીસો **તનઝીલ** કહેવાય છે, કેમકે તે અલ્લાહતઆલા તરફથી ઉતરી આવેલા ફરમાનો અથવા વાકયો છે. કલામે શરીફમાં જે જાહેર રીતે વાંચવામાં આવે છે તે તનઝીલ છે, કલામે શરીફમાં ઘણી વાતો તરફ ફકત ઇશારા કરવામાં આવ્યા છે, પુરી વિગતો સાથે સમજાવવામાં આવી નથી. તેવી બાબતોને ઓલોમાઓ ઇતીહાસિક અને બીજા બની ગએલા બનાવો વિગેરેના ખુલાસા આપી સમજાવે તેને **તાવીલ** કહે છે. તમારી ભાષામાં તેને એનોટેશન અથવા કોમેન્ટરી કહો. તાવીલ ઘણી રીતે સમજાવવામાં આવે છે. ઇસમાઇલી, ઇશના-અશરી અને સુન્ની ફિરકાઓએ અરબોની મદદના હિસાબની રીતને પણ તાણીખેંચી પોતાના મતલબના અર્થો કહાડવાના ઉપયોગમાં લીધી છે. સુન્નીઓ એજ રીતથી કલામે શરીફની આયતોમાંથી શરૂઆતના ખલીફાઓના નામો અને તેઓની તારીફ કહાડી બતાવી. અલ્લાહતઆલાએ એ ખલીફાઓ ઇસ-લામની કેવી સરસ ખિઝમત બજાવશે તેની આગાહી આપી છે તેવું સાબિત કરી આપે છે. ઇશનાઅશરીઓ એજ રીતથી કલામે શરીફમાંથી ૧૨ ઇમામોની આગાહી અને તારીફ બતાવે છે. તેજ રીતે ફાતેમીઓ, અને કરમતીઓ પણ પોતપોતાના મતલબના વાકયો શોધી આપે છે. ખ્રીસ્તી ફિરકાઓ અને યહુદી ફિરકાઓ બાઇબિલમાંથી પોતપોતાના મતલબના અર્થો કહાડી બતાવી, દરેક ફિરકો પોતાની સચ્ચાઇ અને બીજાની જુઠાઇ બતાવે છે તેવીજ આ રીત છે. તેને તાવીલ કહે છે. તનઝીલનું એ રીતે તાવીલ કરવામાં આવે છે તે ઉપરાંત અલ્લાહતઆલાની પિછાન સૃષ્ટિની હસ્તી, ઉત્પત્તી અને નાશ વિગેરે સબંધમાં જે ધાર્મિક ખુલાસાઓ કરવામાં આવે છે તેને **હકીકત** કહે છે. હકીકત બીજું કંઇજ નહી પણ **મઝહબી ફિલસુફી** છે. જાહેર રીતે અમો ફિલસુફો અને ફિલસુફીની વિરૂધ પુકાર કરીએ છીએ, કે જેથી અમારા હાથમાં આવેલા લોકો બીજાઓની ફિલસુફીનો અભ્યાસ કરે નહીં. ખ્રિસ્તીઓ અને ઇસલાઇલીઓમાં જેમ હકીકતને લગતા, ધાર્મિક ફિલસુફીને લગતા પુસ્તકો

છે, તેમ ઇસ્લામી ફિરકાઓમાં પણ છે. દરેક ફિરકો પોતાની ફિલસુફીને ખરી હકીકત સમજી બીજાની ફિલસુફીને મનના તરંગ કહેશે. જેઓએ સુકરાત અફલાતુન, અરસતુલ, પીથા ગોરસ, બિતલી મુસ, ઇબ્ને સીના, ઇબ્ને રુશદ, હેગલ, કેન્ટ, ફીશ, શેલ્લીંગ, કારલાઇલ વિગેરે અનેક ફિલસુફોમાંથી થોડા કે ઘણાની ફિલસુફીનો અભ્યાસ કીધો હશે તેને દરૂઝ, કરમતી કે બીજા ઇસ્માઇલી ફિરકાઓની ફિલસુફી લુખ્ખીજ લાગશે.

માન૦ ફ્રેંક—તમોએ બીજા ફિલસુફો અને મઝહબોનો સારો અભ્યાસ કરેલો લાગે છે. માનશીઅર, તમો મને સમજાવી શકશો કે દરૂઝ લોકો પોતાને મુવાહેદીન કહેવડાવે છે તે છતાં ફાતેમી ઇમામ હાકિમ એ અમરિલ્લાહને રબ માને છે તેનું શું કારણ? જો હાકમ બિલ્લાહને રબ માનવામાં આવે તો દરૂઝ લોકો તોહીદને માનનારા કહેવાય નહી.

નોમાન અલ ઝકી—દરૂઝ ફિરકાના મતનો મેં જે થોડો ઘણો અભ્યાસ કીધો છે તે ઉપરથી હું કહી શકું કે, તેઓની ધાર્મિક ફિલસુફી અમારા સાથે હબી હકીકત કેટલીક બારીક વિગતમાં અમારા વિચારોથી જુદી પડે છે, પણ એકંદર રીતે મળતી આવે છે. તેઓ પણ ઇસ્માઇલીઓ છે, અને અમો પણ ઇસ્માઇલીઓ કહેવાઇએ છીએ. ઇસ્માઇલીઓનો મહોટો ભાગ અલ્લાહતઆલાને નિરંજન નિરાકાર માનતા હોવાથી એવું જાહેર કરે છે કે, અલ્લાહતઆલાને કોઇ પણ સિફત લાગુ પાડી શકાતી નથી, તેમ તે કોઇ પણ ઇન્સાનથી ઓળખાઇ શકાતો નથી, પછી તે ઇનસાન મખ્લુકમાં ગમે તે દરજે ધરાવતો હોય, ચાહે તો તે નબી હોય. કેટલાક ઇસ્માઇલીઓ તેને નુર અલ્લાહ તઆલા પણ કહે છે, સબબ કે કલામે શરીફમાં તા. હા. ની સુરાની આયત ૧૧૪ માં અલ્લાહને "તઆલા અને હક" કહેવામાં આવેલ છે.

માન૦ ફ્રેંક—એટલે તમે અલ્લાહતઆલાને બધી સિફતોથી જુદો ગણો છો. સ્પીનોઝાનો મત છે કે જે કંઇ ગુણો આપણે ધારી શકીએ છે તે બધાં અલ્લાહતઆલાની અનંત કુદરતોજ છે, અને તે સર્વના ઉત્પત્તીની શક્તિ ધરાવે છે. તમારા કહેવાનો અર્થ તેથી ઉલટોજ થાય. શું તમો એમ કહેવા માંગો છો કે અલ્લાહતઆલામાં કંઇ પણ ગુણ નથી? તેમ હોય તો તેનો અર્થ એ પણ થાય કે અલ્લાહતઆલામાં કંઇ પણ કુદરત નથી.

નોમાન અલ ઝકી—મારા કહેવાનો અર્થ એ છે કે અલ્લાહતઆલા એવો છે કે તેવો છે એવાં વિશેષણોથી ઓળખાઇ શકાતો નથી. અલ્લાહ આપણી બુધ્ધી સમજની બાહેર છે.

માન૦ ફ્રોક—જેઓ એવું માને છે કે બધા ગુણો અલ્લાહતઆલાની અનંત કુદરતના વિભાગો છે, અને સૂર્યના કિરણો સર્વસ્વ પ્રસરી રહે છે તેમ એ ગુણો સર્વસ્વ પ્રસરી રહ્યાં છે તે કરતાં તમારો મત જુદો જણાય છે. હું ધારૂં છું કે હિંદની ફિલસુફીમાં એક ભાગ એવો છે કે જેઓ "પરબ્રહ્મ" ને ન ઓળખી શકાય તેવો માને છે તેને લગતો તમારો મત છે. સૃષ્ટીની હસ્તી કેમ થઇ તે વિશે દરૂઝ લોકોનો મત સમજાવશો તો વધારે ખુલાસો થશે.

નોમાન અલ ઝકી—દરૂઝ લોકોના મત પ્રમાણે અલ્લાહતઆલા, નૂર અલવી છે, જેને શરૂઆત નથી તેમ છેવટ પણ નથી. તેણે નૂર શાશાની જાહેર કીધું. તે પછી એ નુર શાશાનીએ અકલ કુલ અને નફસ કુલની ઉત્પતી કીધી. અકલ કુલએ નફસ કુલથી કલેમાની ઉત્પતી કીધી. એ રીતે રૂહાની આલમની શરૂઆત થઇ.

માન૦ ફ્રોક—વેદાંત સુજબ પરબ્રહ્મની ઇચ્છાથી તેમના અંશ રૂપે બ્રહ્માની ઉત્પતિ થઇ. બ્રહ્મા પોતાને એકલા જોઇ ગભરાયા, તે માટે પરબ્રહ્મે બ્રહ્માના ત્રણ સ્વરૂપ તરીકે બ્રહ્મા વીષ્ણુ, અને શીવની ઉત્પતી કરી. બ્રહ્મા ઉત્પતી કરનાર વીષ્ણુ પાલનહાર, અને શીવ અથવા મહેશ્વર નાશ કરનાર થયા. શું દરૂઝ લોકો પણ અકલ કુલ, નફસ કુલ અને કલેમાંથી એવી કંઇ મુરાદ રાખે છે કે?

નોમાન અલ ઝકી—નહીં દરૂઝ લોકોના મત પ્રમાણે હું જાણી શકેલો છું ત્યાં સુધી અકલ કુલ નફસ કુલ, કલેમાં અને તે પછી ઉત્પન્ન થનાર સાબેક અને ખલક એ પાંચ એતામ છે, કે જેનાથી આ સૃષ્ટીના કારોબાર અને હસ્તી છે, નૂર શાશાની કે જે નુર અલવી અથવા હક તઆલામાંથી જાહેર થયું, તે રબ અને આલમના ખુદા છે. તે પણ એક અને પોતાના મકામમાં લાશરીક છે, અને હક તઆલા પણ લાશરીક અને એક છે. હક તઆલા એટલે કે નુર અલવીને કોઇ પણ સિફત લાગુ પાડી શકાતી નથી, કોરાને શરીફમાં રહેમાન, રહીમ, વિગેરે જે સિફતો આવી છે તે નુર શાશાની વાસ્તે છે. હક તઆલાને ઓળખી શકાતા નથી, પણ નુર શાશાનીને આસાર અને આરેફતથી કેટલેક દરજે ઓળખી શકાય છે. નૂર શાશાની આ આલમના અલ્લાહ, અને હસ્તીમાં લાવનાર છે. તે સબબ નુર શાશાની આ આલમના કારોબાર વાસ્તે ઇનસાની કામામાં જાહેર થાય છે, ઇનસાન થઇને જન્મ લે છે. નુર શાશાનીએ છેલ્લો હાકેમ બે અમરીલ્લાહ તરીકે જન્મ લીધો

હમેશાં દરૂઝ લોકોના મત પ્રમાણે આ તોહીદ છે, અને એજ સબબ તેઓ પોતાને મુવાહેદીન કહેવરાવે છે.

આન૦ ફ્રોક—દરૂઝ કોમના સ્થાપક **હમઝા બિન અલી વીનમહમદ** છે એવું મેં વાંચ્યું છે. તેના સબંધમાં દરૂઝ લોકો શું કહે છે?

**નોમાન અલ ઝકી**—હમઝા અકલ કુલ છે, અને તે સબબ તે **ઇમામ** છે, તેના **બાબ** ઇસમાઇલ ઇબને મહમદ અલ તમીમી, અને **હુજત મહમદ** ઇબને વહાબ હતા. દરૂઝ લોકો સલમાન ઇબને અબદુલ વહાબ સમુરીને **સલક** માને છે, અને અબુલ હસન અલી બિન એહમદ અલ સમુકીને **ખલકની** મરતબામાં માને છે. એ પાંચ જીસમાની હુદૂદ છે કે જેઓ **હકીકતમાં** **રૂહાની** આલમના છે, એટલે કે રૂહાની આલમના પાંચ એતામના અવતાર અથવા રૂપ છે.

આન૦ ફ્રોક—તેઓમાં દાઇ, **માઝુન**, અને **મુકાસર** એવા પણ મરતબા છે તે શું છે? હું ધારૂં છું કે નકીબ પણ એક મરતબો છે.

**નોમાન અલ ઝકી**—દાઇ માઝુન અને મુકાસર સાધારણ **અમલદારો** છે. તેઓ રૂહાની આલમના મરતબાના અંશ કે સ્વરૂપ નથી. ફક્ત **આમ** લોકોને શિખવવા અને વટલાવવા માટે રાખેલા નોકરો છે. દાઇનું કામ તમો ખ્રિસ્તીઓ ગામે ગામ મિશનરીઓ મોકલાવો છો તેવું હોય છે, અને તેની મદદ માટે માઝુન અને મુકાસર રાખવામાં આવે છે. માઝુન નવા **વટલાયલાને** ફિરકામાં દાખલ કરવાની ક્રિયા કરનાર હોવાથી તે માઝુન મુતલક **કહેવાય છે.** મુતલક શબ્દનો અર્થ માત્ર અથવા ફક્ત થાય છે એટલે માઝુનને **ફક્ત** મીશાક લેવાની ક્રિયા કરવા જેટલીજ સત્તા હોય છે. મુકાસર તેના **નકીબ છે** કે જે નવા દાખલ થવા ચાહનારને તઇયાર કરે છે. આ ત્રણ જાતના **અમલદારોના** સબંધમાં ઇસમાઇલી ફિરકાઓમાં ફેરફાર નથી. **એટલે કે** બીજા ઇસમાઇલી ફિરકાઓમાં આ નિચલા વર્ગના **અમલદારોની** સત્તા અને કામ લગભગ એક સરખાંજ છે. તેઓની સંખ્યા પણ નક્કી **હોતી** **નથી.** જરૂર જણાય તે પ્રમાણે જુદા જુદા ગામો અને ગામડાંઓમાં લોકોને **વટલાવવા** જરૂર જેટલા નીમવામાં આવે છે. હાલમાં દરૂઝ લોકો બીજાઓને **પોતાના** ફિરકામાં દાખલ કરતા નથી, તે સબબ દરૂઝ લોકો તરફથી દાઇઓ, **માઝુન** **મુતલક** કે મુકાસર નકીબની નીમણુંકો થતી નથી.

**માન૦ ફ્રેંક**—કરમતીઓના વિચારો દરૂઝોના વીચારો સાથે કેટલા મલતા આવે છે તે જણાવશો કે?

**નોમાન અલ ઝકી**—અલ્લાહતઆલાને અમો નુર અલવી અલ્લાહ તઆલા ગણીએ છીએ, અને તેની તોહીદ અને તનઝીહ લગભગ દરૂઝ લોકોમા જેવીજ અમો પણ માનીએ છીએ. એટલે કે તે બધી સિફતોથી નીરાળો છે. અમારા વિચારો **જહમ બીન સફ્વાન અબુ મુહરિઝ** કે જેને ખુરાસાનમાં અહેલે બેતની તરફથી દાવત કરવા માટે બની ઉમય્યા ખલીફના હુકમથી હિ. સ. ૧૨૮ માં મારી નાખવામાં આવ્યો હતો. તેને તાબેના લોકો જેઓ જહમીઆ કહેવાય છે તેઓની તાતીલ, અને મુતઝલીત ફિરકાના ખિઆલાતોને મલતા આવે છે. હક તઆલાએ નુર શાશાની જાહેર કરયું કે જે નુર કાહિર પણ કહેવાય છે. એ નુર શાશાનીએ **અકલ કુલ્લીની** પેદાયશ કીધી. અને **નફસ કુલ્લી** પેદા કીધી. નફસ કુલ્લીથી ઇનસાની ઉકુલો પેદા થયા છે અને થાય છે, જેવા કે નબીઓ, ઇમામો, બાબ અને હુજતો. બાકીની જે રચના છે તે ફકત ખ્યાલી છે. નૂર શાશાનીએ અકલ કુલ્લી અને નફસ કુલ્લી પેદા કરવા પછી **નુર ઝુલામી** જાહેર કરયું, કે જે **હયુલા** છે, અને મુકહિર છે, તેનો નાશ થઇ જશે. તે અફલાકમાં જુદા જુદા રૂપમાં તેમજ પૃથ્વી ઉપર પણ જુદા જુદા રૂપમાં નજરે પડે છે, પણ તે બધું છેવટે નાશ પામવાનું છે. નબીઓ, ઇમામો, બાબ અને હુજત એ નૂર શાશાનીના કિરણો છે, કે જે નૂર ઝુલામીમાં વખતો વખત પ્રકાશે છે. નૂર ઝુલામી કે જે કશાફત અને હયુલા છે, તેમાં તે જેમ આરસીમાં રોશની પ્રકાશે છે તે રીતે પ્રકાશે છે.

**માન ફ્રેંક૦**—બીજા ઇસમાઇલીઓનો મત છે કે આલમે જીસમાનીની હસ્તી **નફસ નાતિકા, નફસ હેવાની, હયુલા, અલ મલા અને અલ ખલા,** એ પાંચથી છે. જેને અમો Universal Reason, Universal Soul Primal Matter, Space or Pleroma, Time or Kenoma કહીએ.

**નોમાન ઝકી**—બીજા કેટલાક ઇસમાઇલી ફિરકાઓ નૂર શાશાની અને અકલ કુલ્લીને એકજ ગણે છે. કેટલાકો તેને **અકલ અવ્વલ** પણ કહે છે. કેટલાકો નફસ કુલને **તાલી** અથવા **અકલ સાની** કહે છે.

**માન૦ ફ્રેંક**—કેટલાકો નફસ નાતિકા નફસ હેવાની, હયુલા, અલ મલા અને અલ ખલા એ પાંચથી હસ્તીને માને છે તે વિચારો ઇખવાનુસ્સફામાં

...લા, સુરત, ચેતન્ય, કાળ, અને સ્થાન સંબંધી જે કહેવામાં આવ્યું છે તેને કંઇક મલતા આવે છે. મિસરના ફ઼ાતેમી ખલીફ઼ ઇમામ ... ના એક ખુતબાની નકલ જે એસ ગુયાર્દે પ્રગટ કીધી છે તેમાં જે ... પડે છે તે પણ જુદી રીતનાં છે. ઇખવાનુસ્સફ઼ાના અને તમારા વિચારોમાં જમીન આસમાન જેટલો તફ઼ાવત પણ બતાવી શકાય, તેવું છતાં તમો કહો છો કે ઇખવાનુસ્સફ઼ા એ તમારો ધાર્મિક કિતાબ છે, એ મને સમજ પડતી નથી.

નોઆમાન ઝકી—ઇખવાનુસ્સફ઼ા વિધવાનોની એક મંડળી હતી. તેઓએ મઝહબ અને ફ઼લસફ઼તનુ જોડાણ કરવાની કોશિસમાં એ કિતાબ રચેલી છે. તેના રિસાલાઓ કેટલાક બાહોશ ગણાતા વિધવાનોએ લખ્યા છે. અમારા મઝહબી મત તે કરતાં જુદા છે. પણ કરમતીઓ અને કેટલાક ઇસમાઇલી ફ઼િરકાઓ પોતાના મઝહબી વિચારોમાં સંજોગો પ્રમાણે ફ઼ેરફ઼ાર કરતાં રહ્યાં છે. મુખ્ય હેતૂ લોકોને બંધ બેસ્તી રીતે સમજાવી વટલાવવાનો રાખવામાં આવ્યો છે. અમો કરમતી દાઇઓની બાહોશી પણ એજ છે કે દરેક ધર્મના ખ્યાલાતો સાથે મળતાં થઇ, તેમાંથી ખોખાપણુ કાઢી, લોકોને અમારા પક્ષમાં લઇ શકીએ. ફ઼રેન્ચ સરકારની મદદમાં કામ કરવાની અમારી રીત ફ઼રેન્ચ સરકારને ઉપયોગીજ નિવડવાની. પણ હું તેવું કામ અલ હુસામના મદદનીશ તરીકે બજાવી શકું નહિ. અગર તમો મારી સેવાને અલ હુસામથી સ્વતંત્ર રીતે, અને તેને ખબર થાય નહી તે રીતે સ્વીકારતા હોવ તો, હું તમોને ઘણો ઉપયોગી થઇ પડીશ.

મોન૦ રોક—અલ હુસામના દાદાએ તેની આગલના હુજત કે જે તમારા ઇમામ થતા હતા તેને ઝહેર અપાવી પોતે ગાદી હાથ કીધી તે બનાવથી હું પૂરેપૂરો વાકિફ઼ છું. તમારી અંદરખાનેની લાગણી અલ હુસામ માટે કેવી હોવી જોઇએ તે પણ સમજી શકું છું. તમોને દરેક રીતની મદદ કરવા ફ઼રેન્ચ સરકાર તઇયાર છે. હાલ તો તમે જેવી વફ઼ાદારી બતાવશો તેની નોંધ લેવામાં આવશે, અને વખત આવે કામ લેવામાં આવશે. તમો સ્વતંત્ર રીતે કામ કરવા ચાહો છો તે પણ મને કબુલ છે. હું તે બાબતનો બંદોબસ્ત કરી તમોને ખબર આપીશ.

—*—

# પ્રકરણ ૧૦ મું

## માનશીઅર ફ્રેક અને મુશરરા

**ઇબ્ને અહેસાન** માનશિઅર ફ્રેકને શિકારપારટીનું ઇઝન કહેવા તરાબુલુસ આવ્યો, અને ત્યાંથી ખબર મેળવી, બેરૂતમાં માનશિઅરને ઇઝન પહોંચાડી, ફરીથી તરાબુલુસ ગયો. અલ હુસામ મીના આવ્યો હતો, એટલે ઇબ્ને અહેસાન તેને મીનામાં આવી મલ્યો, અને શિકાર માટે જવાની ગોઠવણો થવા લાગી.

**તોફીક પાશા** દેર અલ કમર થઇ સેદા રસ્તે દિમશક જવાનો હતો. દેર અલ કમર જવા માટે તરાબુલુસથી બેરૂત રસતે થઇ જવાનો માર્ગ સહેલો હતો, અને તરાબુલુસ અને બેરૂત વચ્ચે સ્ટીમ ત્રામવે પણ ચાલતી હતી. પણ તોફીક પાશા સ્ટીમ બોટમાં રવાના થયો. તરાબુલુસથી બેરૂત ત્રામવેમાં બેસી જમીન રસતે અથવા તો સમુદ્ર રસતે પણ જવાનું સાધારણ હતું. તોફીક પાશા બેરૂત આવ્યો નથી એવી અલ હુસામને ખબર મલી.

**માનશીઅર** ફ્રેક બેરૂતથી દેર અલ કમર લબનાનના મુશીરની મુલાકાત માટે ગયો હતો, ત્યાં કરમતી દાઇ નોમાન અલ ઝકી સાથે મુલાકાત થઇ. બીજે દીવસ માનશીઅર ફરીથી બેરૂત આવ્યો. બેરૂત સ્ટેશન ઉપરજ તેને **મુશરરા** નામના મવારીને કેટલીક ખબર પહોંચાડી, તે સબબ ત્યાંથી તરાબુલુસ અલ હુસામની શિકારપારટીમાં શામેલ થવા જવાને બદલે માનશીઅર ફ્રેક અને મુશરરા બેરૂત રેલવે ખાતાની આફીસો તરફ ગયા. ત્યાં કેટલાક રેલવેના અમલદારોને બુલાવવામાં આવ્યા, તેઓ સાથ મસલહત થઇ, કેટલાક હુકમો આપવામાં આવ્યા, તે પછી માનશીઅર ફ્રેક અને મુશરરા ખાનગી વાતે લાગ્યા. **મુશરરા** મવારીન ખ્રિસ્તી હતો અને તે ફરેન્ચ જાસુસી ખાતામાં જોડાઇ સારી પદવી ભોગવતો હતો.

**માનશીઅર** ફ્રેક—તોફીક પાશા ઘણો બાહોશ આદમી છે, તેથી સાવચેત રહેવું જોઇએ. તમને ખાતરી છે કે તે અંતાકીઆ ગયો છે ?

**મુશરરા**—અંતાકીઆ પહોંચવાની ખબર પણ મલી ગઇ છે. તે કેટલાક દીવસ ત્યાં રહી બચાવના સાધનોની તપાસ લેવાનો છે, તે પછી ઘણું કરી હલબ રસતે નીચે ઉતરશે.

**માનશીઅર ફ્રેક**—હલબ જવાનું કારણ ?

**મુશરરા**—સાધારણ રીતે હલબથી હમાથ થઈ દિશમક આવવું સહેલું છે. પણ મને લાગે છે કે હલબમાં કંઇ જરૂરી કામ છે. ઘણું કરી ત્યાં તુરકી વડા અમલદારોની ખાનગી સભા મલવાની છે. તેની તપાસ રાખવાની બધી ગોઠવણો કરી આવ્યો છું, એટલે આપણને વખતો વખતની ખબર મલતી રહેશે. તોફીક પાશાએ તુરકી જાસુસી ખાતામાં કેટલોક ફેરફાર કરી માનશીઅર અને બેરૂત રેલ્વેના બીજા અમલદારોની હિલચાલ ઉપર બારીક નજર રાખવાનો બંદોબસ્ત કીધો છે. અલ હુસામ ઉપર પણ સખત નઝર રાખવામાં આવે છે. તેની બાતમી અલ હુસામને મલવાથી તે શિકારપારટીને બહાને તમારી હરમેલ તરફના બિદવી અરબ સરદારો સાથે મુલાકાત કરાવવી કે નહિ તેના વિસવસામાં પડયો છે. તે સબબ મેં આપને સ્ટેશન ઉપર ખબર આપી કે તેને વિચાર કરવાનો વખત મલે તે માટે શિકારે જવાનું થોડા દિવસ મુલતવી રાખ્યું છે.

**માનશીઅર ફ્રેક**—કરમતી માટે તમે શું ધારો છો ? નોમાન અલ ઝકી અને અલ હુસામના વિચારોમાં પણ ફેર જણાય છે.

**મુશરરા**—અલ હુસામ કરમતીઓનો હુજત છે, અને નોમાન ફકત તેના દાઇ તરીકે કામ કરનાર છે. નોમાનની હાલત એક મિશનરીના જેવી છે, કે જેને અલ હુસામ તેની મરજીમાં આવે તે વખત દુર કરી શકે. નોમાન કરમતી ફિરકાની માન્યતાને લગતી ખરી વાતો બીજા ધરમ કે ફિરકાના વિદવાનો પાસે ખાનગી વાદવિવાદ વખતે કરવા અચકાતો નથી. પણ અલ હુસામ તો દરેક માણસને જુદી જુદી રીતે સમજાવી પોતાનું કામ કાઢવાનીજ વાત કરશે. નોમાન અલ હુસામ કરતાં વધારે વિસવાસને પાત્ર છે.

**માન શીઅર ફ્રેક**—ધારો કે અલ હુસામ નોમાન અલ ઝકીને કરમતીઓના દાઇ તરીકેનું કામ કરવાથી દૂર કરે તો શું કરમતીઓ નોમાનને હાલ જે માન અને નજરાણા આપે છે તે બધૂં બંધ પડે કે ?

**મુશરરા**—બંધ પડેજ, સિવાય કે નોમાન પોતાની જુદી દાવત સ્થાપવાનૂં સાહસ માથે લઇ પોતે હુજત પણાનો દાવો કરવા બાહેર પડે.

**માનશીઅર ફ્રેક**—હુજત પણાનો દાવો શા માટે કરે ? પોતે કરમતી દાઇ તરીકેજ લોકોને મસતુર ઈમામ તરફ દાવત કરે, જે ઇમામ તરફથી દાવત કરવાનો અલ હુસામ દાવો કરે છે તેજ ઇમામ તરફથી નોમાન પણ

દાઇ તરીકે દાવત કરવા લાગે તો શું તેને મુશ્કેલી નડે ? તેઓના એતેકાદ મુજબ દાવત તો ફક્ત ઇમામ વાસતેજ છે. તેથી જો તેજ ઇમામ માટે કોઇ પણ દાવત કરે તેમાં શું ? એમાં બાધા આવે તે હું સમજતો નથી.

**મુશર્રફ**—ઇસમાઇલી ફીરકાઓમાં તે સંબંધી કેટલીક વિચીત્ર માન્યતા છે. ખરૂ જોતાં ઇમામનું નામ તો એક હથીઆર રૂપેજ વપરાય છે. હિઝ હાઇનેસ આગાખાન ઇસમાઇલીઓના એક ભાગના ઇમામ હોવાનો દાવો કરે છે, તે સિવાય બીજું કોઇ ઇસમાઇલી ફિરકાના ઇમામ હોવાનો દાવો કરતું નથી. બીજા ફિરાઓને એવું શિખવવામાં આવે છે કે ઇમામ પડદામાં છુપાયલા છે, મસતૂર છે, તે જાહેર થવાના છે, વિગેરે. એવું શિક્ષણ આપી, ઇમામના નામને હથીઆર બનાવી, લોકોના જથ્થા ઉપર ધાર્મિક કાબૂ રાખવામાં આવે છે. ઇસિમાઇલી અને ફાતેમી ફિરકાઓના મઝહબી સિદ્ધાંતો અને માન્યતાઓ જોતાં હુજત અને તેની ઉપરના મરતબાના સાહેબો સિવાય બીજું કોઇ દાવતનો કારોબાર ચલાવી શકે નહી.

**માનશીઅર ફ્રોક**—તેનું કારણ ?

**મુશર્રફ**—કારણ એજ કે દાઇ અને તેની નીચેના અમલદારો ફક્ત પગારદાર અને સાધારણ મરતબાના અમલદારો માનવામાં આવે છે. દાઇ, **માઝુન** અને મુકાસરના મરતબાઓ રૂહાની અંશના માનવામાં આવતા નથી. તેઓ સાધારણ અમલદારો છે કે જેઓને ફક્ત આમ લોકોને શિખવવાનું અને વટલાવવાનું કામ ઇમામના હુજ્જતો કે ઇમામના બાબ મારફત સોંપવામાં આવે છે. મિસરની ફાતેમી સલતનતના જમાનામાં હરએક મ્હોટા ગામમાં ફાતેમીઓ તરફથી લોકોને ફાતેમી દાવતમાં વટલાવવા તેમના દાઇઓ કામ કરી રહયા હતા. દાઇઓની મદદ માટે માઝુન મુતલક અને મુકાસર નામના અમલદારો હતા. જેઓ દાઇઓના કામો ઉપર જાસુસી પણ રાખતા હતા. હાલમાં યૂરોપીઅન સલતનત તરફથી મુખ્ય શહેરોમાં ઉપરી જાસૂસી ખાતાના અમલદાર, અને તેઓના હાથ હેઠે મદદગારો રાખવામાં આવે છે, તે મુજબ જાસુસી કામ પણ દાઇ, માઝુન મુલતક અને મુકાસરો કરતા હતા, અને લોકોને ફાતેમી દાવતમાં વટલાવતા પણ હતા. ફાતેમી સલતનતની બાહેરના મુલકોમાં દાઇઓ, માઝુન મુતલક અને મુકાસર નકીબ ઘણી છુપી રીતે રહેતા હતા. જેઓ તેઓની દાવતમાં જોડાતા તેઓ પાસેથી વચન લેવામાં આવતું કે દાઈ, માઝુન મુતલક કે મુકાસર નકીબનું નામ પણ કોઇને જાહેર કરવું નહીં. એ નામો અને તેઓના ધર્મને લગતી બીજી હકીકતો છુપી રાખવાને તેઓ "તકીઅત

રાખવું" કહે છે. તાબેદારોને તકીઅતનું શિક્ષણ એટલું મજબુત આપવામાં આવે છે કે, તેઓ તેઓના પેશવાઓની હિલચાલ જાહેર કરતા નથી. એક દાઇ, માઝુન કે મુકાસરને તાબે રહેલો શખસ ફક્ત ઇમામ કે હુજતનું નામ લઇ શકે, પણ દાઇ, માઝુન કે મુકાસરનું નામ લઇ શકે નહી, કેમકે દાવત ફક્ત ઇમામ માટેજ છે. ધર્મગુરૂઓ તકીઅતના નામથી પોતાના મુરીદોને ધર્મથી પણ અજ્ઞાન રાખવામાં ફતેહમંદ નિવડે છે, તે સબબ મહોટો ભાગ પોતાના ધર્મથી અજ્ઞાન રહયો છે. અલ હુસામ અને તેના મુરીદોની હાલત તપાસો. મુરીદોની જહાલતને લીધેજ અલ હુસામ તેઓ ઉપર કાબુ ધરાવે છે. હાલમાં તેના મુરીદોમાંના કેટલાક પોતાની હાલત સમજવા લાગ્યા છે, તે સબબ કરમતીઓમાં અંદરખાનેની ચકમક સલગતી રહી છે. તેનું પરિણામ તો સહેજેજ સમજી શકાય. અલ હુસામ બનતી કોશિસે પોતાની સત્તા લંબાવવાના ઇલાજો લેવા લાગ્યો છે. જે પોતાના મુરીદોને કેળવણી લેતાં અટકાવવા અને વકફ અને ધર્માદા મિલકતો પોતાની કરી લેવા ઘણી સખતાઇથી તે કામ લે છે, તે સમજે છે કે એ ઇલાજોથી તેનો ભવિષ્યમાં બચાવ થશે પણ એ સખતી તેની ઓલાદને કેવા પરિણામો બતાવશે તેનું તેને ભાન નથી. તેના કામ ઇસલામ અને તેઓના પોતાના ધાર્મિક સિદ્ધાંતોથી વિરૂધ હોવાના સબબ સલતનત એવા મામલા ધર્મની નજરે ચુકવે છે તેથી તે સલતનત વિરૂધ લાગણી ધરાવતો થયો છે. એજ સબબ છે કે તે ફ્રેન્ચ સરકારની મદદ મેળવવાના ખ્યાલથી આપણી ખુશામત કરતો રહયો છે, પણ અલ હુસામ એટલો સ્વાર્થી છે કે તેની ઉપર ભરોસો રાખી બેસવું મુનાસેબ નથી.

**માનસીઅર ફ્રોક**—દરૂજ લોકોના દાઇઓ પણ કામ કરી રહયા છે કે?

**મુશરરા**—દરૂઝ લોકો હવે બીજાઓને પોતાના ફિરકામાં લેવાનું પસંદ કરતા નથી તે સબબ દરૂઝ કોમ તરફથી દાઇઓ કે તેના મદદનિસોની નીમણુક થતી નથી. થોડાક દાઇઓ માઝુન મુતલક કે મુકાસર નકીબો છે, તેઓ દરૂઝ કોમના જુહાલોને ઉકકાલો બનાવવાનું કામ કરી રહ્યા છે. ધર્મના શિક્ષણ ઉપરાંત બીજૂં તેઓની કોમને લગતૂં કામ કરે છે.

**માનશીઅર ફ્રોક**—અલ હુસામને હુજત નેહારી શા માટે કહે છે?

**મુશરરા**—કરમતી લોકોમાં બીજી ઇસમાઇલી કોમો પ્રમાણે **ઇમામ, બાબ, હુજત લેલી અને હુજત નેહારી,** એ બધા હુદ્દદ **આલીયા** અથવા રૂહાની અંશ ધરાવતા હુદુદો ગણાય છે. તેની નીચેના અમલદારો **દાઇ, માઝુન મુકાસર** વિગેરે સાધારણ અમલદારો હોવાથી હુદુદ દાનીયા કહેવાય છે. **હુદુદ**

આલીયામાં ઇમામની સાથે બાબ અને હુજત લેલી રહે, અને હુજત નેહારીને ઇલાકાઓ ઉપર દાવત ચલાવવા નીમવામાં આવે છે. એ સિદ્ધાંત મુજબ હુજત લેલી હમેશાં ઇમામની સાથમાં રહે, અને હુજત નેહારી ઇમામ તરફથી દાવતની હુકુમત ચલાવવા ઇલાકાઓમાં જાય, આ ઇલાકાના હુજત નેહારી તરીકે અલ હુસામ પોતાને ઓળખાવે છે.

**માનશીઅર ફ્રોક** —તમારા કહેવાનો સાર એ કે અલ હુસામનો દાવો છે કે તે હુજત નેહારી હોવાથી આ ઇલાકાની દાવતનો વડો છે. તેના હાથ નીચે ઘણા દાઇઓ કામ કરી રહ્યા છે.

**મુશર્રરા**—ઘણે ઠેકાણે નથી, સબબ કે હાલના જમાનામાં નવા લોકોને કરમતી દાવતમાં વટલાવું સહેલું નથી, તોપણ હું ધારૂં છું કે ૨૦ કે ૨૫ દાઇઓ અને તેઓની સત્તા નીચે સંખ્યા બંધ માઝુનો અને મુકાસરો કામ કરી રહયા છે.

**માનશીઅર ફ્રોક**—એ માણુસ આપણા હાથમાં પુરો આવે તો આપણને ઉપયોગી થઇ પડે. દરૂઝ લોકો પોતાની સ્વતંત્રતા જાળવી રાખવાના ખ્યાલમાં તુરકી સલતનત સામે લડતા રહયા છે તેમ એ કરમતીને પણ સ્વતંત્ર હાકેમ બનવાની લાલચ બતાવતા રહેવું.

**મુશર્રરા**—એજ રીતે કામ લેવામાં આવે છે. કરમતીઓની સંખ્યા થોડી છે, અને તેમાં પણ અલ હુસામની આપખુદીના સબબ માંહે માંહે ફિસાદ વધતો જાય છે. એ માંહે માંહેના ફિસાદનો લાભ લઇ તુરકી બાબ આલીઆ તેઓ ઉપર કાબુ મઝબુત કરવાની હીલચાલ કરતું રહયું છે, અને તે માટેજ ઇકશીદીને કાયમ મકામ નીમવા માંગે છે અલ હુસામના ભેજામાં અમે ઠસાવ્યું છે કે તુરકી સલતનત હનફી મઝહબની હોવાથી કરમતીઓને હનફી બનાવવા કોશિસ કરે છે; અને ઇકશીદીને એટલા માટે કાયમ મકામ નીમવા ચાહે છે કે તે કરમતીઓને હનફી બનાવવામાં મદદ કરતા થઇ પડે. જો કરમતીઓ દરૂઝો સાથે મલી ફ્રેન્ચ સરકારને મદદ કરશે તો તેનો બદલો મલવા વગર રહેશે નહી. અલ હુસામ અને દરૂઝ અમીર અતરશ વચ્ચે મિત્રાચારી કરાવવામાં આવી છે. અને ઉમેદ છે કે સારૂં પરીણામ લાવશે. અલ હુસામ એ મીત્રાચારીથી ખુશ છે, અને એવી ઉમેદ રાખે છે કે ઇકશીદીની કાયમ મકામ તરીકે નીમણુંક કરવામાં આવી તો દરૂઝ લોકોને પણ તે નીમણુંક સામે ફિસાદ ઉત્પન કરવામાં શામિલ કરી શકાશે.

**આનરીઅર પ્રેક**—અલ હુસામ ઇકશીદીથી એટલો વિરૂધ છે તેનું કારણ ?

**મુશરરા**—કારણ એજ કે અલ હુસામ કરમતીઓ ઉપર પોતાની સત્તા વધારી સ્વતંત્ર રાજકીય સત્તા ભોગવવાની લાલચમાં પડયો છે. તે એવી પણ ઉમેદ રાખે છે કે હાલનાં મામલાને લીધે તુરકી બાબ આલીયાના વડા અમલદારો તેની ખુશામત કરતા રહેશે, અને તેને ખાસ હકો ભોગવવા દેશે, અને જો તેમ ન બન્યું તો દરૂઝ અને મવારીનો સ્વરાજ માંગે છે તેઓમાંના એક કે બીજા સાથે શામિલ થઇ ખાસ હકો અને સત્તા મેળવી શકાશે. કરમતી ધર્મ ગુરૂઓની રીત એવી છે કે તેઓ દરેક ધર્મના લોકો સાથે જાહેરમાં શામિલ થઇ જઇ એવો દેખાવ કરશે કે તેઓના ધાર્મિક વિચારો એક બીજાને બહુજ મળતા છે. દાખલા તરીકે મવારીન ખ્રીસ્તીઓને કહેશે કે ખરૂ જોતાં કરમતીઓ ખ્રિસ્તી છે. દરૂઝ લોકોને કહેશે કે તેઓ ધર્મે એકજ જેવા છે. હનફીઓને મલશે તો કહેશે દરૂઝો અને મવારીનો કાફર છે અને કરમતીઓ સુન્નત ઉપરજ ચાલનારાઓ છે. શીઆઓ સાથે મલતાં સુન્નત જમાતના પહેલાં ત્રણ ખલીફાઓને ગાળો દઇ પોતે શીઆઓજ છે તેવો દેખાવ કરશે. એ રીતે દરેકને રાજી રાખી એમ જણાવવું કે કરમતીઓ તેનીજ પક્ષના છે, અને તેવી રીતે પોતાનું કામ કાઢી લેવું એ કરમતીઓની જમાના થયા ચાલતી આવેલી રાજનીતી છે. તેઓની ધાર્મિક ફિલસુફીમાં પણ ઇસલામના તત્વો સાથે ગ્રીક ફિલસુફી, સાબેઇલ લોકોની સીતારાઓ માટેની માન્યતા, અને હિંદને ફિલસુફીઓનું એવું જોડાણ જોવામાં આવે છે કે, તેઓ એક બાજુએ મુસલમાનોની પેઠે એકજ અલ્લાહનું સર્વસ્વ માની તોહીદનો ઇકરાર કરવા જાય છે, ત્યારે બીજી બાજુએ ત્રીનીટીને લગતા વિચારો જાહેર કરે છે. તારાઓની શક્તિઓનો ઇકરાર પણ કરે છે, અને સુફીઓના જેવા વિચારો પણ ધરાવે છે. બુતપરસ્તી અને ઇનસાન પરસ્તી વિરૂદ્ધ વિચારો જાહેર કરશે, પણ કબરોને ચુંમવા અને કબરો પાસે સિજદા બજાવવા પણ ચુકશે નહી. કલામે શરીફ અને હદીસને માનશે, પણ ધર્મ ગુરૂના હુકમો તેથી વિરૂધ હોય તો પણ તેની દરકાર કરવા વગર "હુકમ ઉઠાવવાના" સિદ્ધાંતને વલગી રહેશે. કરમતીઓનો મહોટો ભાગ આગલા વખતનાં મવારીનો જેવો એટલો તો બેખબર અને જાહેલ છે કે, તે ગુરૂને અલ્લાહતઆલાના અવતાર અથવા પ્રીતીનીધી માની પોતાનું મઝહબ શું છે તે જાણવાની કોશિશ કરતો નથી. એવી હાલત હોવાથી અલ હુસામ સ્વતંત્ર હકુમત જેવા હકો મેળવવાની લાલચમાં

પડયો છે. જે રીત તેને લાભ કરતા જણાય છે તેને તે અખત્યાર કરે છે; તેમાં ધર્મની, નીતીની કે ઇમાનદારીની પણ દરકાર કરતો નથી. સ્વતંત્ર હકુમત મેળવવા માટે તેને કરમતીઓને જાહેલ રાખવાની જરૂર જણાતી હોવાથી તેઓના મદરેસાઓ અને વકફ અને ધર્માદા મિલકતો પોતાના કાબૂમાં કરી લેવાની તે પૂરેપૂરી કોશિસ કરે છે, અને કરમતીઓ પાસેથી બની શકતી ઉતાવલે દોલત નિચોવી લેવાની તજવીજમાં પડયો છે. તે પોતાને દોલતે ભરપુર રાખી કરમતીઓને એવી લાચાર હાલતમાં લાવી નાખવા માગે છે કે, કોમ અજ્ઞાન અને સાધન વગરની થઇ પડવાના સબબ તેની મુંગે મહોડે ગુલામગીરી કરતી રહે, અને અલ હુસામ અને તેની ઓલાદ હાકેમી ભોગવતા થાય. એવી ઉમેદમાં અલ હુસામ તેની કોમમાં કોઇને પણ શીખેલો જોવા ચાહતો નથી, અથવા કોઇને પણ કોમની કે રાજની નજરમાં આગેવાન થએલો પણ જોવા માગતો નથી. આ કારણેજ કરમતીઓમાં ખલભલાટ થઇ રહયો છે, કેમ કે જમાનો પણ પોતાનું કામ કરતો રહે છે. ઇકશીદી ગ્રહસ્થ માણસ અને સારા ખ્યાલનો છે. અલ હુસામ સામે તેને જાતી વિરૂધતા જરા પણ નથી. અલ હુસામને તે ચાહે પણ છે, પણ તેનામાં કોમ તરફની એટલી બધી લાગણી અને હમદરદી છે કે, કોમની ભલાઇની બાબતોમાં અલ હુસામ વિરૂધ થાય છે તે તેને ગમતું નમી. તે પોતાની કોમને નુકસાન પહોંચાડી અલ હુસામની મહેરબાની મેળવવા ચાહતો નથી. અલ હુસામ ઇકશીદી વિરૂધ એટલા માટેજ છે કે ઇકશીદી તેની કોમમાં કેળવણીનો ફેલાવો કરવા બેહદ કોશિશ કરી રહયો છે; અને વકફ અને ધર્માદા મિલકતોની જાળવણી કરી તેમાંથી કોમને સંગીન લાભ મળે તેવી કોશીશ કરે છે. તે સબબ અલ હુસામ કરમતીઓમાં એવી વાત ફેલાવતો રહયો છે કે ઇકશીદી કાફર થઇ ગયો છે. આ ચલવલ આપણને મદદ કરતા થઇ પડી છે.

**માનશીઅર ફ્રોક**—ઇકશીદીને આપણા ખાતામાં જોડાવવાની કોશિસ કરવામાં આવી હતી, પણ એવું જોવામાં આવેછે, કે તે તુરકો તરફની વફાદારી છોડશે નહી. ખચિત હું એજ પસંદ કરૂં છું કે તે જ્યાં સુધી તુરકી બાબ આલીઆની નોકરીમાં છે. ત્યાં સુધી તેઓ તરફ વફાદારજ રહે.

**મુશરરા**—અલ હુસામ દોલત અને સત્તાની લાલચમાં ગમે તેવા કાવાદાવા કરે તેવો છે. તે સબબ તેને હાથમાં રાખવા દેર અલ કમરની જાગીરના સંબંધમાં મવારીન ખ્રીસ્તીઓ, દરૂઝો અને તેની વચ્ચેની તકરારનો નિકાલ

કરી નાખવા અમારા ધર્મ ગુરૂઓ અને આગેવાનોને સમજાવવામાં આવે છે, તમો નામદાર અમીર અતરશને કંઇ બદલો આપી સમજાવી લેવાની કોશિશ કરશો તો બહેતર થઇ પડશે.

**માનશીઅર ફ્રોક**—ફ્રેન્ચ સરકાર તેનો બદલો અમીર અતરશને તેમ મવારીનોને આપવા તૈયાર છે. પણ અલ હુસામ આપણી શરતો મંજૂર કરશે કે કેમ તે નક્કી થવું જોઇએ. તે એવો દસ્તાવેજ કરી આપે કે જો તે દગલબાજી કરે તો આપણા હાથમાં એક સરસ હથીયાર થઇ પડે. હું વિચાર કરૂં છુ, અને તમોને પછી જણાવીશ. તમો તરાબુલુસ જાઓ, અને અલ હુસામ સાથે વાત કરી તેના વિચારો જાણવાની કોશીશ કરો. અને હરમેલ તરફના જંગલોમાં શિકારને બહાને જઇ ત્યાંના બીદવી સરદારો સાથે મુલાકાત કરવાની ગોઠવણ કીધી છે તે તોડી પાડે નહી તેની પણ કોશિસ કરો.

**મુશરરા** તરાબુલુસ ગયો. અને મીનામાં અલ હુસામની મુલાકાત લીધી. તોફીક પાશા અંતાકીઆથી હલબ જઇ ત્યાંથી હમાથ રસતે દીમશક તરફ આવશે એવી ખબર અલ હુસામને મલી હતી. એટલે હરમેલ તરફ માનશીઅર ફ્રોકને લઇ જવું અને બીદવીઓ સાથે મસલહત કરવી તેને સલામતી ભરેલું જણાયું નહી, તે સબબ નાદરૂસ્ત તબીઅતનું બહાનું કહાડી માનશીઅર ફ્રોકને શિકાર પારટી મુલતવી રાખવાની ખબર પહોંચાડવા મુશરરાને ફરમાશ કીધી, અને પોતે ખરેખરજ બીમાર છે તેવું બતાવવા મીનાથી હાલુલ મહાલ તરફ રવાના થઇ ગયો.

**અલ હુસામ અને ઇબ્ને અહેસાન** ન ધારેલા સંજોગોને લીધે શિકાર પારટી પડતી મુકી ધારવા કરતાં ઘણા જલદી હાલુલ મહાલ આવી પહોંચ્યા. તેઓ અણચિંત્યા હાલુલ મહાલ આવી પહોંચતાં બાગમાં ફાતેમા ખાનમ, સાહરા ખાનમ અને ગાલિબ ખાનમ સાથે મુલાકાત થઇ તે આપણે પ્રકરણ ૬ ઠાની છેવટમાં જોઇ ગયા. અલ હુસામ તે જવાન નારીની ખુબસૂરતી નિહાળતો હતો. ઇબ્ને અહેસાન પોતાની મનમોહીનીને જોઇ થોડીવાર પોતાને પણ ભુલી ગયો, પણ તે પછી તેની નજરે જે મામલો પડયો તેથી તેના મનમાં કંઇક શંકા અને ધાસ્તી પેદા થઇ.

# પ્રકરણ ૧૧ મું

## રૂહાની પિતાની જીસમાની ઇચ્છાઓ

**ઇબ્ને અહેસાન** અને અલ હુસામ હાલુલ મહાલ ધારવા કરતાં ઘણા વહેલા આવી પહોંચ્યા. તેઓ ત્યાં આવે છે તેની ખબર ફાતેમાં ખાનમને મલી ન હતી. તેઓ આવ્યા તે વખત સાહરા ખાનમ દૂર ફૂલો વિણતી હતી, અને ફાતેમાં ખાનમ અને ગાલિબ ખાનમ વાતે વળગેલાં હતાં. ફાતેમાં ખાનમે સાહરા ખાનમને ઇબ્ને અહેસાનની ઇચ્છાથી વાકેફ કરી ગાલિબને ઇબ્ને અહેસાન સાથે પરણાવવા સમજાવી હતી, સાહરા ખાનમે ગાલિબ સાથે વાત કરી તે વખત ગાલિબે ઉડાવનારો જવાબ આપ્યો એટલે ગાલિબને સમજાવવા ફાતેમાં ખાનમે પોતાને માથે લીધું હતૂં. ગાલિબને સમજાવવા ફાતેમાં ખાનમને વખત મલે તે માટે સાહરા ખાનમ ફૂલો વિણવા ગઇ, અને ફાતેમાં અને ગાલિબ વાતે વળગ્યા; પણ તેટલામાં ઘોડાના ટાપૂના ડપકારા સંભળાયા, અને જોત જોતામા તો ઇબ્ને અહેસાન અને અલ હુસામ ત્યાં આવી ઉભા રહયા.

**અલ હુસામ** તે મનમોહન જવાન સુંદરી ગાલીબને જોતો રહયો, અને ઇબ્ને અહેસાન પોતાની માશુકાના ગુલાબી ગાલોની તાજગી જોઇ આસપાસનાઓને પણ ઘડિ ભર ભૂલી ગયો, તે હોશમાં આવ્યો તે વખત અલ હુસામને ગાલિબ તરફ તીવ્ર નજરે નિરખતો જોઇ શંકામાં પડયો. ગાલિબ અને તેની માતા ત્યાં આવે તે વખત અલ હુસામની હાજરી ન હોવી જોઇએ એવી ફાતેમાં ખાનમે ઇચ્છા જણાવી હતી તે તરફ ઇબ્ને અહેસાનના વિચારો દોડવાયા, અને તેના મનની શંકા વધી. ચંચળ ગાલિબ અલ હુસામની નજરનું તેજ પારખી ગઇ, અને આ અણધારેલા બાણથિ પોતાનૂં રક્ષણ કરવા તેણી ઝડપથી તેની માતાને પડખે દોડી.

ઘડી ભર પછી દરેક જણ પોતપોતાની જગ્યોએ વિખરાઇ ગયું. ગાલિબ અને તેની માતા તેઓના ઉતારા ઉંપર ગયાં, અને ઇબ્ને અહેસાન પોતાને ઠેકાણે ગયો.

**ઇબ્ને અહેસાન** તેના ઓરડામાં વિચારોના વમળમાં ગુંથાયલો બેઠો હતો. ગાલિબની મુર્તી તેની નજર સામે ઉભી હતી. શું તે મોહીનીનું સ્વરૂપ હતું ! શું તેણીના ગાલોની તાજગી ! તેણીની આંખો જાણે ચંચલતાનો ઝરો

હતો, તેણીનું મહોડું નરમાશ અને સૌંદર્યનો નમુનો હતો, ફાતેમા ખાનમે તેણીને મનાવી હતી કે નહી ? તેણી હવે ઈબ્નેને અહેસાનની સ્ત્રી થવા કબૂલ થઇ છે કે ? તે અણુચિત મુલાકાત વખતે તેણીના ચહેરા ઉપરથી કંઇ પણુ જાણી શકાય તો એજ હતું કે તેણી ઇબને અહેસાન સાથે પરણવા કબૂલ થઇ છે. એમ ન હોય તો તેણીના ચહેરા ઉપર જે શરમાળપણું જણાતું હતું તેનું કારણુ શું ? તેણી કેટલાક દીવસ થયા ફાતેમાં ખાનમ પાસે આવી રહી છે, એટલે ફાતેમાં ખાનમે તેણીને અને તેણોની માને સમજાવી લીધેલાંજ હોવાં જોઇએ. ગાલિબની માતા ! તેણી ભોળી પણુ ધર્મી લાગણી ધરાવે છે. ફાતેમાં ખાનમ, કરમતી ફિરકાના હુજ્જતની સ્ત્રી; કરમતીઓના રૂહાની પિતા, કરમતીઓના મોલ્લા અને માલિકની સ્ત્રી; કરમતીઓની રૂહાની માતા ! તેણીની માગણીનો સાહરા ખાનમ કદી પણુ અસ્વીકાર કરે નહીં. સાહરા ખાનમ ફાતેમાં ખાનમનો પડતો બોલ ઉચકવા વગર રહે નહી. તેનો સાર એજ કે ફાતેમાં ખાનમે ગાલિબને અને સાહરાને મનાવ્યાં છે. હવે થોડા વખતમાં ગાલિબ તેની સ્ત્રી થનાર છે, અને સાહરા ખાનમ તેની સાસુ થનાર છે. શાદી પછી તે અલ હુસામની નોકરીમાં રહેશે કે પોતાની જાગીર ઉપર જઇ પોતાના કબીલા સાથે રહેશે ? ગાલિબ મલવા પછી બધું ગાલિબની ખુશી ઉપર આધાર રાખશે. ગાલિબ ખુશી હશે તો તેના કબીલા સાથે ગરીબી હાલતમાં પણુ રહી શકશે. ગાલિબ અમીરઝાદી છે, ઇબને અહેસાન પણુ ઉતરતા ખાનદાનનો નથીજ, પણુ તેનો કબીલો તંગીમાં આવી ગયો છે. ગાલિબ જો ખુશી અને સુખી હોય તો ગમે તેવી હાલતમાં રહી શકાય. શું અલ હુસામ તેને પૈસાની મદદ નહી કરે ? જરૂર કરશે. કરમતી તરીકે તેનો દાવતની આવકમાં હક છે, તેમ તેણે અલ હુસામની આવક વધારી આપવામાં, તેનો હિસાબ બરોબર રાખવામાં, તેની કીર્તી અને સત્તા વધારવામાં ઘણી મદદ કરી છે. તેણે કરમતીઓના રૂહાની પિતાની નિમકહલાલીથી સેવા કીધી છે, તે કદી પણુ તેને મદદ કરવા વગર રહેશે નહી. પણુ અલ હુસામ ગાલિબ તરફ એવી રીતે શા માટે જોતો હતો ? ગાલિબ તેની બેટી, તેના એક સાચા મુરીદ અને સેવકની ભવિષ્યની સ્ત્રી; એટલે અલ હુસામ તેણીનો પિતા, તેના મનમાં બીજા વિચારો હોયજ નહી. પણુ ! પણુ ! ધારો કે અલ હુસામ તે મનમોહીનીના મોહમાં અંજાઇ ગયો હોય, અને તેની સાથે પરણુવા માંગે ! યા ખુદા ! શું તે બનવાકાર છે ? શા માટે નહી ? તેને ત્રણુ સ્ત્રીઓ છે એટલે ચોથી કરી શકે. પણુ કહે છે કે અલ હુસામે એવો નિશ્ચય કીધો છે કે તે

કોઇ પણ વખત ચાર સ્ત્રી રાખશે નહી.. કહેવામાં આવે છે કે કોઇ નજુમીએ તેને કહયું છે કે તેને ચાર સ્ત્રી હશે તે વખત તેની પડતી અને દુઃખ શરૂ થશે. એ અંદર અંદરની ગપ ઉડી રહી છે, તે જુઠી હોવી જોઇએ, ગમે તેમ હોય પણ અલ હુસામને ત્રણ સ્ત્રી હોવા છતાં ચોથી પરણવાની ખ્વાહેશ થઇ આવે છે ત્યારે એક સ્ત્રી કંઇને કંઇ બીમારી ભોગવી મરણ પામે છે. મુખાલેફૂન અને દુશમનો તે માટે અનેક જુઠાં તહોમતો અલ હુસામ ઉપર મૂકે છે. પણ એ તો ઇમામી એજાઝ છે. અલ હુસામ ઇમામના ખરા હુજત, અને સાચા સેવક છે. તેની આ દુનીઆની અને આખેરતની બધી ઇચ્છાઓ પૂરી થવાની છે. એ બધું અલ હુસામના મોઅજીઝા તર્રાકે આમ લોકો માને છે. પણ અલ હુસામમાં તેવી રૂહાની તાકત તો ન હોવી જોઇએ. ખચિત અલ હુસામ સ્વાર્થી અને લાલચું છે. તે કંજૂસ પણ છે. તે પોતાની મોજ માટે છૂટથી ખરચે છે, પણ ઇબને અહેસાન જેવાની સેવાની કદર કરી પૂરો બદલો આપતો નથી. એવો સ્વાર્થી માણસ શું ન કરે? જો તેને ગાલિબનો મોહ લાગે તો તેણી સાથે પરણવા માટે ગમે તે ઇલાજો લેવા ચૂકે નહી. પણ આવા વિચારો મનમાં લાવવા એ અલ હુસામને ગેર ઇનસાફ કરવા જેવું નથી? ખચિત તેણે તેના રૂહાની પિતાને ગેર ઇનસાફ કીધો છે. એવા વિચારો મનમાં આવવા દેવા જોઇએ નહી. પણ શેખ તકી જેવા બુઝર્ગ ઉપર ખૂની હુમલો કરનારાઓને સજામાંથી બચાવવા અલ હુસામ દોલત ખરચી રહયો છે તે શું? લોકો તે માટે પણ ઘણું બોલે છે. અબુલ એદાદ, તે બેવકુફ દાઇ ગમે તેવી બકવાસ કરી લોકોને ઉશકેરે છે, અને તેના પરિણામો અલ હુસામને ભોગવવાં પડે છે. જેવું તેનું પેટ મહોટું છે તેટલી તેની ઝબાન પણ નાચતી કુદતી છે, એ શેખ તકી......

**ઇબને અહેસાન**—વિચારોમાંથી જાગી ઉઠયો, તેને કોઇ બુલાવતું હતું અલ હુસામ તરફથી તેને બુલાવવા ગુલામ આવ્યો હતો. તે ઉઠયો અને ઝડપથી તઇયાર થઇ અલ હુસામ પાસે હાજર થયો.

**અલ હુસામ**—તોફીક પાશા હલબ આવી ગયો છે એવી ખબર મને હમણાજ મલી છે. હલબમાં તે એક બે દીવસજ રહેશે. તમે હલબ જાઓ અને ઇકશીદી બાબત તેણે કંઇ પણ હુકમ કાઢયો હોય તો તપાસ કરી તમે હમસ આવો. હું આવતી કાલે સહવારમાં હમસ જાઉં છું. તમે પુરી ખબર મેલવી જેમ બને તેમ જલદી મને ત્યાં મલો. પાશા હલબ શા માટે ગયો છે અને ત્યાંથી કયાં જવાનો છે તે પણ તપાસ કરી લાવજો, જો તે દીમશક

તરફ જતો હોય અને હમસ ઉતરવાનો હોય તો હમસમાં તેને માન આપીએ અને મુલાકાત થાય.

**ઇબ્ને અહેસાન** આ હુકમ સાંભળી દબાઇ ગયો. તેનું મન ત્યાંથી જવા ચાહતું ન હતું. તેના મનની આશા ત્યાં આવી ચઢી હતી. તેની જીવન દોરી હાલુલ મહાલમાં ખેંચાતી હાલતમાં લટકી રહી હતી. તેના ભવિષ્યનો ફેસલો ત્યાં અને તેજ વખતે થવાનો હોય તેવો તેને ભાસ થતો હતો. ફાતેમાં ખાનમને તે હજી મલી શક્યો ન હતો. અને ગાલિબનું મન તે જાણી શક્યો ન હતો. એવી લટકતી હાલતમાં તે ત્યાંથી જવા ઇચ્છતો ન હતો. પણ ના કેમ કહેવાય? તે મનમાં મુંજાયો, માર્ગ શોધ્યો, ના કહેવા જતો હતો પણ મહોડેથી કહેવાઇ ગયું કેઃ—

**ઇબ્ને અહેસાન**—જેવી અમીરની મરજી.

**અલ હુસામ**—ઠીક! તમે જલદી તઇયાર થઇને જાઓ, વખત નથી, અને રેલ ગાડી ચુકી જશો.

**ઇબ્ને અહેસાન**—ઇજાઝત હોય તો હું અમીરને અરજ ગુજારવા ચાહું છું.

**અલ હુસામ**—કહો ખુશીથી કહો.

**ઇબ્ને અહેસાન**—મેં આપને ગાલિબ ખાનમ વિશે કહયું હતું. તેણી અને તેની માતા આપના મહેમાન થઇને આવ્યા છે. કોઇ સુરતથી તેઓને મારે માટે સમજાવી ખુશ કરી આપશો તો હું આપનો જીંદગી સુધી આભાર ભૂલીશ નહી.

**અલ હુસામ**—ઇબ્ને અહેસાન, તમોને મેં અગાઉ પણ કહયું હતું કે હું અમીર જલીલને નારાજ કરી શકું નહી. તમે જાણો છો કે દાવતમાં ઘણો ફિસાદ પેદા થયો છે. **અમીર જલીલ** તવંગર અને વગવાલા આદમી છે, તેનો બેટો **અમીર અરસલ** સલતનતમાં ઘણી વગ ધરાવે છે. અને અમલદારો સાથે તેને ઘણી મિત્રાચારી છે, તમારી હાલત તરફ તેઓ નજર કરે, એ બધું જોતાં મને એ અમર મુશકિલ લાગે છે.

**ઇબ્ને અહેસાન**—અમીર જલીલનો નહાનો બેટો **મુખલીસ** તો આપના કહયાથી બાહેર નહી જાય?

**અલ હુસામ**—તે ભોળો અને બેવકુફ આદમી છે. અમીર જલીલને તે સમજાવી શકે નહી, અને અમીર જલીલ તેના બેટા અરસલની ઇચ્છાથી

વિશ્વ જાય નહી, તો પણ હું મારાથી બનતું કરીશ. તમે જલદીથી તઇયારી કરી હલબ જાઓ, અને મને હમસ આવી મલો, હું આવતી કાલે અહીંથી રવાના થાઉં છું.

ઇબને અહેસાન ત્યાંથી ઉઠયો. તેણે હાલુલ મહાલથી રવાના થવા અગાઉ ફાતેમાં ખાનમને મલવા અને પોતાના ભવિષ્ય વીશે કંઇ વધુ ખબર મેળવવા કોશિશ કરી, પણ ફાતેમાં ખાનમ મહેમાનો સાથે રોકાએલી હોવાથી ઇબને અહેસાનને મલી શકી નહી. અને ઇબને અહેસાનને ત્યાંથી રવાના થવું પડયું.

અલ હુસામે અબુ રિઝામને તાર કરી બુલાવ્યો. તે તેજ રાતના ત્યાં આવી પહોંચ્યો. કરમતીઓના રૂહાની પિતા (હુજત) અને તેના વિશ્વાસુ દાઇ અબુ રિઝામ વચ્ચે તે રાતે લાંબો વખત મસલેહત ચાલી. બીજે દીવસ પણ તેઓ વચ્ચે મસલેહત થઇ. છેવટે નક્કી થયું કે સાહરા ખાનમ અને તેની બેટી ખુબસુરત ગાલિબને જબરેલ પહોંચાડવા અબુ રિઝામ સાથે જાય.

હાલુલ મહાલ આવેલા મહેમાનોને જબરેલ પહોંચાડવા અલ હુસામના હુકમથી ખાસ તઇયારીઓ થઇ રહી હતી, અને અલ હુસામ ફાતેમાં ખાનમને સાથે લઇ હમસ જવાની તઇયારી કરતો હતો. સાહરા ખાનમ અને તેની રૂપવંતી બેટીને જબરેલ પહોંચાડવા અલ હુસામની ખાસ સફરની ગાડી તઇયાર કરવામાં આવી, અને રસતામાં બદલાવા માટે વધુ ઘોડાઓ પણ મોકલવામાં આવ્યા. વહેલી સહવારના રવાના થઇ તેઓ રાતના જબરેલ પહોંચવાના હતા. મુસાફરી દરમિઆન આરામ લેવા અને નાસતો કરવા માટે તંબુનો અને ખાણી પીણીનો પણ ખાસ બંદોબસ્ત કરવામાં આવ્યો. ફાતેમાં ખાનમને અલ હુસામે સમજાવ્યું કે અમીર જલીલને ખુશ રાખવા આ બધું કરવામાં આવતું હતું, પણ ચંચળ ફાતેમાં અલ હુસામને ઠીક ઓળખવા લાગી હતી. આ દોડધામનો નતીજો શું આવશે તે તેણી કહી શકતી ન હતી, પણ એ બધું કેવી ભાવનાથી કરવામાં આવે છે તે તો તેણી સારી પેઠે જાણતી હતી. પણ તેણી શું કરી શકે? તેણીએ એ મોહક સુંદરીને હાલુલ મહાલ બુલાવી એજ ભૂલ થઇ, પણ હવે શું થાય? ફાતેમાં ખાનમે બાજી બગડેલી જોઇ ચુપકીદી અખત્યાર કરવામાં ડહાપણ જોયું. તેણીને હુકમ થયો કે અમીર સાથે તેણીને પણ હમસ જવું છે ત્યારે વધુ મુંજવણમાં પડી. અલ હુસામને તેણીએ હમસ જવાનું કારણ પૂછયું. તેનો જવાબ મલયો કે હાલુલ મહાલમાં તેણીની તબીઅત ઠીક રહેતી નથી તેથી હવા બદલ થશે, તેમ અમીરને હમ-

સમાં વધુ વખત રહેવાનું છે, તે સબબ તેની માનીતીને સાથે રાખવા ઇચ્છે છે; કે જેથી લાંબો વખત તેણીથી દૂર રહે નહી.

**માનીતા મહેમાનોને** જબરેલ પહોંચાડવા કાફલો તઇયાર થયો: અને વહેલી સહવારના મહેમાનો રવાના થયાં. અલ હુસામ માનીતા મહેમાનોને કેટલાક માઇલ સુધી સાથ આપવા ઘોડા ઉપર સવાર થયો, અને કાફલો અબૂ રિઝામની આગેવાની હેઠે રવાના થયો. ઝાડોની ઘટાઓ અને જંગલોથી ભરપૂર તે પહાડી રસ્તો કુદરતી દેખાવોથી મનરંજક હતો, તેમ તે શિકારના જાનવરોથી પણ ભરપૂર હતો. થોડેક દૂર જવા પછી અબૂરિઝામ કેટલાક શિકારીઓને લઇ શિકાર મેળવવા ગયો, અને અલ હુસામ તેના મહેમાનોની ખબર રાખવા ગાડીની બાજુમાં પોતાના ઘોડાને ચલાવતો હતો. તેણે સાહરા ખાનમને પૂછયું કે જો ગાલિબની મરજી ઘોડા ઉપર સફર કરવાની હોય તો તે પોતાનો ઘોડો આપે. ગાલિબે શરમાળ પણે એ માંગણી કબુલ રાખી નહી. અબૂ રિઝામને પાછા ફરતાં લગભગ બે કલાક નિકલી ગયા, તે દરમીઆન અલ હુસામ તે સુંદરીઓની ખબર રાખવાને બહાને તેઓ સાથે ઠીક મહોબત પેદા કરી શકયો. સાહરા ખાનમ તો તેના મોલા અને માલિકની તેણી ઉપર એટલી બધી માયા અને મહોબત જોઇ ફિદા ફિદા થઈ ગઈ. તેણીને લાગ્યું, કે નેક અને પરહેઝગાર રૂહાની પિતાની આવી માયા ફકત તેણીના મહોટાં નસીબનું પરિણામ હતું, નહીતો તેણીના જેવી ગુનેહગાર અને નાચીઝ કહાં, અને તે આસમાની રૂહાની મરતબાના સાહેબ કહાં. તેણી તેના પગ ચૂમવા તઇયાર હતી, અને જો એ મોલા તેણીને પોતાની લોંડી બનાવી રાખે તો તેણીએ સાતમાં જન્નતને હાંસલ કીધું, પણ તેણીના નસીબ કહાં ? અલ હુસામ તે મહેમાનોને સફરના રસતા ઉપર અબૂ રિઝામને સપુરદ કરી પાછો ફર્યો, અને ફાતેમાં ખાનમને સાથે લઇ હમસ જવાની તઇયારી કરવા માંડી.

**નહેર અલ કબીર** ઉપર આવેલી જાગીર હાલુલ મહાલ મુકી જબરેલ તરફ જતાં મુસાફરોએ દક્ષિણ તરફનો રસતો લીધો. તેઓ લબનાનના પહાડી પ્રદેશ તરફ પૂર્વ છેડેથી ઉપર ચઢતાં જતા હતા. તે રળીઆમણા પહાડોની ટોચો, એક પછી એક હારો હાર અને એકની પછવાડે બીજી વધું અને વધું ઉંચી નજરે પડતી હતી. ટોચોની હારોની પછવાડે દસ હજાર ફુટ ઉંચી ટોંચો, તે ઉપરના બરફના ઢગલાને લીધે ચમકારા મારી રહી હતી. તેઓ વચ્ચે અસ્સોદાની ટોંચ બશશેરાના સેદારના લાકડાંના ગીચ જંગલો જ્યાં આવેલાં છે તે અગીઆર હજાર ફુટ માથું ઉંચકી માઇલો દુરથી મુસાફ-

રોને માર્ગ બતાવતી હતી. સાહરા અને ગાલિબ ઘડીકમાં દુરથી નજરે પડતા પહાડો તરફ જોતાં હતાં, અને ઘડીકમાં તેઓની નજર પણીના ઝરાઓ અને નાળાઓમાંથી સુંદર સરોધ સાથે વહેતાં નિરમળ પાણી તરફ ખેંચાતી હતી. ગાલિબને આજે કંઇક વધુ ઉમંગ ઉત્પન્ન થયો હતો. માર્ગમાં આવતા તુતના જંગલો, ઓલીવના બગીચાઓ કે પાઇન વૃક્ષની ઘટાઓ આજે તેણીને વધુ આકર્શક લાગતી હતી. આ હરીઆળા માર્ગ વચ્ચેથી તેણી ઘણી વખત પસાર થઇ હતી, પણ આજે તેનો બહાર કંઇક ઓરજ જણાતો હતો. થોડે થોડે દુર નહાના નહાના ગામડાઓ લીલાં જંગલો વચ્ચે સફેદ ચાંદનીઓ જેવાં જણાતા હતાં. પહાડોની ટોંચો ઉપર વસેલાં આ ગામડાંઓ દુરથી જાણે ઉંચી ટોચો ઉપર વળગાળેલાં હોય તેવું જણાતું હતું. લબનાનનો આ ભાગ કરમતી, બાતેની વિગેરે કોમોથી વધારે વસેલો હતો, જેઓ સામાન્ય રીતે શિઆઓ ગણાતા હતા. અહિં તહિં દરૂઝ લોકોના ગામડાં નજરે પડતાં હતાં, પણ તેઓની સંખ્યા ઘણીજ થોડી હતી. બીદુઓ પણ જંગલોમાં કામ કરવા કે નીભાવ કરવા તેઓના કાળાં વાળના કપડાના તંબુઓ જેવા ઘરો ઉભાં કરી પહાડોની નીચાણોમાં નજરે પડતા હતા. તેઓ હવે જવ અને ઘઉંની ખેતીઓ વચ્ચે ચાલવા લાગ્યા, અને ત્યાંથી આગળ વધતાં તેઓ એક રળીઆમણા ગામડા નજદીક આવી લાગ્યાં.

**અબુ રિઝામ**—બહેનો, તમે હવે અહીં થોડા વખત વિસામો લેશો કે? આપણે નાસ્તો પણ કરી લઇએ.

**સાહરા ખનમ**—સઇયદી, આપ જેમ ફરમાવો.

**અબુ રિઝામ**—અમીરનો હુકમ છે કે આપ બહેનોને રાહત મલે અને આપની ખુશી હોય તેમ કરવું. તમો તો દુનીઆ અને આખેરત બની ચવાં. મોલાની આપ ઉપર ઘણીજ મિઠી નજર છે.

**ગાલિબ ખાનમ**—ચાલો માદર આપણે ઉતરીએ. કાકાજી સાહેબ આપણી સાથે છે, પછી શું ફિકર છે! મને આ ગામડીઆઓના ઘરો જોવાં છે.

**સાહરા ખાનમ**—બેટી, આ સાહેબ દાઇના મરતબામાં છે, તેને સઇયદી કહેવું જોઇએ, કાકાજી કહેવાય નહી.

**ગાલિબ ખાનમ**—માફ કરજો કાકાજી, સઇયદી, હૂં ભુલી. આપ મારા કાકાજી જેવા છો જેથી મેં આપને કાકાજી કહયૂં.

તેઓ ગાડીમાથી નીચે ઉતરી, અને કાફલાએ તે ગામડા નજદીક આવેલી

ઓલીવના વૃક્ષોની ઘટા નીચે પડાવ કર્યો. નાશતાની તઇયારી થવા લાગી, તે દરમિયાન ગાલિબની ઇચ્છાથી અબૂ રિઝામ ગામડાઓના ઘરો બતાવવા તે બાનૂ મહેમાનોને લઇ ગયો. એ ઘરો મજબૂત પથ્થરના મ્હોટા ચોસલાઓના બાંધેલાં હતાં, છત જંગલના લાકડાંઓ, ઘાસ અને પાંદડાંઓ સાથે ચિકણી માટીની ભેળસેળ કરી એવું કઠણ બનાવેલું હતું કે તે કુદરતી જમીન જેવું જણાતું હતું. મ્હોટે ભાગે આ ઘરો ખડકના ઉંચાણવાલા ભાગમાં એકજ મ્હોટા ઓરડાના બાંધેલા હતાં, અને તેના નીચાણમાં એકાદ બે વધુ ઓરડા બનાવેલા હતા. છત ઉપર અનાજ અને ઓલીવ સુકાવાને રાખેલા નજરે પડતાં હતાં, અને અહિં તહીં તેઓના રંગ બેરંગી કપડાંઓ પણ સુકવવા રાખેલા જણાતા હતાં. આ ગરીબ ગામડીઆઓ ઉપરનો ઓરડો મુસાફરોને આવકાર આપી ઉતારવા હમેશ તઇયાર રાખતા હતા. એ ઓરડામાં એક ભાગ જરા ઉંચો બેઠક તરીકે બનાવેલો હતો, જે ઉપર હાથની બનાવેલી ચટાઇઓ કે ગંરમ બુરનુસ જેવું કપડું બેસવા માટે બિછાવેલું હતું. ઓરડામાં દાખલ થવા પહેલાં પગરખાં બાહેર ઉતારવાં પડતા હતા. ઓરડામાં ચટાઇ, રગ, કેટલાક તકીઆઓ અને સુવાના બિછોના ઉપરાંત પાણીનો કુંઓ, સગડી, પકાવવાના કેટલાક વાસણો અને એક મ્હોટો થાલ પડેલા હતા. નીચેના ઓરડામાં માટીના કોઠાઓમાં અનાજ ભરી રાખેલું નજરે પડતું હતું. એ નીચલા ઓરડાની બાહેર, બાજુમાંજ, ઘર ધણીના ખરચ, ગધેડાં, ગાય, બકરાં અને ઘેટાંઓ રાખવા માટે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે, તેઓને પહાડો ઉપરના બરફ તરફથી આવતી ઠંડી હવાથી રક્ષણ મલે. એક બે ઘેરની મુલાકાત લેનાં ઘરના સ્ત્રી પુરૂષો અને બાળ બચ્ચાંઓ આવેલાં મહેમાનોને મરહબા પુકારતાં આવકાર દેવા આવ્યા. ગાલિબ તેઓ સાથે વાતે વલગી, અને તેઓની ખેરીઅત ખબર પુછવા લાગી. એ તકનો લાભ લઇ અબૂ રિઝામ સાહરા ખાનમ સાથે મસલેહતમાં લાગ્યો.

અબુ રિઝામ—બહેન સાહરા ખાનમ, તમે ઘણા નસીબદાર છો. અપના મોલા અમીર અલ હુસામની તમારી તરફ ઘણી નજર છે.

સાહરા ખાનમ—અમીર તો આપણા રૂહાની પિતા છે. મારા કહાં નસીબ કે તેમની નજર મારી તરફ થાય.

અબુ રિઝામ—હું ખરૂં કહું છું કે અમીરને તમારી તરફ ઘણી લાગણી છે. જો તેમ ન હોત તો તમારે માટે આટલા બંદોબસ્ત સાથે સફરનો સરન-

જામ કીધો ન હોત. આવી દીન અને દુનયાની જીત કંઇ બધાનાજ નસીબમાં હોતી નથી.

**સાહરા ખાનમ**—હું તો અમીરની બાંદી છું, અને તેમનો હરએક બોલ ઉઠાવવા હંમેશા તઇયારજ છું. (સાહરા ખાનમ સમજવા લાગી કે અબુ રીઝામનો ઇશારો તેણીની પોતાની તરફ છે, એટલે તેણી કરમતીઓના હુજતની ચોથી બીબી થવા તઇયાર થઇ ગઇ.)

**અબુ રિઝામ**—ઘણા શખસો એમજ કહે છે, પણ કસોટી થાય છે તે વખત પાછળ હટી જાય છે. આ તો તમારૂ નસીબ અને તમારી ઇઝતની બુલંદીનો મોકો છે, એ મોકો ફરીથી હાથ આવશે નહી.

**સાહરા ખાનમ**—સઇયદી હું મારા મોલા જે પણ ફરમાવે તે કરવા તઇયાર છું, અને એ મોલાની ખિઝમત મારા નસીબમાં લાવી આપવા માટે હું આપની પણ અહેસાનમંદ થઇ રહીશ (ભોળી સાહરા ખાનમે હવે ખાતરીથી માનયું કે અલ હુસામ તેણી સાથેજ શાદી કરવા ચાહે છે.)

**અબુ રિઝામ**—ઠીક ત્યારે તમે ફરશો નહી, અને જે સલાહ આપું તે કબુલ કરશો?

**સાહરા ખાનમ**—બોલો ખુશીથી બોલો. મારા મોલા અમીરની જે પણ મરજી હશે તે કરવા હું તઇયાર છું.

**અબુ રિઝામ**—પણ અમીર જલીલ તેથી રાજી નહી થાય.

**સાહરા ખાનમ**—હું કંઇ અમીર જલીલથી બંધાએલી નથી. મારા મરદના વફાત પછી હું મારી મરજીની મુખત્યાર છું. મને ખબર છે કે અમીર જલીલના ખ્યાલો ઠીક નથી, મુદઇઓની તે તરફેણમાં છે, અને તેનો બેટો અરસલ તો બિલકુલ હાથથી ગએલો છે. પણ તેથી મને શું નિસબત!

**અબુ રિઝામ**—ઠીક ત્યારે તમે વચન આપો છો.

**સાહરા ખાનમ**—વચન આપું છું.

**અબુ રિઝામ**—અમીરની ખુશી છે કે તે ગાલિબ ખાનમ સાથે શાદી કરે.

**સાહરા ખાનમ**—ગાલિબ સાથે? (તેણી દબાઇ જઇ બોલી)

**અબુ રિઝામ**—કેમ વિચારમાં પડી ગયાં?

**સાહરા ખાનમ**—કંઇજ નહી. હું તો ધારતી હતી કે–પણ કંઇ નહી. ગાલિબ ઘણી નાની ઉમરની છે.

**અબુ રિઝામ**—તો અમીર પણ કયાં ઘરડા છે. ચાલીસ ઉપર થોડાકજ વરસ થયાં છે.

**સાહરા ખાનમ**—ગાલિબ તેમનાથી અરધી ઉમરની છે.

**અબુરિઝામ**—કસોટીનો વખત છે, આવો વખત ફરીથી હાથ આવશે નહી. ગાલિબ કયા મરતબામાં ચઢશે એને કેટલી ઇઝાત હાંસલ કરશે! તે સાથે તમારૂ માન અને મરતબો કેવાં થાશે તેનો પણ વિચાર કરો.

**સાહરા ખાનમ**—પણ ગાલિબ માનશે કે?

**અબુ રિઝામ**—તેણીને મનાવવું તમારા હાથમાં છે. તમે સમજાવજો કે અમિરે વચન આપ્યું છે કે અમીરની બીજી સ્ત્રીઓ ગાલિબની બાંદીઓ થઇ રહેશે. ગાલિબને માટે હમશમાં એક અલાહેદો મહેલ રાખવામાં આવશે, અને હાલુલ મહાલ આખો તેણીને માટે રહેશે.

**તેઓ વચ્ચે** વધુ વાતચીત થતી રહી. એક ભોળી અને ભલી નારને ભમાવવા અને સમજાવી લેવા અબુ રિઝામ જેવા અનુભવીને માટે સહેલું હતું. ગાલિબ ખાનમ ગામઠીઆઓથી મશકરી મજાક કરી પાછી આવી તેટલા વખતમાં તો અબુ રિઝામે સાહરા ખાનમને પૂરે પૂરી હાથમાં લઇ લીધી હતી.

તેઓએ નાશતો કીધો, અને ત્યાંથી રવાના થયાં ગાડીમાં બેસતાંજ સાહરા ખાનમે ગાલિબને સમજાવવા માંડી. ગાલિબને અલ હુસામની નજર હજી યાદજ હતી. તેણીએ અલ હુસામ સાથે શાદી કરવામાં મહોટાઇ, તવંગરી, માન મરતબો અને ઇઝત જોઇ. તેણી હુજતની બીબી થશે, અને તમામ કરમતી સરદારોની સ્ત્રીઓ અને બહેન બેટીઓ તેણીને માન ઇઝત આપશે. તેણી હાલુલ મહાલમાં નાચશે, કુદશે અને મોજ કરી શકશે. પણ અલ હુસામની બીજી સ્ત્રીઓ છે તેનું શું? પણ તેણીઓ તો ગાલિબની લોંડીઓ થઇ રહેવાની છે. કહે છે કે અલ હુસામની ઉમર મહોટી છે, તે જવાનજ લાગે છે, તેનો બાંધો અને કદ જોતાં કોઇ તેને ૩૦ વરસ કરતાં વધારે મહોટા કહેશે નહિ.

તેઓ જબરેલ પહોંચ્યા ત્યાં સુધી અબુ રિઝામે પોતાનું કામ કર્યા કીધું, ગાલિબને મહોટી મહોટી વાતો અને લાલચો બતાવતો રહયો, તેઓની સફર પુરી થઇ તેટલામાં અબુ રિઝામે પોતાનું કામ પણ લગભગ પુરૂં કર્યું હતું. એ વાત અમીર જલીલ અને બીજાઓથી બિલકુલ મખફી રાખવા તે બાનુઓને સમજાવી, વચન લઇ, અબુ રિઝામ જબરેલમાં દાખલ થયો.

# પ્રકરણ ૧૨ મું

## પડદા પછવાડે શું થાય છે.

**ઇબને અહેસાન** અલ હુસામના હુકમ મુજબ હલબ ગયો. ત્યાં તેને જે તપાસ કરવા હુકમ કરવામાં આવ્યો હતો તેની જાુસતેજૂ કીધી, પણ ચોક્સ ખબર મેલવી શકયો નહીં. તે સબબ તે હમસ જવા માટે હલબથી તરાબુલૂસ અને બેરૂત તરફ જતી રેલવેમાં બેસી રવાના થયો. હાલુલ મહાલથી રવાના થતાં તેના મનની દશા વિચિત્ર થઇ ગઇ હતી. ગાલિબે શું જવાબ આપ્યો, ફાતેમાં ખાનમ તેને સમજાવી શકી કે નહિ, અલ હુસામ શું કરવા માંગે છે, વિગેરે અનેક વિચારોએ તેનું મગજ ઘેરયું હતું. હલબ આવવા પછી સોંપાએલા કામની તપાસ કરવામાં તેના મગજ ઉપરનું દબાણ કંઇક ઓછું થયું, પણ હલબથી રેલવેમાં રવાના થયો કે ફરીથી તેના તેજ વિચારોએ તેનું મગજ ઘેરી લીધું. રેલ **હલબથી** રવાના થતાં કુવેક નહેરના કિનારા ઉપર આવેલા રળીઆમણા બગીચાઓ પસાર કરતી દક્ષિણ તરફ ચાલી. ઉતારૂઓની ધમાલ હતી, કેમકે હલબ ત્રણ સંજાક-હલબ, મરાશ અને ઉરફાના બનેલા ઇલાકાનું મુખ્ય મથક હોવાથી, તુરકી સલતનતની વડી અદાલતો વિગેરે ત્યાં હોવાને લીધે રઇયતની ત્યાં આવ જાવ ઘણી હતી. **હલબની વસ્તીનો** પોણો ભાગ મુસલમાનો છે, અને બાકીનો પા ભાગ યહુદીઓ અને ખ્રિસ્તીઓ છે. **ખ્રિસ્તીઓમાં** ગ્રીક અને અરમિનીઅન ચર્ચના વડા પેત્રીઆર્ય ત્યાં રહેતા હોવાથી એ બે ફિરકાનું વિશેસ જોર હતું. તે ઉપરાંતમાં મવારીન, જેકોબાઇટ રોમન કેથોલીક અને પ્રોટેસટન્ટ ખ્રિસ્તીઓની પણ ત્યાં સારી વસતી હતી. ખ્રિસ્તીઓ ઝિતાબ અને અઝીઝીએહ નામથી ઓળખાતા લત્તામાં રહેતા હતા, અને યહુદીઓ બહસીતામાં રહેતા હતા. હલબમાં યુરોપના બીજા રાજ્યોના એલચીઓની સંખ્યા પણ સારી હતી. હલબનો ઇલાકો ઘણે ભાગે પહાડી છે. એ પહાડો વચ્ચે જગે જગે રળીઆમણી સપાટ અને ફળદ્રપ જમીનો આવેલી હોવાથી ત્યાં બાગબગીચાઓ ઘણા છે. તે સબબ હલબની ચારે તરફ પરાંઓ નજરે પડે છે, કે જ્યાં તુરક, અરબ, શીરીઅનો, ખ્રિસ્તીઓ, અને યુરોપીઅન તંવગરોના રહેઠાણો છે. આ પરાંઓ તરફ રહેનારાઓની આવજાવને લીધે હલબની નજદીકમાં રેલવે ઉતારૂઓથી ચિક્કાર

રહ્યા કરે છે. હલબથી રવાના થયા પછી એક પરાંને લગતા નાહના સ્ટેશન પાસે રેલ ઉભી રહી, એટલે તેના મગજ ઉપરનું દબાણ ઓછું કરવા ઇબને અહેસાન પ્લેટફોર્મ ઉપર ઉતર્યો. તે ઉતારૂઓની દોડધામ જોતો હતો, તેટલામાં તેના જુના મિત્ર લતીફએએ તેના ખંભા ઉપર હાથ મૂકયો.

**લતીફએ**—કેમ બિરાદર તમે તો રેલ ગાડીમાંજ દેખાવ દેતા માલમ પડો છો.

**ઇબને અહેસાન**—અને તમે પણ બીજે કોઇ ઠેકાણે મલતા નથી. આ તરફ નિકલી આવ્યા છો ?

**લતીફએ**—કોઇ માશુકની શોધમાં તો નહીજ, પણ ધંધાની શોધમાં તો ખરો. તમને ખબર હશે કે હલબ પિશતા અને બીજા સુકા મેવાની મુખ્ય બજાર છે. આ ઇલાકામાં મેવો ઘણો થાય છે. અને ઓલીવ સાથે બીજો મેવો પણ ઘરાકોને જોઇએ. જે આડતીઆ મારફત માલ મંગાવતા હતા તેનું કામ મન પસંદ જણાયું નહી, એટલે નવો બંદોબસ્ત કરવા આવવું પડયું.

**ઇબને અહેસાન**—ઓલીવના બાગોની જંજાલ કમતી છે કે એ નવી ધુંન માથે લીધી છે ?

**લતીફએ**—ઓલીવના બાગો જો કે સારી પેદાશ કરી આપે છે, પણ જ્યાં સુધી બીજી વસતુઓમાં માથું ભિજાવતા નથી ત્યાં સુધી એ પૈસા પુરા મલી શકતા નથી. તેમ કુટુંબના માણસો પણ વધતા જાય છે, એટલે નવા ધંધાની શોધમાં નિકલવું પડે. હું તો પિદરને ભલામણ કરવાનો છું કે હલબમાં પહેઢી ખોલવી, અને અહિંથી રેશમી, સુતરાઉ, તથા ગરમ કાપડ ખરીદી નીચે લાવવું. ગલીચાઓ અને ચામડાનો અસબાબ પણ પરદેશ મોકલી શકાય.

**ઇબને અહેસાન**--યુરોપીઅન કાપડની હરીફાઇ કેમ છે ?

**લતીફએ**—સખત છે, પણ તુરકી સલતનતની જકાતની રાજનીતી બચાવ કરી રહી છે. યુરોપીઅન રાજ્યોના એલચીઓ પોતાના દેશના માલનો ઉઠાવ વધારવા બેહદ કોશિશ કરી રહયા છે. પણ બિરાદર તમે આ તરફ કેમ ?

**ઇબને અહેસાન**--અમીરના ખાનગી કામ માટે. ચાલો ગાડીમાં બેસો ત્રેન ચાલુ થાય છે.

**તે મિત્રો ગાડીમાં બેઠા** કે ત્રેન ચાલુ થઇ. મેવાના બગીચાઓ વચ્ચે અરબ, કુરદ અને તરકોમન મજુરો કામ કરી રહેલા નજરે પડતા હતા

તેઓના નહાના બચ્ચાંઓ ટ્રેન પસાર થતી જોવા માટે વાડની નજદીક આવી ઉભતાં. સરપની માફક ટ્રેન એ બગીચાઓ અને પહાડીઓ વચ્ચેથી પસાર થવા લાગી, અને કેટલીક વારે સપાટ રણ જેવા મેદાનમાં આવી લાગી. સિરીઅન રણ સાથે સંબંધ ધરાવતા આ મેદાનોમાં અનાજની ખેતીઓ અનાઝેહ બીદુઓ કરતા હતા. તેઓ સિરીઅન રણોમાં વસતા બીદુઓમાંથી ખેડુતો બનેલા હતા, કે જેઓને ફલાહીન કહેવામાં આવે છે. આ ફેરફાર થતા જતા દેખાવો તરફ તે મિત્રોની નજર ન હતી. તેઓતો પોતાની વાતોમાં તલ્લીન થએલા હતા. લતીફ જાતે રહેમદિલ અને વિસવાસ રાખનારો માણસ હતો. તેને કરમતી હુજત અલ હુસામ માટે માન હતું. અને અલ હુસામને તે ઇમામના નાયબ તરીકે માનતો હતો, પણ હલબમાં તેણે કેટલીક એવી ખબર મેલવી હતી કે જેથી તેના મન ઉપર એક બોજો આવી પડયો હતો, અને એ બોજો તે ઇબને અહેસાન પાસે ખાલી કરવા તલપી રહયો હતો. તેણે વાત બહું ખાનગી રાખવા ઇબને અહેસાન પાસેથી વચન લીધું, અને નીચલી હકીકત કહી સંભળાવી.

લતીફએ—હું થોડા મહીના અગાઉ હલબ આવ્યો હતો તે વખત હું જે ખાનમાં ઉતર્યો હતો ત્યાં રકકાથી આવેલા કેટલાક મુમિનો હતા. એક બે દીવસ પછી તેઓ સાથે મને સારી દોસ્તી બંધાઇ. તેઓ ત્યાં કંઇ પણ દેખીતાં કામ વગર રહેલા હતા, એટલે મે તેઓમાના એક ફઝલખેરને હલબ આવવાનું કારણ પૂછ્યું, ફઝલખેરએ પહેલાં આનાકાની કીધી; તે પછી મને એકાંતમાં મલતાં જણાવ્યું કે "થોડા વખત પહેલાં અપની દાવત તરફથી રકકામાં અબુલએદાદ આમિલ હતો, તમે કદાચ જાણતા હશો કે રકકામાં આગલના જમાનામાં કરમતી દાવતનું ઘણું જોર હતું, અને કેટલાક હુજતોં અને બાબ પણ ત્યાં થઇ ગયા છે. તે સબબ ત્યાં કરમતી ઓલેમાઓ ઘણા હતા, અને હજી પણ કેટલાક બાહોશ ઓલેમાઓ ત્યાં છે, કે જેઓ અમીર અલ હુસામની કેટલીક કારરવાઇઓ પસંદ કરતા નથી. અબુલએદાદ જો કે અમીરનો માનિતો દાઇ છે, પણ રકકાના કેટલાક વિદ્દવાનો સાથે સરખાવતાં તે જાહિલ ગણાય. ખાસ કરીને શેખ તકી પાસે અબુલ એદાદનું જ્ઞાન કંઇ પણ બિસાદમાં નથી. શેખ તકી નેક અને મુત્તકી માણસ છે, અને તેના ઇલમ અને સચ્ચાઇ વિશે ઘણા લોકોને પૂરો વિશ્વાસ છે. શેખ તકી વિશે એવું કહેવાય છે કે તે અમીર અલ હુસામના કેટલાક કામોને શરીઅત વિરૂધ ગણે છે, અને જો કોઇ તે બાબતમાં શેખ તકીને સવાલ કરવા જાય છે તો શેખ

તેઓને કિતાબો બતાવી સાબિત કરી આપે છે કે અમીરના કેટલાક કામો જાએઝ નથી. એ સબબ અમીર અલ હુસામે દાઇ અબુલ એદાદને કેટલીક ખાનગી સુચના આપી હતી, તેને આધારે અબુલ એદાદે શેખ તકીની વિરૂધ લોકોને ઉશકેરવા શરૂ કીધા. વાએઝોમા પણ ઉશકેરણીઓ પેદા કરવા પછી કેટલાક ધર્મ જનુનીઓને શેખ તકીના ઘર ઉપર હુમલો કરવા મોકલ્યા. તેઓએ ઘર ઉપર ચઢી જઇ શેખને બાહેર રસતા ઉપર ઘસડી લાવી લોહી-લુહાન કરી નાખ્યો. એક માણસ તેની છાતી ઉપર ચઢી બેસી તેનું નાક કાપવા કોશિશ કરતો હતો, ત્યારે બીજાઓ તેના ઘરની એક સ્ત્રીને મારતા હતા. શેખનું તે દીવસ મોત હતું પણ હું કેટલાક મિત્રો સાથે ત્યાં આવી ચઢયો, અને શું છે તે જોવા અને મારામારી અટકાવવા અમો હજી વિચાર કરતા હતા, તેટલામાં કેટલાક તુરકી અમલદારો પણ ત્યાં આવી લાગ્યા. એ જોઇ હુમલો કરનારાઓ ભાગવા લાગ્યા. તેઓમાં કેટલાક પકડાયા અને કેટલાક ભાગી છુટયા. તેઓનો કેસ કોરટમાં દાખલ થયો છે તેમાં શાખસી તરીકે અમારા નામો પણ નોંધાવ્યા છે, તે સબબ અબુલ એદાદના દબાણથી અમો અહી ચાલ્યા આવ્યા છઇએ." ફઝલખેરએ તે વખત મને એ મુજબ વાત કરી હતી. આ વાત કેટલાક મહીના પહેલાં થઇ હતી.

**ઇબ્ને અહેસાન**—મેં પણ એ ખુની હુમલાને લગતી કેટલીક વાત સાંભળી છે. કેટલાક લોકો તે માટે અમીરને દોષ દે છે, પણ હું નથી માનતો કે અમીરના હુકમથી એ કામ થયું હોય. અબુલ એદાદ પોતેજ એવો શખસ છે. તેને જાતી અદાવત હશે.

**લતીફએ**—અંદરની વાત તો ખુદા જાણે મે તો તમોને ફઝલખેરે કહેલી વાત સંભળાવી છે. પણ હજી બીજી વાત સાંભળો. અબુલ એદાદ હાલમાં હલબમાં છે. મને તેની ખબર ન હોતી. તેને મારા હલબમાં હોવાની ખબર મલી હશે, તે ઉપરથી તેણે મને બુલાવ્યો હતો, અને મને કેટલીક ખુશામત પછી પુછયું છે કે **અમીર** ફરહ—સાથે મને દોસ્તી છે કે કેમ ? મે જવાબ આપ્યો કે, હા. અમીર ફરહ હલબનો એક તવંગર આદમી છે, અને જાતે કુરદ છે. અમીર ફરહને **જમીલ ખાનમ** નામની એક અરમિનીઅન મુસલમાન ઓરત સાથે ઘણી ધાટી મિત્રાચારી છે. જમીલ ખાનમ ઘણીજ ખુબસૂરત અને નામચીન ગાનારી ઓરત છે. તેણીને જફર પાશા સાથે એવો સબંધ છે કે જફર પાશા તેણીનો કહયો બોલ ઉપાડી લે છે. રકકાનો કિસ્સો મે તમોને કહયો તેમાં જેઓને સજા થઇ છે તેઓને છોડવવા માટે અપીલ

કરવામાં આવી છે. તે અપીલ જફર પાશા પાસે છે. તે માટે અમીર ફરહની મારફત જમીલ ખાનમને મલી, સમજાવી, જફર પાશા ઉપર લાગવગ મેળવવા મને અબુલ એદાદે સમજાવ્યું. અબુલ એદાદે મને સાફ કહયું કે અમીર અલ હુસામનો હુકમ છે કે એ ગુનેહગારોને ગમે તેટલું ખરચ કરીને પણ છુટવવા, કેમકે તેઓએ દાવતની ખીદમત કીધી છે. અબ્દુલ એદાદના કહેવાથી હું અમીર ફરહને સાથે લઇ જમીલ ખાનમ પાસે ગયો, જમીલ ખાનમને ઘણી સમજાવી, પણ તેણીએ વચ્ચે પડવા ના પાડી. બલકે તેણીતો કહેવા લાગી કે આવા બદમાશોને સજા મલી તે જોઇ તેણી ઘણી ખુશી છે. એવી સજાથી ધર્મ જનુન ઓછું થશે, અને લોકો ફિરકાબંધી છોડી દઇ સાચા મુસલમાન અને સલતનતની વફાદાર રઇયત બનશે.

**ઇબને અહેસાન**—આ કિસ્સો અજબ છે. ગુનેહગારોને છોડવવા આવી હલકી ઓરતોની મદદ માંગવામાં આવે છે એ જોઇ મને અજાએબી થાય છે, મિત્ર જે જેવું કરશે તેવું ભરશે.

**લતીફ**એ—બિરાદર પણ તારૂં શું થયું તે તો મને જણાવ!

**ઇબને અહેસાન**—મારી હાલત સુડી વચ્ચે સોપારી જેવી છે. મને પોતાને ખબર નથી કે મારૂં શું થયું, અને શું થાશે. આપણે લગભગ હમાથની નજદીક આવી પહોંચ્યા છઇએ. જુઓ બેરૂત ઇલ્લાકાની આ પાહાડીઓ શરૂ થઇ ગઇ છે.

રેલ્વે હવે સપાટ જમીન છોડી ટેકડીઓ અને પહાડીઓ વચ્ચે આવી લાગી હતી. છુટા છવાયા સફેદ પોપલારના સુંદર વૃક્ષો નજરે પડવા લાગ્યાં હતાં. ઇબને અહેસાન અને લતીફએ સિરીઅન પહાડોની ગીચ ખિણો, અહીં તહીં વહેતી નહાની નહાની નહેરો, અને વચ્ચે વચ્ચે આવતા બાગબગીચાઓ જોતાં લગભગ નહેર અલ આસી નજદીક આવી પહોંચ્યા, અને રેલ એ નદીની સાંકડી ખીણમાં દાખલ થઇ. તેઓ **હુમાહ** અથવા **હુમાથ** નામથી પ્રાચીન કાળથી મશહુર થએલા શહેર નજદીક આવી પહોંચ્યા. નહેર અલ આસી, કે જેને યુરોપીઅન ભાષામાં ઓરોનટસ કહે છે, તે તરેહવાર ચકરાવા લેતી વહેતી હતી. નદીના બેઉ કિનારા ઉપર વસતી હોવાથી થોડે થોડે દુર પુલો બાંધવામાં આવેલા નજરે પડતા હતા. નદી જમીનની સપાટીથી ઘણી નીચી વહેતી હોવાને લીધે બગીચાઓને પાણી આપવા સાટે પરશીઅન વ્હીલ (લાકડાના રાહટ કે જેને "નારાહ" કહે છે તે) સંખ્યાબંધ, દુરથી નજરે પડતી હતી, કેમકે તે કદમાં

ઘણીજ મ્હોટી હતી. હમાહ શહેરના ચોવીસ મિનારાઓ, તેના માટીના ઘરો, અને રળીઆમણા બગીચાઓ જબલ અનસારીયા તરફ રહેતા લોકોની જીંદગીનો સહેજ ખ્યાલ આપતા હતા. શહેર નજદીક ટ્રેન આવી લાગતાં નુસેરીઓ, ઇસમાઇલીઓ બીદુઓ અને અરબોની વસતી મ્હોટી સંખ્યામાં નજરે પાડવા લાગી.

લતીફબે—બિરાદર તમે મુશરરાને ઓળખો છો કે ! જુઓ તે પ્લેટફાર્મ ઉપર ઉભેલો છે. મને લાગે છે કે તે આ ટ્રેનમાં આવવા ચાહે છે.

ઇબને અહેસાન—ખચિત, હું તેનેજ શોધતો રહયો છું. મને અજબ લાગે છે કે હલબમાં કેમ ન હતો.

ગાડી ઉભી રહેતાં ઇબને અહેસાન ઉતરી પડયો અને મુશરરાને જઇ મલ્યો. મુશરરા પણ ગાડીમાં બેઠક લેવાની તઇયારીમાં ઉભો હતો, એટલે ઇબને અહેસાનને જોઇ તેની સાથે થયો. તેઓ ઠરીઠામ થઇને બેઠા કે ગાડી રવાના થઈ, અને હવે હમશ તરફ દોડવા લાગી.

મોશરરા—અહીથી સમુદ્ર કીનારા સુધી તમારા લોકોની વસ્તી વિશેષ છે.

ઇબને અહેસાન—કરમતી ફિરકાની વસ્તી વધારે નથી. નુસેરીઓ અને ઇસમાઇલીઓ વધારે છે;

મોશરરા—હમાહથી તે અંતાકીયા સુધી નહેર અલ આસી અને દરીઆ કિનારા વચ્ચે ઇસમાઇલીઓ, નુસેરીઓ, કરમતીઓ, ફાતેમીઓ વિગેરે શિઆઓની વસ્તી વધારે છે. લટાકીઆ બંદરના વેપારીઓનો કેટલોક ભાગ ઇસમાઇલીઓ છે. નુસેરીઆ તાલુકો લગભગ નુસેરીઓથી વસાએલો છે. ટુંકમાં અલવી લોકાની સંખ્યાં એટલી મ્હોટી છે કે જો તેઓ એકત્ર થાય તો સ્વરાજ્ય મેળવી શકે. પણ અલવી લોકો નુસેરી કરમતી, ઇસમાઇલી, ફાતેમી વિગેરે નહાના નહાના ફિરકાઓમાં વહેચાઇ ગયા છે, એ અફસોસની વાત છે.

લતીફબે—સવાલ એ છે કે તેઓને એકત્ર કેમ કરી શકાય? દરેક પક્ષ પોતાના મઝહબી સિદ્ધાંતને તકીઅતમાં રાખે છે. જેમ તે પોતાના સિદ્ધાંત બીજાને જાણવા આપતો નથી, તેમ તે બીજાના સિદ્ધાંતોનો અભ્યાસ કરી તે ખોટા છે કે ખરા તે જાણવાની દરકાર પણ કરતો નથી. એક પક્ષ બીજાને ધિક્કારે છે અને કાફર સમજે છે નુસેરીઓ પોતાની મજલિસો ભરે છે તે વિશે તરેહવાર ગપ ચાલે છે, અને કહેવાય છે કે તેઓ મજલિસોમાં દારૂ પણ પીએ છે, અને તેઓ દારૂ પીવું જાયઝ રાખે છે. નિઝારીઓની માન્યતા વિચિત્ર

છે, અને તેઓ દર વરસ મ્હોટી રકમ તેમના ઇમામને મોકલાવી આપી દેશની દોલત પરદેશમાં લઇ જાય છે, તેઓને દેશની દાઝ પણ નથી.

**ઇબને અહેસાન**—મઝહબી સિદ્ધાંતો પણ દરેકના જુદા છે, નુસેરીઓ માને છે કે ઇનસાનનું રૂહ નાશ પામશે નહી, જેઓ સારા કામો કરશે તેઓ જન્નતામાં ઉચા દરજામાં ચઢશે, અને તારાઓની સુરત બનશે. ઇસમાઇલીઓ કહે છે કે અલ્લાહ જેવું કંઇ છેજ નહી. જે છે તે નફ્સ કુલી છે, કે જ્યાં તમામ નફ્સ જુઝઝીઓ ભેગા થશે. તેઓ ઇમામને નફ્સ કુલીના અવતારે માને છે, અને કહે છે કે દરેક નેક અને સારા માણસનું રૂહ મોત વખત તેનામાં મલી જાશે.

**મુશર્રરા**—ખરી વાત એ છે કે આ બધા ફિરકાઓને મતલબી ધર્મ ગુરૂઓએ ખોટા રસતા ઉપર પોતાના મતલબને ખાતર લગાઢી દીધા છે. એક ફિરકો કહે છે કે તેના ઇમામ પડદામાં છે, અને ઇમામ તરફથી અમારા ફલાણા હુજત નાયબ તરીકે કામ બજાવે છે. બીજો ફિરકો કહે છે કે ફલાણા અમારા હાજર મોજુદ ઇમામ છે. ત્રીજો ફિરકો કહે છે કે ઇમામ પડદે થયા તે વખત ફલાણાને હુજત, ફલાણાને દાઇ બલાગ અને ફલાણાને દાઇ માહસુર નીમી ગયા છે, અને તે પછી એ સિલસિલો ચાલુ રહેતો આવ્યો છે. આવી વાતો કોઇ પણ સમજદાર અને શયાણો કેમ માની શકે? જે કોઇ હુજત બાબ કે દાઇ વિગેરે હોવાનો દાવો કરતું હોય તેને કહો કે, મારા ભાઇ તમારી પાસે કાંઇ દસતાવેજ કે પુરાવા છે? કે જેમા ઇમામે સહી સાખ કરીને તમને લખી આપ્યું હોય, કે તમને ફલાણી ફલાણી સત્તા સાથે હું નીમણુંક કરૂં છું? એ તો થયું એમ કે એકાદ માણુસે પોતાની ચાલાકીથી બાબ હોવાનો, કોઇએ હુજત હોવાનો, કોઇએ દાઇ બલાગ હોવાનો દાવો કીધો. કેટલાક બનાવટી કિતાબો તઇયાર કરી લીધા, અને પોતાની દાવત કમાઇ ખાવા કે મુલક હાથ કરવાના ઇરાદાથી ચાલુ કીધી. તે પછી વરસોની જુની વાતની સચ્ચાઇનો કોઇ પણ પુરાવા વગર લોકો તેને માનતા થયા, અને એ રીતે ગાડું ચાલ્યું. એ ઇમામોના થઇ બેઠેલા નાયબોને તમે પૂછો કે આજે વરસો થયાં તમને કે તમારા બાપદાદાને ઇમામે પોતાની પાસે તેડાવ્યા છે? અથવા કોઇ જાતના તમને પેગામ મોકલાવ્યા છે? આ અમારા કેથોલિક ધર્મ ગુરૂઓ પણ તમારા એ બાબ, હુજત અને દાઇઓથી ઉતરે તેવા નથી. પોપ સાહેબ પોતાને ઇસા નબીના નાયબ અને સમઉનના ગાદી વારસ જાહેર કરી લોકોને

ઠગતા રહયા છે, તેના કરતાં પણ તમારા લોકો સાથે તો વધારેજ ઠગાઇ થાય છે. કેમ મિત્ર લતીફ એમજ છે કે નહીં ?

**લતીફએ**—બિરાદર હું તો એ પંચાતીઓમાં પડતો નથી, હું કલામેશરીફ પઢું છું, અને તેમાં જે મને જણાય છે તે ઉપર ખૂબ વિચાર કરૂં છું, અને મને વાજબી લાગે છે તે કરૂં છું, બાકી આ દુનીઆમાં કોઇ કોઇને જન્નતમાં લઇ જવાની તાકાત રાખતું નથી, તેમ કોઇ કોઇને જહન્નમમાં પણ મોકલી શકતું નથી.

**મુશરરા**—મને લાગે છે કે ઇબ્ને અહેસાનને આપણી વાત ગમતી નથી. એ ભાઇ શું વિચારમાં છે તે હું જાણું છું. હું તેમને વધામણી આપું છું કે ઇક-શીદીની સંજાકના કાયમ મકામ તરીકે નીમણુંક થઇ ગઇ છે, તે હવે એક બે દીવસમાં જાહેર થશે.

**ઇબ્ને અહેસાન**—તમે કેમ જાણ્યું કે હું એજ વિચારમાં હતો.

**મુશરરા**—કેમ જાણ્યું તે વાત જવા દીઓ. તમે હલબ એજ તપાસ માટે ગયા હતા તે હું જાણું છું. વધુ હું તમોને ખાનગી સલાહ આપું છું કે અલ હુસામ ઉપર ઘણો થોડો ભરોસો રાખવો. આપણે હવે હમસ શહેરની નજદીક આવવા લાગ્યા છઇએ. જુઓ દૂરથી પેલી ખાલિદ બિન વલીદની કબરની જગ્યા દેખાય છે. ઇબ્ને અહેસાન તમે હવે ઉતરવાને તઇયાર થાઓ.

**ઇબ્ને અહેસાન**—તમે કયાં જવાના છો ?

**મુશરરા**—હું દીમશક જવાનો ઇરાદો રાખું છું. કંઇ કામ છે કે ? હું ધારૂં છું કે મારો મિત્ર લતીફ પણ મને સાથ આપશે નહી.

**લતીફએ**—નહી ! હું તરાબુલુસ જવાનો છું, એટલે મારે હમસથી ગાડી બદલાવી પડશે.

ઉતારૂઓ જુદી જુદી તઇયારીમાં પડયા. જેઓ તરાબુલુસ જવાના હતા તેઓને ગાડી બદલાવવી હતી, એટલે પોતાનો સરસામાન ગોઠવવા લાગ્યા. બેરૂત અને દિમશક જનારા ઉતારૂઓ ખાલી થનારી જગ્યા પોતાને માટે વધારે રાહત મેલવવાની ઉમેદમાં તેવી કોશિસ કરવા લાગ્યા. એ તઇયારીઓ માંડ માંડ પુરી થઇ હતી કે હમશ શહેર આવી લાગ્યું.

---

# પ્રકરણ ૧૩ મું

## હુજત અને દાઇ વચ્ચે મશવેરત
## મબદ અને મઆદ

**ઇબને અહેસાન** હાલુલ મહાલથી રવાના થયો તેને બીજે દિવસે અલ હુસામ હમશ શહેર ગયો. **હમશ શહેર** નહેર અલ આસી ઉપર આવેલું હતું. તેનું પુરાણું નામ એમેસ્સા હતું, અને તે પ્રાચીન શહેર કાદેશની પાસે આવેલું હતું. તે દિમશકની વિલાયતને તાબેના એક સંજાકનું મુખ્ય મથક હોવાથી, તેમજ તે હલબ તરફથી આવતી રેલવેનું–તરાબુલુસ અને દિમશક જવા માટેનું જંકશન–ગાડી બદલવાનું મથક હોવાથી તેને વધું અગત્યતા મલતી હતી. ઇજીપ્ત અને પેલેસતાઇન તરફથી જે કાફલાઓ ઉપરના દેશોના તરફ જતા હતા તે નહેર અલ આસીની નદીની ખીણુ માર્ગે જતા, એટલે હમસ તે માર્ગનો દરવાજો હતું. ઇજીપશીઅન ફિરઓનો સીરીઆ તરફ ચઢાઇઓ લાવ્યા ત્યારે તેઓને હમશ પાસે કાદેશના મેદાનમાં લડાઇઓમાં ઉતરવું પડયું હતું. પામીરાની પ્રખ્યાત રાણી ઝેનોબીઆ રોમન લશકર સાથે અહીંજ લઢી હતી. ઇ. સ. ૧૮૩૧ માં ઇબરાહીમ પાશા તુરકો સાથે આ મેદાનમાં લડાઇમાં ઉતર્યો હતો, તે વખતે નાશ પામેલા હમશના કિલ્લાઓ હજી પણ ખંદીએર હાલતમાં નજરે પડે છે. ઇ. સ. ૬૩૦ માં સીપેહ સાલાર ખાલિદ બિન વલીદની બહાદુરીને લીધે આ દેશ મુસલમાનોના હાથમાં આવ્યા પછી હમશ સીરીઆમાં અરબોની તાકતનું મુખ્ય મથક થઇ પડયું. અનેક મ્હોટી લડાઇઓને લીધે હમશ શહેર ગોયા સીરીયાનું પાણીપતનું મેદાન હતું, કે જ્યાં થએલી લડાઇઓને પરીણામે શહેનશાહતોની ઉથલ પાથલ થઇ હતી. હાલમાં હમશ શહેર અંગુરના બગીચાઓ અને રેશમની પેદાયશને લીધે આબાદ હાલત ભોગવી રહયું છે.

**નહેર અલ આસી** ઉપર આવેલા બાગ વચ્ચેના મકાનમાં અલ હુસામ તેના વિસવાસુ દાઇ અબુ મોહુરરિક સાથે ગંભીર ગુફતગુમાં વળગેલો હતો. અબુ મોહરરિક દાઇ અબુલ એદાદનો ભાઇ થતો હતો.

**અબુ મોહુરરિક**—મને આજેજ મારા ભાઇ અબુલ એદાદનો કાગલ મલો છે. તે લખે છે કે રકકાના મામલામાં શેખ તકી મરદુદને સજા કર-

નારાઓને છોડવવું ઘણું મુશકિલ જણાય છે. તેઓને છોડવવા અપીલ કીધી તેની સુનાવણી જાફર પાશા પાસે આવનાર છે. અને જાફર પાશાને હાથમાં લેવો મહાલ છે. તેને દોલત કે કોઇ બીજી લાલચથી મનાવી શકાય તેવું નથી. જે ઉપાય આપયે સુચવ્યા હતા તે મુજબ જમીલ ખાનમને મહોટી રકમ આપવાની લાલચ બતાવી કે તેણી જાફર પાશાને સમજાવવાનું માથે લે, પણ જમીલ ખાનમ કહે છે કે એવી વાત તે જાફર પાશા પાસે કરી શકે નહી.

**અલ હુસામ**--એ નાચનારી વધારે મહોટી રકમની ઉમેદ રાખતી હશે. એવી ઓરતો હંમેશા પૈસાની ગુલામ હોય છે. થોડુંક ઝવાહેરાત તેણીને ભેટ મોકલો, અને જુઓ કેમ હાથમાં આવે છે.

**અબુ મોહુરરિક**--આપનું કહેવું બરહક છે અમીર, પણ એવી ફાહેશા ગણાતી ઓરતો બધી એક કીસમની હોતી નથી. મારા ભાઇએ તેણીને હાથમાં લેવા કંઇ પણ બાકી રાખ્યું નથી. જે જે માર્ગ તેને સુજ્યા તે તેણે અજમાવી જોયા, પણ ફતેહયાબી થઇ નહી. જેઓ કેદમાં ગયા છે તેઓને પુરી કેદ ભોગવવા વગર છુટકો નથી.

**અલ હુસામ**—તેઓ કેદ ભોગવે કે બીજી સજા ભોગવે તેની મને દરકાર નથી, પણ એથી બીજા મુમિનો ઉપર ખરાબ અસર થાશે, અને જો કોઇ બીજા મરદૂદને સજા કરી ઠેકાણે લાવવાની જરૂર પડશે તો તેવું કામ કરવા કોઇ હિમતથી બાહેર આવશે નહી.

**અબુ મોહુરરિક**--અમીર, તમે એ વાતની ફિકર રાખો નહી. જ્યાં સુધી હું અને મારા ભાઇઓ હયાત છઇએ ત્યાં સુધી આપનો દરેક હુકમ બજાવી લાવવામાં કદી પછાત પડીશું નહિ. દાવતની ખિઝમત બજાવવા માટે કેદમાં જનારાઓ પણ ઘણા પેદા કરી આપીશું.

**અલ હુસામ**—આપણા હાથમાં બીજી સત્તા નથી. જો બે ચાર મરદોના નાક કાપવામાં કે માથા ભાગવામાં આવે તોજ બીજાઓ દાવત સામે ફિસાદ મચાવતા બંધ પડે. ઇકશીદીનો સવાલ પણ મુશકેલ થઇ પડયો છે.

**અબુ મોહુરરિક**—મને મુશકિલ લાગતું નથી. આપને યાદ હશે કે બનું મોહસિનના કુટુંબનો કેવી સિફતથી સબંધ બંધ કીધો! જો કે લોકો અમોને બોલે છે, પણ આપને માટે તો તેઓ એમજ માને છે કે આપે જે કંઇ કીધું તે અમારા દબાણથી કીધું. અમોએ બધો ઠપકો અમારા સીર ઉપર લઇ લીધો છે.

**અલ હુસામ**—ઇકશીદીનો સવાલ જુદી તરેહનો છે. તમે કેવી ગોઠવણ સુચવો છો?

**અબુ મોહરરિક**—બનું મોહસિનના કુટુંબના સંબંધમાં જે ગોઠવણ કીધી હતી તેવીજ. એટલે કે આપણા વિસવાસું અને પગારદાર કામ કરનારાઓને લગાવી થોડા દીવસ લોકોમાં ચરચા ચલાવવી કે ઇકશીદી કરમતી ઇતેકાદ રાખતો નથી, તે ખાનગીમાં સુન્નત જમાત તરફ વટલાઇ ગયો છે, તે તમોને હુજ્જત માનતો નથી, તે દાવતને તોડી નાખવા માગે છે, વિગેરે વાતોથી બેવકુફોને ભમાવી તઇયાર કરવા; બીજાઓને ધમકાવવા કે જેઓ આ કામમાં શામિલ નહી થાય તે પણ કરમતી ફિરકાનો ગણાસે નહી; તેઓને કાફર, મલઉન, મુદઇ વિગેરે ગાલો આપી ઢીલા કરવા, અને એકાદ બેને જરા મેથીપાક ચખાડયો કે લોકો તઇયાર. તે પછી એ લોકોને ભેગા કરી આપને અરજ કરે કે, મલઉન ઇકશીદીના કામોથી તેઓની ધાર્મિક લાગણી ઘણીજ દુઃખાઇ છે, અને વધુ તેઓ ખમી શકતા નથી, તે સબબ તેની સાથનો સંબંધ આપ બંધ કરો, એવી અરજ ગુજારવા આપની પાસે બે ચાર આપણા માણસો બે ચાર બેવકુફોને લઇ આવશે. આપ કંઇ પણ જાણતા નહોવ તેવો દેખાવ કરજો. પછી ઇકશીદીને બહાનાને ખાંતર પેગામ મોકલવો કે એવું લખી આપે કે ઘણા ગુનાહો કીધા છે, એતેકાદ બગડી ગયો હતો, કાફર બની ગયો હતો, હવે પસ્તાય છે અને માફી માગે છે, વિગેરે. એવું લખાણ ઇકશીદી સહી કરી આપશે નહી અને આપણે તેનો સબંધ બંધ કરીશું.

**અલ હુસામ**—એતો આપણે બનૂં મોહસિહનના કુટુંબનો સબંધ બંધ કરતી વખત જે ગોઠવણ કીધી હતી તે પ્રમાણે છે. પણ બનૂં મોહસિનનું કુટુંબ ખાનગી આસામીઓ અને વેપારીઓ હતા, અને ઇકશીદી તુરકી સલતનતનો એક અમલદાર છે. તેની કાયમ મકામ તરીકે નીમણુંક થઇ તો કોઇ વખત મુશીર પણ થવાનો. એ પણ ખિઆલ કરવાનો છે કે બનૂં મોહસિનના કુટુંબને આપણે સતાવી શકયા તેના જે સબબ આપણા હાથમાં હતા તે આ મામલામાં હસતી ધરાવતા નથી ઇકશીદીને આપણી કંઇ પણ પરવા નથી. તે સચ્ચો મુસલિમ છે, બેવકુફ કે જાહિલ નથી, તે આપણા રંગ ઢંગ ખરી હાલતમાં જાણે છે. તેવા માણસને એવી રીતે છેડવો લાભ કરતાં નુકસાન વધારે કરશે. બહેતર એજ થાશે કે જ્યાં તે કાયમ મકામ નિમાય ત્યાં હુલડો અને ફિસાદ પેદા કરાવવા. કે જેથી તેનો કારોબાર ખરાબ જોવામાં આવે, અને તે સબબ તેને સલતનત અલગ કરે, અથવા દુર લઇ જાય.

અબુ મોહરરિક—એ પણ સહેલ છે. તે સાથે ઇકરશીદી ઇસ્પત બે છે, ચોરીઓ કરાવે છે એવા મુદ્દાઓ પણ ઉભા કરાવી શકાશે, પણ તે માટે ખરચ—

અલ હુસામ—અબૂ મોહરરિક ! તમો જાણોછો કે તમોને અને તમારા ભાઇ અબુલ એદાદને મેં ઘણીજ છુટથી મારાથી જે બની શક્યું તે આપ્યું છે. દાવતની આમદ આગલ જેવી રહી નથી, તે છતાં ગમે તેમ કરીને હું તમારા કુટુંબને આપતો રહયો છું અને આપતો રહીશ, પણ હવે કરકસર વગર કામ ચાલવૂં મુશકિલ છે.

અબુ મોહરરિક—અમીર ! અમો તો આપના ગુલામો છઇએ, અને આપની સત્તા અને આપની આમદ વધારી આપવામાં કોઇપણ ઢીલો બાકી રાખતા નથી. લેકિન આવા કામો પૈસા વગર થાતાં નથી. હરએકના મોઢામાં મ્હોરો ભરવી છે. જેઓ આપણા ખાસ ફિદાઇઓ ગણાય છે તેઓ પણ જો પૈસા ન આપો તો લોહી પીવામાં પછાત પડતા નથી. આપણી ખાનગી વાતો તેઓ જાણે છે, તેની તેઓ આપણને ધમકી પણ આપ્યા કરે છે, તેઓના મ્હોડા સીવેલા રાખવા તેઓને આપવું તો જોઇએ. ગાલિબ ખાનમને હાથ કરવા આપે ફરમાવ્યું તે કામ કરતાં પણ કેટલા જણા મારા મુખાલિફ થાશે તે આપ જાણો છો. અમીર જલીલ એ વાત કદી પણ ભુલશે નહીં. હાલના સંજોગો વચ્ચે તે કદાચ બોલે નહી, પણ તે એ ફટકો કદી પણ ભુલશે નહી.

અલ હુસામ—મારી ઉમેદ ફકત એજ છે કે અમીર જલીલ અને તેના બેટા અમીર અરસલને નીચા પાડવા તેઓ તેઓના મનમાં ઘણો ફાંકો રાખે છે, આ શાદીથી તેઓ ઢીલા પડશે. ગાલિબ મારા હાથમાં આવી કે તેણીના સુખ અને હિફાઝતની ચિંતામાં અમીર જલીલ મારો પડેલો બોલ ઉંચકવા વગર રહેશે નહી.

અબુ મોહરરિક—અમીર મુખલિસને સમજાવવો મારૂં કામ છે. ગાલિબ સાથે આપને ગાલિબની વિરાસતની દોલત પણ મલશે. એ દોલતમાંથી મુખ-લિસને કંઇ આપવું પડશે. ઇમને અહેસાનને સમજાવી લેવાની પણ જરૂર રહેશે.

અલ હુસામ—એ ભિખારી પઇસાનો ગુલામ છે તેને સમજાવી લઇશું શું તેને કદી પણ ગાલિબ મલી શકતે કે ?

અબુ મોહરરિક—હું અમીર જલીલ અને અમીર અરસલના સ્વભાવને ઓળખું છું. તેઓ ઇમને અહેસાનને ના કહેતે નહી. તેઓ ખાનદાન અને

જાતી ગુણ અવગુણ જુએ છે, ઇબને અહેસાન એક ખાનદાની કબીલાનો જવાન છે. તે ફક્ત ચોક્કસ સંજોગો વચ્ચેજ આપની નોકરીમાં જોડાએ છે. તે સદ્‍ગુણી અને બાહોશ છે, પણ તેને દુનીયાનો પુરો અનુભવ થયો નથી. તેવા માણસને પોતાનો જમાઇ બનાવી એવા ખાનદાની કબીલા સાથે મીત્રાચારી બાંધવા સાથે એ જવાનને આપના તાબામાંથી અલગ કરવાનું અમીર જલીલ બહુજ પસંદ કરતે. અમીર જલીલને દોલતની પરવા નથી. ખુદાના ફઝલથી તે દોલતે ભરપુર છે. તે ઇબને અહેસાન જેવા ગાલિબને લાયકના જોડીદારને ના કબુલ કરતે નહી. એવું મારૂં માનવું છે.

અબુ મોહરરિકની આ ખુલ્લી કટાક્ષ સાંભળી અલ હુસામ મનમાં તેને ગાળો દેવા લાગ્યો, પણ તે આ લુચ્ચા દાઇની કીમત પિછાનતો હોવાથી ચુપ રહયો. શેઠ અને નોકર એક બીજાને સારી રીતે ઓળખતા હતા. અબુ મોહરરિક અલ હુસામને કબજામાં રાખવા દરેક પ્રસંગે કટાક્ષ કરતો, અને વખતે બિહક પણ બતાવતો. અલ હુસામ આ લુચ્ચો અને કુનેહબાજ દાઇ દોલતની લાલચમાં ગમે તેવું કામ કરવા ના કહેશે નહીં તે જાણતો હોવાથી તેવી રીતે વર્તતો હતો. અબૂ મોહરરિક અને અબુલ એદાદ કરમતી ફિરકાના હુજતના કાળાધોળા કામો કરવામાં મુખ્ય મદદગાર હોવાથી એ ભાઇઓને રાજી રાખવા અલ હુસામ મહોરોનો ઉપયોગ કરતો હતો. આ વખત અલ હુસામને અબૂ મોહરિકની ખાસ જરૂર હતી. તેના સિવાય બીજું કોઇ અમીર મુખલિસને હાથમાં લઇ શકે તેમ ન હતું. અલ હુસામની ઇચ્છા હતી કે અમીર મુખલિસ તેની ભત્રીજી ગલિબ ખાનમના તેની સાથે નિકાહ કરી આપે. તેમ કરવાથી અમીર મુખલિસ અને અમીર અરસલ વચ્ચે ખટપટ પેદા કરી શકાય, કે જેનો લાભ આગલ જતાં અલ હુસામ મનમાનતી રીતે લઇ શકે. અલ હુસામે અબૂ મોહરરિકને આ કામમાં મદદ કરવા માગણી કરી હતી. તેણે સોનાની મહોરોની એક થેલી મંગાવી અબૂ મોહરરિકના હાથમાં મુકી, અને કેટલીક સુચનાઓ આપી અબૂ મોહરરિકને બેરૂત અમીર મુખલિસને સમજાવવા મોકલ્યો.

અમિર મુખલિસ ભોળો અને વિસવાસું સ્વભાવનો માણસ હતો ધાર્મિક સિદ્ધાંતોને તેના ખરા રૂપમા ઓળખવાની તેનામાં શક્તિ કે જ્ઞાન ન હોવાને લીધે જે કંઇ તેને ધાર્મિક માન્યતા કે સિદ્ધાંત તરીકે તેના ધર્મ ગુરૂ તરફથી કહેવામાં આવતું તેને તે માન્ય કરતો. ભકતી ભાવ તેનામાં વિશેસ હોવાને કારણે ધર્મ ગુરૂઓ તેનો ગેરલાભ લેતા હતા. અબુ મોહરરિકને તે એક કુતે

સતા જેવો સમજતો હતો, કારણ કે તેની માન્યતા પ્રમાણે કરમતી દાવતનો અબુ મોહરરિક દાઇ હોવાથી તે નેક, પરહેઝગાર અને સચ્ચો હોવોજ જોઇએ. અબુ મોહરરિક સાથે તેને મહોબત પણ સારી હતી. તે અબુ મોહરરિકને અવાર નવાર ધર્મ સંબંધી સવાલો પુછતો, જેના અબુ મોહરરિક જવાબો આપતાં કહેતો કે એવા સવાલના જવાબો બીજાને અપાય નહી. અમીર મુખલિસ બેરૂતની પેઢીનો વહીવટ સંભાળતો હોવાથી ઘણે ભાગે બેરૂત રહેતો હતો. અબુ મોહરરિકે તેને તારથી ખબર આપી કે જરૂરી કામસર તે બેરૂત આવે છે. એ પેગામ મલતા અમીર મુખલિસ તેને સ્ટેશન ઉપર લેવા ગયો, અને પોતાના મકાનમાં ઉતારો પણ આપ્યો.

અબુ મોહરરિક બેરૂત ત્રણ ચાર દિવસ રહયો. તેણે અમીર મુખલિસના ભોળા અને ભકતીભાવ ભરેલા સ્વભાવ ઉપર કાબુ મેળવી તેને વધારે ધાર્મિક ગુલામગીરીમાં જકડી લીધો. તે પછી ઘણી કુનેહ સાથે ગાલિબ ખાનમ બાબત વાત છેડી, અને જણાવ્યું કે ખાસ અમીર મુખલિસ સાથની તેની મહોબત અને મિત્રાચારીને લીધે તેણે અમીર અલ હુસામને ગાલિબ ખાનમ સાથે શાદી કરવા સમજાવ્યો છે, ગાલિબ પણ અલ હુસામ સાથે શાદી કરવા ખુશી છે. વાસતે ખાનગીમાં નિકાહ પઢી આપવા. આ માગણીના જવાબમાં અમીર મુખલિસે આનાકાની કીધી, પણ તેને યાદ અપાવવામાં આવ્યું કે આ તો તેના એતેકાદની કસોટી થાય છે, તેમાં જો તે નિષ્ફળ નીવડશે તો પછી આખેરતના ઉંચા દરજા તે કેમ હાંસલ કરી શકશે; વિગેરે તરેહવાર રીતે સમજાવી અને હા પડાવી.

અબુ મોહરરિક—યાદ રાખવું કે તમારા પિતા કે તમારા ભાઇ આખેરતમાં તમને કામ આવવાના નથી, તમારા પોતાના આઅમાલ કામ આવશે. શું તમોને યાદ નથી કે ઇમામોના ભાઇઓ પણ દાવતથી ફરી ગયા છે? ઇમામની મુખાલેફત કીધી છે? દુનીયાની લાલચમાં દીનને ખોયું છે, અને નુરને મુકી નારી થયા છે? એ તો તમારા મહોટા નસીબ છે કે અપના મોલા અને માલિક આ વાત ઉપર ખુશ થયા. મેં ફકત તમારી મહોબતને ખાતરજ એ સુચના કીધી હતી, અને ખુદાનો શુકર કે કેટલીક મહેનત પછી હું મોલાને સમજાવી શકયો. તેમાં પણ મોલાનાએ એજ શરત કીધી કે અમીર મુખલિસ ખુશ હોય અને ચાહતા હોય તોજ એ કામ કરવું. તમારી ઉપર મોલાનાની ઘણીજ શફકત અને કરમની નજર છે. તમારા પિદર આ કામથી મનમાં ખુશજ થાશે, પણ તે તમારા ભાઇ અમીર અરસલથી ઘણા બીહવે છે. તે

સબબ હમણા તેમને પુછવા જતાં તે હા કહી શકે નહી, અને કામ બગડી પડે. નિકાહ થયા પછી બધું ઠીક થઇ જશે. અને અમીર જલીલ ખુશીજ થાશે. આ કામથી તમારો દરજ્જો આખેરતમાં કેટલો વધશે તે તમો જો સમજતા હોત તો કદી પણ આનાકાની કરત નહિ.

**અમીર મુખલિસ**—સૈયદી હૂં આપને વચન આપી ચુકયો છૂં, એટલે તે ગમે તે સંજોગો વચ્ચે પણ પાળીસ, મને હવે મહેરબાની કરીને સમજાવો કે **હુજતનો મરતબો** રૂહાની ગણાય છે તેનૂં કારણ શૂં?

**અબુ મોહુરરિક**—તે લાહૂતી જાનોને ભેગા થવાનૂં પહેલૂં મથક છે. જ્યારે ખાલિસ અને પાક મુમિન વફાત થાય છે તે વખત તે જાન જઝીરાના જે હુજત હોય તેના જીવારમાં ભેગા થાય છે. સબબ કે જઝીરાની દાવતના તેજ માલિક છે.

**અમીર મુખલિસ**—હુજત લેલી અને હુજત નેહાર વચ્ચે કેટલો અને કેવો ફરક છે?

**અબ મોહુરરિક**—તમો જાણો છો કે દાઇ, **માઝુન મુતલક અને મુકાસર નકીબ** એ ત્રણ નિચલા દરજાના મરતબા છે, કે જેની સંખ્યા મુકરર હોતી નથી. મુકાસર એ દાઇના નકીબ હોવાથી તેની નીમણુંક દાઇઓ કરે છે. મુકાસર નકીબને માઝુન મુતલકના મરતબામાં ચઢાવવાનો અખત્યાર, અને દાઇ મહેસુરની નીમણુંક કરવાનો અખત્યાર હુજત નેહારીને છે. હુજત નેહારી અને દાઇ બલાગની નીમણુંક હુજત લેલી અને બાબની કાઉન્સીલ કરે છે. હુજત લેલીની નીમણુંક બાબ કરે છે, અને બાબની નીમણુંક ઇમામ કરે છે.

**અમીર મુખલીસ**—ત્યારે હાલના જમાનામાં **ઇમામ, બાબ** અને **હુજત લેલી** પડદામાં છે, એટલે હુજત નેહારીની નીમણુક કેમ થાય છે?

**અબુ મોહુરરિક**—હુજત નેહારી, હુજત લેલી, બાબ અને ઇમામ એ બધા રૂહાની મરતબા છે, કે જે એક બીજા સાથે મુત્તસિલ છે, અને જો કે આપણી નજરમાં તેઓ પડદામાં છે. પણ હુજતની નજરમાં તેમ નથી.

**અમીર મુખલીસ**—મને એ બરોબર સમજ પડતી નથી.

**અબુ મોહુરરિક**—તમે મબદ અને મઆદની બાબત વધારે જાણવા લાગશો ત્યારે તમને સમજ પડી શકશે.

**અમીર મુખલીસ**—થોડા વખત પહેલાં **ઇસમાઇલી ફિરકાની** હકીકતનો એક કિતાબ મને મલ્યો હતો, તેનો મે અભ્યાસ કીધો, જેનો સાર આપને કહી બતાવું છું. કેટલીક બાબતમાં તે અપના અકીદા સાથે મલતું આવે છે, અને કેટલીક બાબતમાં તે જુદું પડે છે. એ કિતાબ મુજબ અલ્લાહતઆલા કુલ સિફતથી પાક છે, અને તે કોઇ પણ મખલૂકની સમજની બાહેર છે. કોઇ પણ નબી અથવા ઇમામે અલ્લાહતઆલાને ઓળખ્યો નથી, અને ઓળખી શકશે પણ નહી. અલ્લાહતઆલાએ પોતાના ઇરાદાથી નુર શાશાની પેદા કીધું કે જે અકલ કુલ્લી છે. તે પછી અલ્લાહતઆલાએ એ નૂર શાશાનીમાંથી નૂર કાહેરા પેદા કીધું કે જે નફસ કુલ્લી છે. નૂર શાશાનીને અકલ કુલ્લી કહે છે, અને આદમ કુલ્લી પણ કહે છે. નૂર કાહેરાને નફસ કુલ્લી પણ કહે છે અને તે આદમ કુલ્લીની પાંસલીમાંથી પેદા થએલા હવ્વાની મિસલ છે. આ હસતીઓ આલમ ઇબદાઅની રૂહાની અને લાહુતી પેદાયશ છે. એક મુદ્દત સુધી આ હાલતો રહી, કે જેને કલામે શરીફમાં આદમ અને હવ્વાના જન્નતમાં રહેવાની તપસીલ આપી છે. તે પછી નફસ કુલ્લીમાં નફસાનીયત પેદા થઇ, અને એ નુફુસોને નફસાનીયતને તાબે નહી થવાની ચેતવણી આપવામાં આવી હતી છતાં નફસાનીયતને તાબે થઇ. તે સબબ નૂર ઝુલામી વજૂદમાં આવ્યું, કે જે હયૂલા છે, જે જે નુફુસો નફસાનીયતને તાબે થઇ હતી તે હયૂલાની અંધેરીમાં આવી ગઇ. અને તેમાંથી આ જીસમાની આલમની હસતી થઇ.

**અબુ મુહરરિક**—મને લાગે છે કે તમે સમજવામાં થોડી ભૂલ કીધી છે. એ કીતાબમાં લખ્યું છે તે પ્રમાણે અલ્લાહતઆલાએ પહેલા **નૂરશાશાની** પેદા કીધું, તે પછી **નૂરકાહિરા** પેદા કીધું. નૂર કાહિરાની હસ્તી થવા પછી નૂર કાહિરામાંથી **કલેમાની** પેદાયશ કીધી. નૂર શાશાની તે **અકલ કુલ્લી** છે. નૂર કાહેરા તે **નફસ કુલ્લી** છે. અને એ નફસ કુલ્લી **આદમ કુલ્લી** છે, કે જેની પાંસલીમાંથી **નૂર ઝુલામીને** અલગ કીધું. તે પછી નૂર ઝુલામીને નફસાની-યતની લાલચ થઇ. એ લાલચને તાબે થવાના સબબ તેઓ હયુલામાં ઘેરાઇ ગયા. એ હયુલા **જહન્નમ** અથવા આ **જીસમાની આલમ** છે. એ હયુ-લામાંથી તેઓને બાહેર કાઢવાની અકલ કુલ્લી કોશીશ કરી રહયા છે. અકલ કુલ્લીની તદબીરથી જે જે નુફુસો આ હયુલામાંથી સાફ થાતી જાય છે તે ફરીથી નફસ કુલ્લીની તરફ ચઢતી જાય છે. આપણા એતેકાદને આ વિચારો મલતા આવે છે.

**અમીર મુખલિસ**—હું ધારૂં છું કે મેં ભૂલ કરી હતી, અને તમારૂં કહેવું સહી છે. આપણા વિચારોને તે કેવી રીતે મલતું આવે છે તે જણાવશો કે?

**અબુ મોહુરરિક**—તમે જે કહયું તે મબદના સંબંધમાં કહયું. એટલે કે આલમ ઇબ્દાઇઆના સંબંધમાં વાત કરી. આલમ ઇબદાઅ એટલે કે હસ્તીની શરૂઆત કેમ થઇ તેની તમોએ વાત કરી એનો વધું ખુલાસો હું કોઈ બીજી વખત કરીશ મઆદના સંબંધમાં એટલે કે આ આલમની હસ્તી થવા પછી તેનું શું થવાનું છે, ઇનસાન પેદા થવા પછી તે કયે માર્ગે જવાનો છે તેના સંબંધમાં એ કિતાબમાં જે જણાવ્યું છે તેમાં અને અપના વિચારોમાં ઘણો ફરક નથી. મઆદના સબંધમાં એ કિતાબમાં જણાવ્યું છે કે હરએક **ઇનસાન ત્રણ ચીઝનો બનેલો** છે. એ ત્રણ ચીઝ અથવા તત્વ **અકલ જુઝઝી, નફસ જુઝઝી** અને **નફસ રીહી** છે. **અકલ જુઝઝી** નુરના નુકતાને કહે છે કે જે હરએક ઇનસાનની મદદ વાસતે અકલ કુલ્લી અથવા નૂર શાશાની તરફથી આને મલે છે. **નફસ જુઝઝી** તે નફસ કુલ્લી અથવા નુર કાહેરાનો હિસ્સો છે, કે જે હયુલામાં ઘેરાઈ ગયો છે. તેને આદમ કુલ્લીનો હિસ્સો અથવા આદમ જુઝઝી પણ કહે છે. **નફસ રીહી** એ નૂર ઝુલામીનો હિસ્સો છે કે જેને હવ્વાની ઉપમાં આપવામાં આવી છે, જે નૂર કાહેરામાંથી અથવા આદમ કુલ્લીનો પાસલીમાંથી અલગ કરવામાં આવ્યું હતું, અને જે પણ નફસાનીયતને તાબે થવાના સબબ હયુલામાં ઘેરાઇ ગયું. એ મુજબ હરએક ઇનસાનમાં નૂર શાશાનીનો નુકતો, નફસ જુઝઝી અને નફસ રીહી એ ત્રણ તત્વ છે. જે ઇનસાન બુત પરસ્તી મુકી દઇ તોહીદને કબુલ કરે, અને મુસલીમ બને, તે વખત તેનામાં રહેલો નૂર શાશાનીનો નુકતો રોશન થાય છે. બુત પરસ્ત અને જાહેલ લોકોમાં એ નૂરનો નુકતો એક કોલસાની માફક રહેલો હોય છે, તે સલગતો નથી. પણ જ્યારે તે ઇસલામને કબુલ કરે તે વખત સલગે છે. તે પછી જો તે મુસલિમ ઇમામને તાબે થાય અને મુમિન બને તો તે નૂરનો નુકતો વધારે રોશન થતો જાય છે, અને જેમ જેમ તેમાં ઇલમ અને અમલની તાકત વધતી જાય તેમ તે નુરનો નુકતો વધારે તેજી પકડે છે, અને વિજલીની રોશની મુજબ રોશન થવા લાગે છે. એ નુરના નુકતાની રોશની અને તાકત વધતાં જાય તેમ તેની અસરથી નફસ જુઝઝી વધારે તાકત પકડે, અને નફસ રીહી હયુલાના કચરામાંથી સાફ થતું જાય છે. મોત વખત શાશા-

નીનો નુકતો નુર શાશાની તરફ ખેચાઇ જાય છે. નફ્સ જુઝઝી જેટલી કદર સાફ થયું હોય તે મુજબ હુજત નીહારી, હુજત લેલી, કે બાબના ઝમનમાં જઇ રહે છે. જો સાફ ન થયું હોય તો તે ફરીથી હૈયુલામાં પટકાય છે, કે જેને જહન્નમ કહેવામાં આવે છે. બુત પરસ્ત લોકો અને તોહીદને નહી માનનારાઓના નફ્સ એ રીતે ફરીથી આ સૃષ્ટિના હયુલામાં પાછા જન્મ લે છે.

**અમીર મુખલીસ**—ઇમામનું લાહૂત બાબની પાસે ભેગું થએલું હોય છે, અને તે ઇમામના જન્મ વખતે ઇમામના જાનની જગા લે છે, એવું કહેવામાં આવે છે તેનો અર્થ સમજાવો.

**અબુ મોહરરિક**—મે હમણા સમજાવ્યું કે નફ્સ જુઝઝી જેટલી કદર સાફ થયું હોય તે પ્રમાણે હુજત નિહારી, હુજત લેલી કે બાબના ઝમનમાં રહે છે. હવે જે હુજત નેહારીના ઝમનમાં હોય છે તે વધુ સાફ થઇ લાયક થાય તે વખત બાબ પાસે જાય છે, એ મુજબ નફ્સ જુઝઝી સાફ થાતાં આખર બાબના ઝમનમાં ભેગાં થાય છે, અને તે ઇમામના લાહુત બને છે, કે જે ઇમામના જન્મ વખતે ઇમામના જાનની જગા લે છે. એ ઇમામની નુરાની હેકલ છે, અને એ હેકલમાં હરએક નફ્સ જુઝઝી પોતપોતાના ઇલ્મ અને અમલના પ્રમાણમાં જુદી જુદી જગા લે છે, કેટલાક નફ્સ પગની જગામાં, કેટલાક હાથની જગામાં, કેટલાક દિમાગની જગામાં વિગેરે, હરએક પોત પોતાની લાયકાત પ્રમાણે જગા લે છે.

**અમીર મુખલીસ**—નફ્સ જુઝઝી દાઇ, માઝૂન મુતલક કે મુકાસિર નકીબ પાસે ભેગી થતી નથી તેનું શું કારણ?

**અબુ મોહરરિક**—કારણ એજ કે એ નિચલા મરતબાના સાહેબો છે, કે જેઓ લોકોને ઇસલામ, ઇમાન, અને હિદાયત તરફ બુલાવનારો અમલદાર વર્ગ છે. પણ તેઓ આ મરતબા હાંસિલ કરે છે તે બતાવે છે કે તેઓના જાન બીજા મુમિનના જાન કરતાં વધારે ચોખાં થએલાં અને વધુ ઇલ્મ ધરાવનારા છે. દાઇ, માઝૂન મુતલક અને મુકાસર નકીબની સંખ્યા મુકરર હોતી નથી, તેમજ એ મરતબાના સાહેબો કોઇ જમાનામાં સંખ્યાબંધ હોય, અને કોઇ જમાનામાં એક પણ ન હોય, પણ હુજત, બાબ અને ઇમામ તો હોયજ. હાલના જમાનમાં ઇમામ અને બાબ પડદામાં છે, અને હુજત જાહેર છે.

**અમીર મુખલીસ**—હવે નફ્સ રીહીનું શું થાય છે તે સમજાવો.

અબુ મોહુરરિક—ઇનસાનના મોત વખત તેનામાં જે નફસ રીહી છે તે તેના ઇલમ અને અમલના પ્રમાણમાં થોડું યા વધારે સાફ થાય છે. જેટલો હિસ્સો સાફ થએલો હોય તે હિસ્સો ફલક કમરની તરફ ચઢે છે, જેમ ધુવો ઉપર ચઢે છે તે મિસલ તે ચંદ્રમાની તરફ જાય છે. ત્યાં તે એક મુદત રહી વધારે સાફ થાય છે. તે પછી તે ફલક ઉતારદમાં જઇ રહે છે. તે પછી ત્યાંથી ઝોહરાના ફલકમાં. ત્યાંથી એજ રીતે વધારે સાફ થવા પછી શમ્શની તરફ ચઢે છે. તે પછી મિરરીખની તરફ, તે પછી ત્યાંથી મુશતરીની તરફ, તે પછી ઝોહલના ફલકની તરફ ચઢે છે. ઝોહલના ફલકમાં પાક અને સાફ થએલા નફસ રીહી ભેગા થવા પછી વખત આવવે તેઓ નીચે ઉતરે છે. અને મુશતરી, મિરરીખ, શમસ, ઝોહરા, ઉતારદમાં થઇને કમરના ફલકમાં આવે છે, અને ત્યાંથી તે દુનીઆમાં ઇમામના જીસમ બનવા આવે છે. તેને ઇમામનું નાસુત કહે છે. આ ઉપરથી તમે જોશો કે હુજતનો મરતબો કેટલો ઉંચો છે, અને તેની શફકકત અને મહેરબાનીનો લાભ તમને મલતાં તમારા જાનને કેટલો ફાયદો પહોંચાડશે તમારી પાસે રહેલો નૂર શાશાનીનો નુકતો મોલા અને માલિકની શફકતનાં સબબ વિજળીની પેઠે ચમકવા લાગશે, અને તમારૂં નફસ જુઝી અને નફસ રીહી તે ઉંચા આલમની તરફ ચઢશે, કે જે તરફ જવાની હરએક મુમિનને ખવાહેશ છે.

અમીર મુખલીસ—તમે હુજત અને તે ઉપરના મરતબા યાને હુદુદ આલીયા, અને હુજતની નીચેના મરતબા યાને હુદુદ દાનીયા વચ્ચે જે તફાવત છે તે સમજાવ્યો, પણ એ મરતબાના નામોના અર્થ અને દરેકની સત્તા સમજાવી નથી, તે સમજાવવા મહેરબાની કરશો.

અબુ મોહુરરિક—બાબ એ ઇમામ તરફ પહોંચવાનો દરવાજો છે, ઇમામી લાહુત તેમની પાસે ભેગું થવા પછી ઇમામના જાનની જગા લે છે તે મેં સમજાવ્યું. બાબ ઇમામના હીજાબ છે. ઇમામી દાવત લોકોમાં હુજત મારફત ચાલે છે, યાને દાવતનો કારોબાર હુજત ચલાવે છે. લોકો ઉપર દાવત કરનાર ઇમામી નાએબ તેઓ છે. હુજતના બે ભાગ છે, લેલી અને નેહારી; લેલી ઇમામી દરબારમાં રહી બાબ પાસેથી હુકમો મેલવી હુજત નેહારી તરફ મોકલાવે છે. હુજત નેહારી પોતાના જઝીરામાં લોકોને ઇમામી ફરમાનો પહોંચાવે છે, અને તેને લગતો અમલ અને કારોબાર ચલાવે છે. લેલી અને નેહારીનો અર્થ રાત અને દીવસ થાય છે. લેલી ઇમામ પાસે અને લોકોથી દુર રહે છે, અને

નેહારી જાહેર લોકોની સામને રહે છે. લૈલી અને નેહારી એક જાતના પક્ષીઓ BUSTARD ના નામો પણ છે, કે જેઓ દરેક વસ્તુ ખાય છે. તેજ રીતે હુજત પણ હરએક દેશ કે કોમના માણુસને ઈમામી દાવતમાં લેનાર છે. દાઇ બલાગ ઉપલા વર્ગના અથવા મ્હોટા દરજાના મીશનરી અમલદાર છે. બલાગનો અર્થ ઉંચા થાય છે. તેમની નીચે દાઈ મહેસુર છે, જે લોકોને દાવતમાં ઘેરનાર છે. *તેમના હાથ હેઠે માઝુન મુતલક હોય છે જેઓને ફકત નવા વટલાયલાને દાવતમાં દાખલ કરવાનો અખત્યાર હોય છે, તે ઉપ-રાંત બીજો અખત્યાર નથી તે સબબ મુતલક માઝુન એટલે ફકત ઇઝન કર-નાર કહેવાય છે. તેમને દાઇ મુતલક પણ કહે છે, એટલે કે દાઇ મહાસુરના હાથ નીચે ફકત દાવત કરવાની અખત્યારી ધરાવનાર, યાને દાવતમાં દાખલ થનારને દાખલ કરવાની અખ્ત્યારી કરતાં વધુ સત્તા ન હોય તેવા દાઇ એવો અર્થ થાય છે. મુતલકનો અર્થ "ફકત" થાય છે. તેમને વધુ સત્તા હોતી નથી. તે પછી મુકાસરે નકીબ હોય છે, તે નવી ખેતી કરવામાં આગેવાન એટલે નવા નવા માણુસને હાથમાં લઈ જેમ જમીનને ખેડી તૈયાર કરે તેમ તૈયાર કરનાર અમલદાર છે. તે જમીનને ખેડે એટલે તેમાં બીજ રોપનાર યાને દાવત કરનાર માઝુન મુતલક કે દાઇ મુતલક છે, તેને બીજ રોપવા ઉપ-રાંત વધુ અખત્યાર નથી. તે જમીનને પાણી સીંચીને તૈયાર કરનાર દાઇ મહેસુર, અને કાપણી કરનાર દાઇ બલાગ છે. દાઇ બલાગ ફસલને હુજતની તરફ રવાના કરે છે, કે જે જઝીરાના ઈમામી નાએબ છે.

---

# પ્રકરણ ૧૪ મું

---

## બાતેની લોકોની ફિલસુફી

અલ હુસામ હાલુલ મહાલથી ૧૦ કે ૧૫ દીવસ ગેરહાજર રહેનાર હતો. તેની ગેરહાજરી દરમીઆન ફાતેમા ખાનમે સાહરા ખાનમ અને તેની બેટી ગાલીબને હાલુલ મહાલ બુલાવ્યા, અને ગાલીબને ઇબને અહેસાન સાથે શાદી કરવા સમજાવવા જતી હતી તેજ વખત અણધારેલા સંજોગો વચ્ચે અલ હુસામ અને ઇબને અહેસાન ત્યાં આવી લાગ્યા. એ આપણે પ્રકરણ ૬ઠામાં

---

*દાઈ મહસુર ઘણી વખત છુપાયલા રહે છે, સબબ કે તે ઈમામી જાસુસી ખાતામાં પણ જોડાયલા હોય છે.

જોઇ ગયા. ગાલીબને જોઇ અલ હુસામનું મન લલચાઇ ગયું, અને તેણે તેણીને હાથ કરવા ઠરાવ કર્યો. તેણે નડતર દુર કરવાના ઇરાદાથી ઇબને અહેસાનને હલબ રવાના કીધો. તે પણ આપણે પ્રકરણ ૧૧માં વાંચી ગયા. ઇબને અહેસાનના જવા પછી અલ હુસામે દાઇ અબુ રિઝામને સાહરા ખાનમ અને ગાલીબને સમજાવવા મોકલ્યો. અબુ રિઝામે તે કામ પુરૂં કરી હમશ આવી અલ હુસામને ખબર આપી. અલ હુસામે ગાલીબને હાથમાં આવેલી જોઇ ગાલીબના કાકા અમીર મુખલીસને હાથમાં લેવા દાઇ અબુ મોહરરીકને એજ્ત મોકલાવ્યો. તે આપણે પ્રકરણ ૧૩માં જોઇ ગયા. ઇબને અહેસાન હલબથી પાછો ફરતો હતો તે વખત તેને રેલવેમા તેના મીત્ર લતીફએ અને જાસુસ મુશરરાની મુલાકાત થઇ, અને લતીફએ પાસેથી અલ હુસામના કેટલાંક પડદા પાછળના કામોની ખબર મલી.

રેલવે હમશ શહેરના સ્ટેશન ઉપર આવી ઉભી કે ઇબને અહેસાન શહેરમાં જવા તઇયાર થઇ પ્લેટફાર્મ ઉપર ઉતર્યો. તેનો મિત્ર લતીફએ પણ તેની પછવાડે ઉતર્યો, અને તરાબુલુસ જતી ગાડીમાં બેસવા તઇયારી કરવા લાગ્યો. મુશરરા પણ આ મિત્રોને ખુદા હાફિઝ કહેવા અને અહીંતહીંની ખબર મેળવવા પલેટફોર્મ ઉપર ઉતર્યો. તેઓ એક બીજાને મલી ભેટી પોત પોતાને ઠેકાણે થયા. ઉતારૂઓની પ્લેટફાર્મ ઉપર ગડબડ ઓછી થવા લાગી, અને તરાબુલૂસ અને દીમશક–બેરૂત ત્રેનો રવાના થઇ. ઇબને અહેસાન કરમતી મહાલ તરફ રવાના થયો. ત્યાં પહોંચતાં તેને ખબર મલી કે અલ હુસામ કાદેશ તરફ શિકારે ગયો છે. ઇબને અહેસાને ઇરાદો કીધો હતો કે અલ હુસામને પેગામ પહોંચાડી, કંઇ પણ બહાનું કહાડી, હાલુલ મહાલ જવું, અને ત્યાં ફાતેમાં ખાનમ પાસેથી તેના કીસમતની કહાણી સાંભળવી. તે સબબ અલ હુસામ હમશમાં નથી એવી ખબર મલતાં તે વિચારમાં પડયો, અને શું કરવું તેનો ખયાલ કરતો તે પોતાના ઉતારા તરફ આવ્યો કે તેને અબુ રિઝામ સાથે મુલાકાત થઇ.

અબૂ રિઝામ—બીરાદર હું તમારી રાહ જોતો બેઠો છું. અમીર મને હુકમ કરી ગયા છે કે તમો આવો કે તરત તમારી પાસેથી ખબર મેળવી વફાદાર પેગામચી મારફત તેમને પેગામ પહોંચાડવો.

ઇબને અહેસાન —હલબમાં બાઝ આલીયાના કેટલાક અમલદારો ભેગા થયા છે. પણ શું મસલેહત થાય છે, અને શું સબબ છે. તેની કંઇ પણ વાત બાહેર આવી શકતી નથી. યુરોપી એલચી ખાતાંઓ પણ ખબર મેળવી

શક્યાં નથી, નક્કી પણે જણાય છે કે ઇકશીદીની નીમણુંક થશે, બલકે તેની નીમણુંક થઇ ગએલી સમજવી.

ઇબને અહેસાને કેટલીક વધું હકીકત કહી સંભળાવી, અને દાઇ અબુ રિઆમે પેગામ લખી ખેપીઆ મારફત અલ હુસામની તરફ રવાના કીધો.

**અબુ રિઆમ**—બીરાદર, અમિરે તમારે માટે મને ઘણી ભલામણ કીધી છે, અને જણાવ્યું છે કે તેવણ પાછા આવે ત્યાં સુધી તમોને અહીં થોબવવા આજે મને પુરસદ છે. આપણ વચ્ચે તે દીવસ મઝહબી ઉસુલો વિશે વાત થઇ હતી તે તમોને યાદ હશે.

**ઇબને અહેસાન**—હા! તમોએ તે દીવસ મને અપની દાવતના ઇતિહાસ અને દાવતના અકાબરોની ઘણી માહિતી આપી હતી. મારો ઇરાદો અહીંથી જલદી રવાનાં થઇ હાલુલ મહાલ જવાનો હતો, પણ મને મજબુર એક બે દીવસ અહીં રહી જવું પડશે એવું દેખાય છે. તમો સાહેબ અહીં છો તો મારે તમારા જ્ઞાનનો લાભ લેવો જોઇએ. મને એક વાત આપને પુછવી છે. **ઇનસાનની શરૂઆતમાં પેદાયશ** કેમ થઇ તે બાબત મને એક બાતેની ફિરકાના આલિમ સાથે હલબમાં વાત થઇ હતી. આપની મરજી હોય તો તેઓના એતેકાદ કહી સંભળાવું.

**અબુ રિઆમ**—ખુશીથી કહો. બાતેની ફિરકાના ઘણા ખ્યાલો અપના ખ્યાલોને મલતા આવે છે. તમે શું સાંભળ્યું છે તે કહેશો એટલે હું વધું ખુલાસો કરીશ.

**ઇબને અહેસાન**—અલ્લાહતઆલાએ પોતાની કુદરતથી અસંખ્ય **અરવાહ** પેદા કીધી. કે જેની સંખ્યાનો શુમાર ન થાય. એ અસખ્ય અરવાહ ઇલમમાં, કુદરતમ, કુવ્વતમાં, અને હરએક વાતમાં એક બીજાથી સરખીજ હતી. કોઇ વધારે કે કમતી ન હતું, કોઇ ઉંચું કે નીચું ન હતું. આ શરૂઆતની હસતીને આલમે-રૂહાની અને **આલમે લાહૂત** કહે છે. તે પછી એ અરવાહોમાંથી એકએ, કોઇના પણ શિખવ્યા વગર વિચાર કીધો કે, તેઓને હસતીમાં લાવનાર કોઇ છે, કે જેની કુદરતથી તેઓની હસ્તી થઇ છે; અને તે પેદાનો કરનાર અરવાહોના આલમમાંથી નથી, પણ જુદોજ છે. આવી તોહીદ કરવાની સબબ એ અરવાહનું નામ **અકલ અવ્વલ** પડ્યું; કે જેને કલમ પણ કહે છે, અને તે બાકીની અરવાહો ઉપર સરદાર થયા.

તે પછી બીજી બે અરવાહોએ વિચાર કીધો, અને અલ્લાહતઆલાની તોહીદનો અને અકલ અવ્વલના ઉપરીપણાનો તેઓએ ઇકરાર કીધો. તેઓને મુનબએસેન કહે છે. એ મુનબએસેનમાંથી એક ઇકરાર કરવામાં બીજાથી સહેજ પહેલાં હતાં, તે સબબ જે પહેલા હતા તે ઇનબઆસ અવ્વલ, નફ્સ કુલ્લી, અથવા લોહ કહેવાયા. મુનબઇસ સાનીએ તોહીદ કીધી, અકલ અવ્વલના ઉપરીપણાનો સ્વીકાર કીધો, પણ કહ્યું કે તે પછી તોહીદ કરવામાં હું અને મુનબઇસ અવ્વલ બેઉ બરોબર છઇએ, તે સબબ અમારો બેઉનો દરજ્જો બરોબર હોવો જોઇએ. આ તેમના દાવાના સબબને કસુરવાર થયા, અને કસૂરના સબબ મુનબઇસ સાની પાછલ રહયા. જે નૂરનો નુકતો અકલ અવ્વલ અને મુનબઇસ અવ્વલને મલો હતો તે મુનબઇસ સાનીને મલો નહી, તે પછી અકલ અવ્વલ કે જે અકલ કુલ્લી અને કલમ છે, તેના હુકમથી મુનબઇસ અવ્વલ કે જે અકલ સાની, નફ્સ કુલ્લી અથવા લોહ કહેવાય છે, તેણે બાકીની અરવાહોને તોહીદ કરવાની દાવત કીધી. તેને પરીણામે એક પછી એક એવી રીતે બીજી સાત અકલોએ તોહીદ કીધી, અને એક બીજાના ઉપરીપણાનો પણ ઇકરાર કીધો. એ સાત અકલો કલમાતુલ્લાહ કહેવાય છે. એ રીતે ૯ અકલોએ તોહીદ કીધી, અને એક બીજાના ઉપરીપણાનો સ્વીકાર પણ કીધો, તે સબબ દરએકને નૂરનો નુકતો હાંસલ થયો. તે પછી મુનબઇસ સાની, કે જેણે હજી ઉપરીપણાનો સ્વીકાર કીધો ન હતો, તેણે પોતાની ભૂલ જોઇ, અને ૯ અકલોના ઉપરીપણાનો સ્વીકાર કીધો, તે સબબ તે ૧૦ માં થયા, કે જે આશિર મુદબ્બીર કહેવાય છે, અને આદમ રૂહાની પણ કહેવાય છે. જે સાત અકલોએ તોહીદ કીધી હતી, જે કલમાતુલ્લાહ છે, તેઓએ પોત પોતાના ઝીમનમાં રહેલી અરવાહોને દાવત કરી તોહીદ કરાવી. અને એક બીજાની સરદારગીનો પણ ઇકરાર કરાવ્યો. પણ જે અરવાહ મુનબઇસ સાની (જેને આશિર મુદબ્બીર અથવા આદમ રૂહાની કહે છે તે) ના શરૂઆતમાં ખ્યાલ ઉપર હતી. તેઓએ હવે આશિરને પગલે ચાલી ફેક થઇ ગએલી અરવાહોના ઉપરીપણાનો સ્વીકાર કીધો નહી, અને આશિરની દાવતનો જવાબ દીધો નહી, મુનબઇસ અવ્વલના ઉપરીપણાને સ્વીકારયું નહી, તે સબબ તેઓમાં ઇનકારની ઝુલમત પેદા થઇ; અને તેઓ લતીફ અરવાહ હતી તે કશીફ થઇ ભેગા થઇ ગયા, અને તેનો હયુલા ઉલા બની ગયો કે જે જીસમ કુલ્લી પણ કહેવાય છે. એવી હાલતમાં આવી જવા પછી તેમાંના એક હિસ્સાએ તોબા કીધી, અને દાવતનો જવાબ દીધો, તે સબબ તેનું નામ નાદિમ મુસ-

**તગફિર** પડયું. બીજા એક હિસ્સાએ શકમાં પડી જઇ સ્વીકાર પણ ન કીધો, અને ઇનકાર પણ ન કીધો, તે સબબ તેઓનું નામ **શાક મુતહયયર** પડયું; અને ત્રીજે હિસ્સો ઇનકાર કરવા ઉપર બાકી રહયો તે સબબ તેઓનું **નામ મસર મુસતકબિર** પડયું, તે પછી નાદિમ મુસતકબિરના ૯ ભાગ થયા. અને હરએક ભાગમાંથી એક ફલક બના. એ રીતે **ફલક મોહિત, ફલક બુરૂજ, ફલક ઝોહલ, ફલક મુશતરી, ફલક મિર્રીખ, ફલક શમસ, ફલક ઝોહરા, ફલક ઉતારદ** અને **ફલક કમર** હસ્તીમાં આવ્યા. એ ૯ ફલકમાં ૭ સિતારાઓ છે, તે **મુદબ્બેરાત** કહેવાય છે. જેઓ શાક મુતહયયર કહેવાયા તેઓના ૪ ભાગ થયા, અને તેમાંથી **આગ, હવા પાણી** અને **માટી** પેદા થયાં. જેઓ મસર મુસતકબિર હતા તેઓમાંથી **પહાડો** બના, કે જેને **સિજ્જીન** પણ કહે છે. એ રીતે આ સૃષ્ટીની હસ્તી થઇ.

**અબુ રિઝામ**—આ વિચારો બાતેની અને નિઝારી લોકોના છે. તેઓ પોતાની ફિલસુફીમાં ૧૦ને ઘણી અગત્યતા આપે છે. હિંદમાં હું નિઝારીઓને લગતી કેટલીક તપાસ કરવા ગયો હતો. તેઓ ત્યાં ખોજા કે ખ્વાજાને નામે ઓળખાતા લોકોને એવું શિક્ષણ આપે છે કે, રૂહાની આલમમાં ૧૦ દરજા છે. તેના નામ **અકલ અવ્વલ, અકલ સાની,** તે પછી ૭ ઉકુલો કે જેને **તેઓ સબ અતિલ ઉકુલ** કહે છે, અને તે પછી **આશીર મુદબ્બીર,** એ રીતે ૧૦ ઉકુલને તેઓ માને છે, અને કહે છે કે એ ૧૦ ઉકૂલ, કે જે **રબ** અને **આલમના અલ્લાહ** છે, તેઓએ એક પછી એક અવતાર લીધો છે, તે અવતારના નામો **મચ્છ** અવતાર, **કચ્છ** અવતાર, **વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, કૃષ્ણ, બઉધ,** અને ૧૦ માં અવતાર **અલી અલ્લાહ** છે. હિંદુઓ કહે છે કે ઇશ્વરના ૯ અવતાર થઇ ગયા છે. અને ૧૦મો અવતાર થવાનો છે, કે જેનું નામ **નીષ્કલંકી** અવતાર છે. નિઝારીઓ કહે છે કે એ ૧૦મો અવતાર નીષ્કલંકી તે બીજું કોઇ નહિ પણ **અલી** છે એ રીતે તેઓ નબી મહમદ સ. અ. કરતાં હઝરત અલી અ. સ ને વધારે મહોટો દરજ્જો આપી આલમના રબ અને દસમા અવતાર અથવા આશીર મુદબ્બીર ગણે છે. ફલક મોહિત તે અકલ અવ્વલ અથવા અકલ કુલી, ફલક બુરૂજ તે અકલ સાની અથવા નફસ કુલી, તે પછી ૭ ઉકુલો તે સાત સીતારાઓ, તે પછી આશિર તે દુન્યા. તેઓ એવી પણ માન્યતા રાખે છે કે, નફસ કુલ્લીના ૧૨ ભાગ છે; સબબ તેઓ કહે છે કે ફલક બુરજના ૧૨ ભાગ છે તે પ્રમાણે નફસ કુલ્લી ૧૨ ભાગમાં ફલક બુરૂજમાં પથરાયેલા છે. તેને

તેઓ **રાશી** ચક્ર કહે છે. એ બાર રાશીના નામ, મેષ, **વૃષભ**, **મીથુન**, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને **મીન** એ મુજબ ફલક બુરૂજમાં ૧૨ બુરૂજો છે, તેના નામ આપે છે.

**ઇબ્ને અહેસાન**--આપણી દાવતમાં તફરરૂસ, તાનીસ, તશકીક, તાલીક, રબ્બત, તદલીસ, તાહીસ, ખાલ, સલખ અને ઇમામત, એ ૧૦ મરતબા છે તેને અને ૧૦ ઉકુલ અને ૧૦ ફલકની માન્યતાને કંઈ સંબંધ છે કે?

**અબુ રિઝામ**—સંબંધ શું હોય? આપણે નીઝારીઓના દસ અવતારની માન્યતાને સ્વીકારતા નથી. એ ૧૦ મરતબાઓમાં ઇમામ, બાબ, અને હુજત, એટલે કે ઇમામ સલખ અને ખાલ હોવાની જરૂર છે. તેઓની હસતી વગર દાવતની હસ્તી હોઇ શકે નહિ. બાકીના બધાઓને એકજ વર્ગ એટલે કે મુમિનમાં મુકી શકાય. આપણે ઉકૂલોને એ રીતે ૧૦ ભાગમાં વહેંચી નાખતા પણ નથી. બાતેનીઓ અને નિઝારીઓ કહે છે કે, અલ્લાહતઆલાએ શરૂઆતમાં બધી અરવાહને એક જેવી કીધી, કોઇને સમજ શકિત કમતી અથવા વધારે આપી નહિ. તે પછી તેમાંથી ફકત એકજ અરેવાહએ તોહીદ કીધી; તે પછી બીજીએ, તે પછી ત્રીજીએ. એ રીતે ફકત ૧૦ અરવાહોએ એક પછી એક તોહીદનો સ્વીકાર કીધો. તે પછી તે ઉકૂલોએ બાકીની અરવાહોને દાવત કીધી, વિગેરે. એ વાત કબુલ કરીએ તો સવાલ એ ઉપજે કે, જ્યારે અલ્લાહતઆલાએ બધાને એકજ સરખી સમજ આપી હતી ત્યારે બધાઓએ શા માટે એકજ વખત એકજ સરખી સમજ લઇ અલ્લાહતઆલાની તોહીદ ન કીધી? બધી ઉકૂલોએ એકજ વખત અને એક સરખી સમજ ન લીધી તે બતાવે છે કે એ બધી અરવાહઓ શરૂઆતમાં એકજ સરખી સમજ ધરાવતી ન હતી. જેઓ એ પહેલાં તોહીદ કીધી તેઓનું ઉપરીપણું નહીં સ્વીકારવાને કારણે અરવાહો હયુલામાં ગરક થઈ, અને તેમાંથી આ સૃષ્ટિ પેદા થઈ, એવું કહેવામાં આવ્યું છે તે પણ આપણા અકીદા મુજબ બરોબર નથી. નિઝારી લોકોએ પોતાના મુરીદો પાસેથી ગુલામી કરાવા આવી વાતો ઉભી કીધી છે.

**ઇબ્ને અહેસાન**—કહે છે કે હિંદુસ્તાનના નિઝારીઓ હિંદુસ્તાનના જઇન લોકોના જેવોજ મત ધરાવે છે, એ વાત સહી છે કે?

**અબુ રિઝામ**—જઇન લોકો માને છે કે, અલ્લાહતઆલા નિર્વીકાર, નિર્મોહ, નિઃસ્પૃહ, નિર્જન, અનાકૃતિ વિગેરે છે. તે અનંતક છે. તેણે આ સૃષ્ટિને ઉત્પન્ન કીધી નથી. જઇન લોકોના મત પ્રમાણે આત્મા અથવા

જીવ પણ અનત અને નિત્ય છે. કર્મને તેઓ જડ, પુડગલ અને રૂપ સહિત માને છે, કે જેનો નાશ થશે. આત્મા અથવા જીવમાં કેટલાક કર્મરહિત છે, અને કેટલાકમાં માયા ઉત્પન્ન થવાથી તે સુક્ષમ પુડગલને કર્મ રૂપે ધારણ કરી સંસારી બને છે, એટલે તેને કર્મનું બંધન થાય છે, તેથી ૮ જાતના કર્મનશરીર ઉત્પન્ન થાય છે. એ રીતે આ સૃષ્ટિની રચના થઇ છે. જે આત્મા અથવા જીવ કર્મને લીધે શરીર ધારણ કરે છે તે કર્મ–પુડગલનું બંધન છોડવાની કોશીશ કરે છે, અને છેવટે તે બંધન છોડી દઇ સિદ્ધ થાય છે. તેવા આત્માઓને તેઓ ઇશ્વર પણ કહે છે. તેઓ અલ્લાહતઆલાને પરબ્રહ્મ નામ આપે છે. આ મઝહબો સંબંધી આપણે બીજી કોઈ વખત વાત કરીશું. આજે મને તમારી સાથે તમોને અંગત સંબંધ ધરાવતી વાત કરવી છે. તમોને કદાચ ખબર નહીં હશે કે હું જબરેલથી થઇને આવ્યો છું.

**ઇબને અહેસાન**—ખરેખર! ત્યારે તો તમે મારે માટે કોશિશ પણ કરી હશે?

**અબુ રિઝામ**—બન્યું એમ કે, તમે જે દીવસ હાલુલ મહાલથી રવાના થયા તેને બીજે દીવસ મને કંઇ કામ માટે અમીર પાસે આવવું થયું. તે પછી મને જબરેલ જવાનું હતું, અને સાહરા ખાનમ અને ગાલિબ ખાનમ પણ જબરેલ જવાના હતાં. એટલે હું તેઓના કાફલા સાથે થયો. માર્ગમાં મેં સાહરા ખાનમને અને ગાલિબને તમારી બાબતમાં તેઓની મરજી પુછી જોઇ. તેઓ તો તદનજ ઇનકાર કરે છે. ગાલિબ તમોને બિલકુલ ચાહતી નથી, તેમ ગાલિબનો સ્વભાવ પણ એવો અમીરઝાદી જેવો છે કે તમે શાદી કરો તો પણ સુખી થાઓ નહીં.

ઇબને અહેસાન આ ખબર સાંભળી દગાઈ ગયો. તેનો ચહેરો તેના મન ઉપર છવાઈ ગએલા ગમગીનીના વાદળના અંધકારને લીધે ઉદાસ થઈ ગયો. થોડી વાર તે ચૂપ રહ્યો તે પછી બોલ્યો.

**ઇબને અહેસાન**—હું માનતો હતો કે તેણી મને ચાહે છે, અને મારી સાથે શાદી કરવા તેણી ખુશીજ થશે. મીનામાં તેણી સાથે થએલી મુલાકાત વખતે મને તેવોજ ખ્યાલ પેદા થયો હતો. હજી પણ હું તેણીને મનાવી શકીશ, ફકત અમીર જલીલ—

**અબુ રિઝામ**—મેં અમીર જલીલ પાસે પણ તમારે માટે ઘણી શિફારસ કીધી. પણ ઘણો દિલગીર છું કે તે પણ એ વાતમાં ખુશ નથી. તેને તો ગાલિબ માટે પૈસાદાર જમાઈ જોઇએ છે. હું ધારૂં છું કે એવી હાલતમાં ઉતા-

વશ કરવાથી સારૂં પરિણામ આવશે નહિ. હજી પણ હું કોશિશ કરીશ, તમે એ વાત છેડશો તો મામલો વધારે બગડશે.

**ઇબને અહેસાને**—તે દીવસ દીલગીરીમાં અને વિચારોમાં ગુજાર્યો. તેણે જોયું કે ગાલિબ જેવી તવંગર ઓરત માટે તેને આશા રાખવી જોઇતી ન હતી, જો ગાલિબ શાદી કરવા કબુલ થાય તો પણ શું તે તેણીની આશાઓ પુરી કરી શકે ખરો કે! આ દુનયા દોલતમંદો માટે છે, ખાનદાની કે નેક લોકો માટે તો આ દુનયા કેદખાના જેવીજ છે. તે, ઇબને અહેસાન, ખાનદાનમાં કોઇ પણ રીતે ગાલિબના ખાનદાનથી ઉતરતો નથીજ. ગલિબનું કુટુંબ વેપાર ધંધામાં પડી દોલતમંદ થઈ શક્યું, ત્યારે ઇબને અહેસાનનું કુટુંબ જુના રીત રિવાજોને પકડી રાખવાને કારણે, અને કેળવણીમાં કુટુંબને આગલ ન વધારવાને લીધે, ફેરવાયલા સંજોગોનું ભોગ થઈ પડયું. શું ગાલિબ તેની સાચી મહોબતને જવાબ નહી આપે? જ્યાં ખરી મહોબતની જરૂર હોય ત્યાં દોલતની એટલી જરૂર રહેતી નથી. ચાહ વગરના એક તવંગરને પરણવા કરતાં તો ગાલિબ ઇબને અહેસાન જેવા તેને ખરી મહોબતથી ચાહનાર સાથે પરણવાથી વધું સુખી થવાની. પણ કરવું શું?

બીજે દિવસ ઇબને અહેસાન એજ વિચારમાં પડેલો હતો તેટલામાં અબુ રિઝામ હાથમાં એક કાગલ લઇ તેની પાસે આવ્યો.

**અબુ રિઝામ**—બિરાદર, આ જુઓ, મને હમણાંજ અમીરનો કાગળ મલ્યો છે. તે જણાવે છે કે તમોને મિસરના દાઇના મુકાસર નીમવામાં આવ્યા છે. કેરોમાં તમારી હાજરીની ઘણીજ ઉતાવલે જરૂર છે.

**ઇબને અહેસાન**—હું ધારૂં છું કે મને એ મરતબાની ખ્વાહેશ નથી.

**અબુ રિઝામ**--એ શું કહો છો, બિરાદર, તમને દરજામાં ઉપર ચઢવાનું આ પગથીઉં છે. તશરીફના મરતબાની તમે હજી કીમત પીછાની નથી. આખેરતમાં તમોને તમારા જાન વાસતે જે લાભ થશે તે વાત અલાહેદી રાખતાં તમારી હાલની આશાઓ પુરી કરવામાં તમોને એ મરતબો કેટલો મદદગાર થઇ પડશે તેનો તમે વિચાર કીધેલો લાગતો નથી.

**ઇબને અહેસાન**—લોકો પાસેથી દાવત ભેગી કરી આપવાથી મને જે હિસ્સો મલશે તે તરફ તમારો ઇશારો હશે. પણ જે રીતે લોકો પાસેથી દાવતને નામે દોલત ભેગી કરવામાં આવે છે તે રીત મને પસંદ નથી. જો કે લોકો જાહેરમાં ખુલ્લી રીતે બોલી શકતા નથી, પણ અંદર અંદર કચવાટ ઘણોજ ફેલાતો રહયો છે.

અબુ રિઝામ—એતો કામ કરનાર ઉપર આધાર રાખે છે. તમો એવા છો કે લોકો તમોને તો ખુશીથીજ આપશે. તે ઉપરાંત અમિરે પણ તમોને મ્હોટી રકમ આપવાની ખ્વાહેશ બતાવી છે. એવી ખબર મળી છે કે સુદાનમાં અબદુલ્લાહ બિન ઓસમાન દીગના નામનો એક શખસે દાવો કીધેલો સંભળાય છે કે તે સુદાનમાં જાહેર થએલા મહમદ બિન એહમદ મહેદીના સાલાર ઓસમાન દીગનાનો બેટો, અને ઝમાનાના ઇમામનો બાબ છે. એ શખસ તરફથી આવેલા દાઇઓ અમારી દાવતના લોકોને વટલાવે છે. તે સબબ મિસરના અપના દાઇને મદદની ઘણી જરૂર છે. બીજું એ કે કુપની નુબ્રાશ પાશાને મિસરનો વઝીર આઝમ નીમવામાં આવ્યો છે, તે સુદાન અને સુએઝ કેનાલ લતા નવા પટા અંગ્રેજોને કરી આપવા પરપંચ રચી રહયો છે, તે સબબ મિસરી લોકોમાં ખલભલી મચી રહી છે. એની તપાસ કરવા માટે અબુ તમારા જેવાની જરુર છે. મહારી નસીહત માનો, અને તમો આ તક હાથથી જવા આપો નહિ.

દાઇ અબુ રિઝામે ઇબ્ને અહેસાનને ઘણી રીતે સમજાવી અંતે કેરો જવા મનાવ્યો. કેરો જવા માટે ઇબ્ને અહેસાનને તઇયાર કરવામાં આવ્યો. પઇસા પણ આ વખત અણધારેલા ઇબ્ને અહેસાનને વધૂ મલ્યા. ઇબ્ને અહેસાન કેરો જઈ સારી રકમ ભેગી કરી આવી, ગાલિબને હાથ કરવાના સ્વપ્ના લેતો તરાબુલુસ રસતે સિકંદરીઆ જવા રવાના થયો, મિસરના રાજદ્વારી મામલાની કેટલીક ખાસ તપાસો કરવા ઈબ્ને અહેસાનને ખાનગી સુચનાઓ આપવામાં આવી હતી, અને એવું વચન આપવામાં આવ્યું હતું કે એકાદ બે અઠવાડીઆ પછી જો ઇબ્ને અહેસાનની ખ્વાહેશ સીરીઆ આવી ગાલિબના સંબંધમાં વધુ તજવીજ કરવી હોય તો તે સીરીઆ આવી શકશે.

---

# પ્રકરણ ૧૫ મું

---

## ફાતેમી ઇમામ.

## બાતેની અને ગ્રીક ફીલસુફી

દિમશક—અસ—શામ જેને દમાસકસ કહે છે. તે આપણી પૃથ્વી ઉપર જુનામાં જૂનું શહેર કહેવાય છે. આદમ નબીની દાવત ફેલાવવાને

બહાને જે ધર્મ ગુરૂઓ લોકો ઉપર કાબુ રાખી બેઠેલા હતા તેઓ ઘણાજ આપમતલબી, સ્વાર્થી, કાવા દાવા કરનારાઓ, અને પાપી થઇ ગયા તે વખત અલ્લાહ-તઆલાએ તેઓનો નાશ કરવા પોતાની કુદરતને હરકત આપી, તે સબબ તુફાન પૈદા થયું, દુબ આવી, અને તેઓનો નાશ થયો. તે પછી નુહ નબી અને તેમની ઓલાદની આગેવાની હેઠે નવી ઉમ્મત પૈદા થઇ. નૂહ નબીના બેટા શામ અરબસ્તાનમાં આગેવાન થયા તેમણે જે શહેર વસાવ્યું તેને દિમશક નામ આપ્યું, જેથી તે દિમશક-અસ-શામ કહેવાય છે. દાઉદ નબીએ દિમશકના રાજાની આગેવાની હેઠે ભેગાં થએલા શામીઓના લશ્કરને હરાવ્યું હતું, અને સુલેમાન નબીને પણ ઘણી વખત દિમશકના રાજા સાથે લડાઇ થઇ હતી. ઇ સ. ૬૩૫ માં ખાલિદ બિન વલીદે યરમુકની લડાઇ પછી રોમન લોકોને હરાવી દિમશક તાબે કીધું, મુઆવીઆએ તેને પાયતખ્ત બનાવ્યું બનૂ ઉમય્યાઓની સલતનતનું પાયખ્ત રહેવા પછી બની અબ્બાસની સલતનત થઇ. તેઓએ દિમશકને બદલે બગદાદને પાયતખ્ત કીધું. એક જમાનામાં દિમશક અને તેની આસપાસનો દેશ કરમતીઓનું મુખ્ય મથક થઇ પડયું હતું. દિમશક લબનાનના પહાડો અને જંગલોની પુર્વ દિશાએ આવેલું હોવાથી ઘણું આબાદ છે. એ પહાડો ઉપરથી વહેતી બે નદીઓ (બરાદા અને અવાજ) દિમશકની આસપાસના મેદાનોને ફળદ્રુપ કરી સીરીઆના રણ વચ્ચે ફેલાઇ જાય છે. શહેર બરાદા નદીની બેઉ બાજુએ વસાએલું છે. બરાદા નદીની જમણી બાજુએ જુનું શહેર અને અલ મેદાન નામનું પરૂં વસેલું છે. એ પરાની પાસેથી થઇને હજનો કાફલો રવાના થાય છે. નદીની ડાબી બાજુએ અલ અમારા અને અલ સાલીહીઆ નામનાં પરાં છે. બરાદા નદીનું પાણી નહેર અને નાલાઓ મારફત શહેરના બધા ભાગોમાં પહોંચાડવામાં આવે છે.

દિમશક અશ શામ ચારે તરફ બાગ બગીચાઓથી ઘેરાએલું હોવાથી ઘણું સુંદર જણાય છે. શહેરના આસપાસ લગભગ ૫૦ માઇલ જેટલા ઘેરાવામાં તરેહવાર ફળદ્રુપ વૃક્ષો અને રોપાઓ શહેરની શોભા અને આબાદીમાં વધારો કરી રહ્યાં છે. નારંગી, તરેહવાર જાતનાં લીંબુઓ, તુરંજ, દાડમ, શેતુત, અંજીર, અખરોટ, સેબફળ અને નાસપાતીની તરેહવાર જાતો, આલુ અને અલુચાઓ, વિગેરે મેવાના બગીચાઓની સુગંધી અને ફુલોના બહારથી રળીયામણા દિમશક શહેરના રસ્તાઓ તરફ નજર કરીએ. શહેરની પૂર્વે આવેલા મુખ્ય દરવાજાથી દાખલ થતાં આપણે

દરબ—અલ—મિસ્તકીમ નામથી ઓળખાતા ધોળી રસતેથી સીધા પશ્ચિમ તરફના મુખ્ય દરવાજે પહોંચી જઇએ. માર્ગમાં બન્ને તરફની ગલીઓમાં રેશમી સુતરાઉ અને દમશક નામથી ઓળખાતાં કાપડ બનાવવાના કારખાનાઓ; છીટો છાપવાના અને કાપડ રંગવાના. ત્રાંબા અને બીજી ધાતુઓના વાસણો અને વસ્તુઓ બનાવવાના કારખાનાઓ; તંમાકુ કાચ, સાબુ, ચામડાની વસ્તુઓ વિગેરેના કારખાનાઓ, અને બજારો નજરે પડે છે. એક જમાનામાં આ શહેર તલવાર અને ખંજરો વિગેરે લડાઇના હથીઆરો માટે ઘણું જાણીતું હતું. હવે તે હુન્નર પડી ભાંગેલો જણાય છે. બજારો વચ્ચે ફરતાં સંખ્યાબંધ કારખાનાઓ તરફ નજર કરી શહેરની વચ્ચે બજારોની વચ્ચે આવી પહોંચતાં, ગ્રેનાઇટ પથ્થર અને રંગબેરંગી આરસ પહાણના મુરિશ ઢબના ખાન તરફ જુએ. મુરિશ કળાનો આના કરતાં સરસ નમૂનો તમોને દુનયાભરમાં પણ કદાચજ નજરે પડશે. શહેરમાં બીજા ૩૦ ખાન છે, પણ આ ખાનની બરોબરી કરી શકે તેવું એક પણ બીજું ખાન નથી. શહેર વચ્ચેના આ મુખ્ય ખાન તરફ જવા માટે ત્રામગાડી શહેરના જુદા જુદા ભાગ તરફથી આવતી જણાય છે. શહેરને વિજળીની રોશની પણ પુરી પાડવામાં આવી છે.

રળીઆમણા દીમશક શહેરના ઘરો તરફ નજર કરતાં તમોને ફકત માટીની દિવાલો અને તેની વચ્ચે અહીં તહીં અંદર દાખલ થવાના નહાના દરવાજા નજરે પડશે. સાંકડી અને ઘણે ભાગે ગંદી ગલીઓ વચ્ચેથી પસાર થતાં, રહેવાના ઘરોની જે દિવાલો આપણી નજરે પડે છે તે, ફકત જેલની દિવાલો જેવી દેખાય છે. પણ એ દિવાલો વચ્ચે મુકવામાં આવેલા નહાના દરવાજામાના કોઇ એકમાં દાખલ થાઓ. બાહેરના દેખાવ ઉપરથી ગભરાએલાને અંદર દાખલ થતાં તેણે નહી ધારેલો દેખાવ નજરે પડશે. રંગીન પથ્થર કે આરસ પહાણથી શોભિતા ચોકમાં દાખલ થતાં તરેહવાર જાતના રોપાઓ, ફુલોના કયારાઓ, અને તેની વચ્ચે પાણીના ફુવારાઓ જોનારની આંખોને થંડક પહોંચાડવા વગર રહેશે નહી. ચોકની બે કે ત્રણ બાજુએ દીવાનખાનાઓ બનાવેલા જણાસે, કે જેને અરબી કમાનો, કોતરેલી લાકડાંની કે મોઝેકની શોભીતી દિવાલો, ગલીચાઓ અને રેશમી મસનદોથી હમેશા આરાસતા રાખવામાં આવે છે. ચોકની એક બાજુએ બીજો દરવાજો નજરે પડે છે. તેમાં દાખલ થતાં એક બીજા ચોકમાં પહોંચીએ, કે જેની આસપાસના ઓરડાઓ અને મકાનો હરમ કહેવાય છે, અને જે માલિકનું રહેવાનું ઘર છે.

દરબ અલ ચ્રિસતકીમ નામના મુખ્ય રસ્તા વચ્ચે આવેલા રોમન જમાનાના ગઢના બાકી રહેલા દરવાજા નીચેથી પસાર થતાં મવારીન ખ્રિસ્તીઓના બીશપ યોહુન અને મુશરરા પશ્ચીમ તરફ જતા હતા. બીશપ યોહન લગભગ ૬૦ વરસનો હતો. તેની દહાડીના લાંબા વાળ સફેદ થઇ ગયા હતા. માથાં ઉપર તેણે બેડી રાતી તરબુસ પહેરેલી હતી, જેની આસપાસ પાઘડી વિંટાળેલી હતી. લગભગ ગુંટણ સુધી પહોંચતો જબ્બો પહેરેલો હતો, જેને કમરની આસપાસ બાંધેલી ચપટી રેશમી બેટ, અને કમરથી નીચે સુધી વળગાડેલા બટનોની હાર, તેના બાહેર નીકળી આવેલાં પેટ ઉપર ગોઠવી રાખતો હતો. એક મ્હોટી માળાને છેડે લટકાવેલી તરસુલ બીશપના અધીકારની નિશાની હતી. તેના હાથમા સોભિતી લાકડી હતી, જેનો ટેકો આપતો તે મુશરરા સાથે વાત કરતો ચાલતો હતો. તેઓ થોડાકજ આગળ વધ્યા કે સામેથી ઘોડે સવારો આવતા જણાયા. દરૂઝ અમીર અતરશ તેના કદાવર બાંધા અને હસતા ઉદાર ચહેરાથી તરત પરખાઇ આવતો હતો. તેની સાથે ચાર બીદવી સવારો હતા, તેઓ પાણીદાર અરબ–સીરીઅન ઘોડાઓ ઉપર કાળા વાળના અરબ આભાઓ, તેની નીચે પહેરેલા રેશમી જબ્બાઓ, કમરબંધમાં ખોસેલા ખંજરો, અને હાથમાં રાખેલી તલવારો સાથે તેઓના લડાયક જુસ્સાની ખાતરી આપતા, અમીર અતરશની પાછળ ચાલતા હતા. તેઓના માથાં ઉપર અરબોની વીચિત્ર પાઘડી રૂમાલની આસપાસ વિંટાડેલી હતી. તેઓના ઘોડાઓને પણ તરેહવાર લટકતા ઝુમખાઓથી સણગારવામાં આવ્યા હતા. બીશપ યોહન ઉપર નજર પડતાં અમીર અતરશે ઘોડાને થોભાવ્યો, અને નીચે ઉતર્યો. દરૂઝ બીદુ સવારો પણ તરતજ જમીન ઉપર કૂદી પડયા. અમીર અતરશ 'મરહબા મરહબા' પુકારતો બીશપ યોહનને ભેટયો, અને એ બે જુદા જુદા પંથના ધાર્મિક વડાઓ એક બીજાની ખેર આફિયત પુછતા આગલ વધ્યા. તેઓ હવે એક બારણામાં દાખલ થઇ ઘેરના ચોકમાં આવ્યા, કે તરત કેટલાક સીરીઅન નોકરોએ તેઓને આદાબ બજાવી દિવાનખાના તરફ લઇ ગયા.

દીવાનખાનામાં દાખલ થતાં જેઓ બેઠેલા હતા તેઓએ ઉભા થઇ આવનારાઓને માન આપ્યું. અમીર અતરશ અને બીશપ યોહનને ઉંચી મસનદ ઉપર બેસાર્યા. આ શોભીતું દિવાનખાનું સફેદ અને કાળા રંગના આરસ પહાણનું બાંધેલું હતું. અંદરની દિવાલ લાકડાના ઉંચી કિસમના કોતરકામથી શણગારવામાં આવી હતી. બેઠકની જગ્યા પણ આરસ પહાણની

બનાવવામાં આવી હતી. તે ઉપર ઉંચી કિમતના ગાલીચાઓ પાથરેલા હતા. જે ઉપર રેશમી અને મખમલના ગોળ આકારના તકીઆઓ ગોઠવેલા હતા. છત ઉપરથી રંગબેરંગી કાચની વિજળિક બત્તીઓના ઝુમરો લટકતાં હતાં. તવંગર શામીઓના મકાનો આવાંજ ઠાઠમાઠથી રાખેલાં દિમશકની ગલીએ ગલીમાં નજરે પડશે. આ દિવાનખાના અને મકાનને શણગારવામાં જે ખરચ કરેલું હતું તે ઉપરથી તેને કોઇ શાહી મહેલ કહી શકે. મુખ્ય ચોકમા આવા ત્રણ દિવાનખાનાઓ નજરે પડતાં હતાં. ચોથી તરફ બીજા ચોકમાં જવાનો માર્ગ અને ફુવારાંઓની હાર ગોઠવેલી હતી. એ બીજા ચોકમાં અનેક નહાનાં ઓરડાઓ સંખ્યાબંધ નજરે પડતા હતા. એ ચોક ફરીથી બીજા એક ચોક સાથે જોડાએલો કે જેમાં પણ સંખ્યાબંધ નહાના ઓરડાઓ નજરે પડતાં હતાં. આ મકાન દિમશકમાં કરમતીઓનું દારૂલ-હિજર હતું. દિમશક અને તેની આસપાસમાં આગલના જમાનામાં જેઓને કરમતી ફિરકામાં વટલાવવામાં આવતા હતાં, તેઓમાના જેઓ ગરીબ હાલ-તના હોવાને લીધે કે બીજા કોઇ સંજોગને લીધે . થોડો કે વધારે વખત કરમતી દાવતના આસરા હેઠે આવી રહેતા, અથવા જેઓ કરમતી દાવતનું જ્ઞાન હાંસલ કરવા કરમતી દાઇ પાસે આવી રહેતાં, તેઓને દારૂલ હીજરમાં રહેવા અને ખાવા પીવાનો બંદોબસ્ત કરવામાં આવતો હતો. કરમતી લોકોના આવા દારૂલ હિજર ઘણા ઇલાકાઓમાં હતાં. કોઇ કરમતી ઓચિંતી આફ-તને લીધે કે બીજા કોઇ સબબને લીધે નિરાધાર થઇ જતો તો તેને અને તેના કુટુંબને ગુજરાનનું સાધન કરી આપવામાં આવે ત્યાં સુધી દારૂલ હિજરમાં રાખવામાં આવતો ટુંકમાં આ દારૂલ હિજર કરમતીઓનું મુસાફરખાનું, દરસ, ગરીબો અને લાચારોને આસરો આપવાનું, અને કરમતીઓને ભેગા થવાનું જમાતખાનું પણ હતું. દારૂલ હિજરનો નિભાવ કરવા કરમતીઓ પાસેથી ફિતરા નામનો માથા દીઠ કર લેવામાં આવતો હતો. ફિતરો લેવાની રસમ હમદાન બીન અલ અશઅસ નામના બાબે દારૂલ હિજરના નિભાવ વાસ્તે શરૂ કીધી હતી. ફિતરાની આવકમાંથી આ મકાનો કરમતીઓના લાભ માટે બંધાવવામાં આવ્યાં હતાં. એ રીતે આ મકાન ધાર્મિક વકફ જેવું હતું.

અમીર અતરશ અને બીશપ યોહન આવ્યા તે વખત કરમતી હુજત અલ હુસામ અને તેના દાઇ નોમાન અલ ઝકી ત્યાં બેઠેલા હતા તેઓએ આવનારાઓને ઉઠીને માન આપ્યું, અને મસનદ ઉપર ઉંચી જગ્યાએ બેસાર્યા. મોશરરા પણ આવી બેઠો. તેઓ અહીં તહીંની વાતો કરવા લાગ્યા.

તેટલામાં માનશીઅર ફ્રોક આવી પહોંચ્યો. તેઓ વચ્ચે હવે ફેર અલ કરમ-તેની જાગીર સંબંધી વાદવિવાદ ચાલ્યો. મંવારીનો તરફથી બીશપ યોહને એ જાગીર ઉપર પોતાનો દાવો જાહેર કીધો. અમીર અતરશે એ જાગીર દરૂઝ લોકોની છે તેવું બતાવનારા દસતાવેજ મોજુદ કીધાં. અને નોમાન અલ ઝકીએ એ જાગીર કરમતીઓની છે તેવું બતાવનારા મુદ્દા આગલ કીધા. વાદવિવાદ ઘણો વખત ચાલયા પછી છેવટે માનશીઅર ફ્રોકે તેનો સમજુતીથી ફડચો કીધો. અમીર અતરશને તેણે મહોરોની થેલી આપી જાગીર ઉપરનો તેનો જે કંઇ હક હોય તે બીશપ યોહનના નામથી ખરીદી લીધો. અને બીશપ યોહને એ જાગીર કરમતી દાઇ અલ હુસામને વહેચાતી આપવાનું લખત થયું. એ રીતે એ જાગીર કરમતી દાઇ અલ હુસામને મલી. તેના બદલામાં અલ હુસામે માનશીઅર ફ્રોક સાથે કેટલીક છુપી શરતો કીધી. કામ આરોપવા પછી તેઓ ખાણા માટે ઉઠયા. બીજા દિવાનખાનામાં ગોઠવેલા ખાણાને ઇનસાફ આપી તેઓ ફર્રથી પહેલા દિવાનખાનામાં કાહવો પીવા આવ્યા. તે વખત તેઓ વચ્ચે નિચલી વાતચીત થઇ.

**માનશીઅર ફ્રોક**—ફાતેમીઓ ઇમામ આમિર પછી હાફિઝ અબુલ મેમુન અબદુલ મજીદને ઇમામ ગણે છે, પણ મને કહેવામાં આવ્યું છે કે ઇમામ આમિર પછી તેમના બેટા તઇયબ ઇમામ છે?

**નોમાન અલ ઝકી**—અબુ મહમદ નજમુંદીન ઓમરા બીન અબિલ હસનના કિતાબમાં એ બયાન છે. ઓમરા ફાતેમિ ઇમામના દાઇ બલાગ હતા તે જણાવે છે કે યમનના ઇલાકાના હુજત સુલેહી સુલતાન અલી બિન મહમદ હતા. તે પછી તેમના બેટા અલ મુકરર એહમદ, અને તે પછી અલ મુકરરમની રાણી અલ મલેકા સઇયદા હુર હુજત નિમાયાં હતાં. હુર અલ મલેકાના દાઇ બલાગ અઝ ઝવાહી, તે પછી કાઝી ઇબને માલિક, તે પછી અલી બિન ઇબરાહિમ અલ મુવફ્ફક ફિદદીન બિન નજમુદદોલા હતા. હુર અલ મલેકાને એક પેગામ ઇમામ આમિર તરફથી મલ્યો, જેમાં ઇમામને ફરઝંદ પેદા થવાની ખુશખબર આપવામાં આવી હતી. એ ફરઝંદનું નામ તઇયબ રાખવામાં આવ્યું. પણ તે ફરઝંદ થોડા વખતમાં વફાત થયું. ઇમામ આમિરનું ખુન થયું તે વખત તેમના એક બીજાં રાણી હામેલાં હતાં. તે સબબ ઇમામ આમિરના કાકાના બેટા હાફિઝને મુસતોદેઅ ઇમામ નીમવામાં આવ્યા, કે જેથી જો તે હામેલા રાણી બેટાનો જન્મ આપે, અને તે બેટા લાયક થાય, તો ઇમામ હાફિઝ પોતાના આખરી વખતમાં તે

ફરઝંદને ઇમામતની સુરત અલ અમર તફવિદ કરે. પણ તે હામેલા રાણીએ બેટીનો જન્મ આપ્યો. તે સબબ ઇમામત હાફિઝની નસલમાં ચાલુ થઇ. ઇમામ હાફિઝના હુકમથી હુર અલ મલેકાએ ઇબરાહીમ બિન હુસેન અલ હમાદીને દાઇ બલાગ નીમ્યા હતા. તેમના મોત પછી હુર અલ મલેકાએ સબા બિન અબુ સઉદ બિન ઝુરેને દાઇ બલાગ નીમ્યા. તે વખત દરબારમાં હુર અલ મલેકાએ જાહેર કિધું કે, ઇમામ આમિરના ફરઝંદ તઇયબના અમરના સંબંધમાં બનૂ સુલેહીને પૂરી ખબર મલી છે.

માનશિઅર ફે઼.—ઓમરાની તવારીખમાં એવું કંઇ લખેલું છે, પણ તેનો અર્થ સાફ નથી. હૂર અલ મલેકા પછી કોણ હુજત નિમાયું?

નોમાન અલ ઝકી—ઇમામ આમિરના બેટા તઇયબ વફાત થયા તેની ખબર હૂર અલ મલેકાને મલી હતી. ઇમામ આમિર પછી હાફિઝ બિલ્લાહ, તે પછી ઝાફિર, તે પછી ફેઝ અબુલકાસમ, તે પછી આદિદ અબુ મહમદ ફાતેમી ઇમામો થયા છે. હુર અલ મલેકા હુજત હતાં, તે ૮૮ વરસની ઉમરે વફાત થયાં તે વખત મનસૂર બિન મુફઝ્ઝલ બિન અબિલ બરકાતને હુજત અને સુલતાન નીમી ગયાં. મનસૂર પછી તેના બેટા એહમદ હુજત નિમાયા.

માનશીઅર ફ્રોડ—તવારીખમાં બનું ઝુરેનું નામ જોવામાં આવે છે તેઓ કોણ હતા?

નોમાન અલ ઝકી—હૂર અલ મલેકાએ ઇબરાહીમ અલ હામિદીને દાઇ બલાગ નીમયા હતા. તેમના મોત પછી હુર અલ મલેકાએ અમીર સબા બિન અબુ સઉદને દાઇ બલાગ નીમ્યા, જે ઝુરે ખાનદાનના છે. તે પછી એ બનું ઝુરેના કુટુંબમાં કેટલાક દાઇ બલાગ નીમાયા છે.

માનશીઅર ફ્રોક—તમારા ધર્મ મુજબ ઇમામત બાપ પછી બેટામાંજ આવવી જોઇએ તેનું કેમ?

નોમાન અલ ઝકી—અમે એ માનતા નથી. જેના ઉપર ઇમામતની સુરત તફવીદ થાય તે ઇમામ ગણાય. બાપ પછી બેટાજ ઇમામ થાય તેવું હોત તો ઇમામ હસન પછી તેના ભાઇ હુસેન ઇમામ થાત નહી. અમારા ધર્મ પ્રમાણે નબુવ્વત, જે આલા દરજ્જો અને ઉંચો રૂતબો છે, તે રૂતબાના સાહેબમાં બશરિયા ખશલતોમાંથી ૪૬ ફાઝિલ ખસલતો હોવી જોઇએ. એ ૪૬ ફાઝિલ ખસલતો જે ઇનસાનમાં હોય તે નબુવ્વતના અથવા ઇમામતના સાહેબ થઈ શકે. અમારા પાકઝાત નબીએ (સ૦ અ૦) રિસાલત પહોંચાડી અમાનતને અદા કીધી, ઉમતને નસીહત કીધી, વહયેની તનઝીલના ભાગો

બતાવ્યા, તાવીલને ચિતારી આપી, શરીઅતને મજબુત કીધી, રસતાને રોશન કીધો, સુન્નતોને કાયમ કીધી, અને ઉમ્મતની જમાઅતોને ભેગી કરી એક કીધી. તે બાદ આપ વફાત થયા. જે ૪૬ ખસલતોની અમાનત આપ મુકી ગયા છે તે આપની વિરાસત છે. હવે જે શખસમાં એ બધી ૪૬ ખસલતો અથવા તેનો મહોટો ભાગ જમાં થયો હોય તેજ શખસ આપનો ખલીફ અને ઇમામ બની શકે. જો કોઇ બશરમાં એ બધી ખસલતો એકઠી થવાનો જોગ ન બને, પણ તે ખસલતો છુટી છુટી કેટલાક લોકોમાં હોય તો તેવા લોકોની જમાઅત ભેગી થઇ એક વિચાર ઉપર આવે, અને દરએક એક બીજાને મોહબત કરે, દિલોનું જોડાણ કરે, અને દિનની મદદ, શરીઅતની સંભાળ અને સુન્નત કાયમ કરવાની ફરઝ અદા કરે. એ બયાન કીખલાનુ-ફસફામાં નામૂસે ઇલાહી અને નબુવ્વતોની શરતોના રિસાલામાં ખુલાસાવાર જોવામાં આવશે. હવે જે બશરમાં એ ૪૬ ખસલતો નઝરમાં આવે તેના ઉપર ઇમામતની સુરત તફવીદ થાય, અને તે ઇમામ બને. જે ઝમાનમાં એવા બશર નઝર ન આવે તેવા ઝમાનમાં મઝકુર ખસલતો જે જે શખસોમાં જોવામાં આવે તેઓની જમાઅત કાયમ કરી અમરને જારી કરે, કે જેને **અલ ઇકદાનીઆ** કહે છે. એવી રીતે અલ ઇકદાનીઆ અમારી બહેરેનની દાવતના ઝમાનમાં કાયમ થઇ હતી.

**માનશીઅર ફ્રોક**—ઇમામ અથવા તેના હુજતને શરીયત રચવાનો અખત્યાર છે કે નહી, અથવા તે શરીઅતમાં ફેરફાર કરી શકે કે નહી?

**નોમાન અલ ઝકી**—શરીઅતની રચનામાં કંઇપણ તેઓ કહે યા કરે, હુકમ કરે અથવા મના કરે, તેની સનંદ પોતાની રાએ, કોશિસ અથવા કુવ્વત તરફની ન હોય, પણ નબીની તરફ તેના રબ મલાએકતની મારફત વહયે મોકલે છે તે વહયેના હુકમોની તરફ સનદ હોવી જોઇએ.

**માનશીઅર ફ્રોક**—ત્યારે તમારી દાવતના લોકો કોઇ પણ તમારા હુકમ માટે ઇતરાઝ ઉડાવી તમોને તે હુકમ વહયેના હુકમો મુજબ છે કે નહી તેનો સવાલ કરી શકે?

**નોમાન અલ ઝકી**—શા વાસ્તે નહી? અમારા એતેકાદ મુજબ નબી (સ. અ.) પછી અલી ઇબને અબી તાલિબની બરોબર કોઇ નથી. લેકિન લોકો આપને સવાલો પુછતા, બહેશ કરતા, અને તકરાર ઉડાવતા. તેના બજીજ નરમી સાથે જવાબ આપવામાં આવતાં, અને સનદો બતાવવામાં આવતી હતી.

માનશીઅર ફ્રેંક—પેરીસની લાયબ્રેરીમાં એક હાથનો લખેલો કિતાબ છે તે હાલના જમાનાનો જોવામાં આવે છે. એ કિતાબમાં આ પૃથ્વી ઉપર શરૂઆતમાં ઇનસાનો કેવી રીતે પેદા થયાં તેની ખબર આપી છે. એ કિતાબના લખાણ મુજબ આશિર મુદબ્બીરે ૯ અફ્લાક, ૪ કુરરા, અને શખર અથવા પથ્થર બનાવ્યા. ચાર કુરરાઓ જેને માટી, પાણી, હવા અને આગ નામ આપ્યાં છે તે શખર અથવા પથ્થરની આસપાસ ફરી વળ્યા, અને તેની ઉપર આસપાસ ૯ અફ્લાક રહયા. તે પછી ઝોહલના સિતારાએ ૧૦૦૦ વરસ તાસીર પહોંચાડી, જે ચાર કુરરા હતા તેને ભેલસેલ કીધા, અને તેની વરાળ પેદા કરી પાણી રૂપે શખર અથવા જમીન ઉપર વરસાવ્યો, તે સબબ જમીનની આસપાસ પાણી દરીઆ રૂપે ફરી વલ્યાં, અને કેટલીક જાતના ખનીજ અને કેટલીક જાતના ઇનસાનના ખમાએર પેદા થયા. એક હજાર વરસ પછી મુશતરીએ ઝોહલને મદદ કરવી શરૂ કીધી. અને બીજા એક હજાર વરસ ઝોહલ અને મુશતરીની તાસીર કામ કરવા લાગી. તે સબબ પાણી સૂકાવા લાગ્યું. અને જમીન ઉપર ઝાડ અને કેટલીક જાતના હેવાનો તેમજ કેટલીક જાતના ઇનસાનના ખમાએર પેદા થયાં. તે પછી ત્રીજા હજાર વરસે મિરીખે પણ પોતાની તાસીર ઝોહલ અને મુશતરીની સાથે ચાલુ કીધી, એટલે પાણી વધુ સુકાયાં, અને જમીન ઉપર કેટલીક વધુ જાતના ખનીજ, ઝાડ અને હયવાન પેદા થયા, અને કેટલીક બીજી જાતના ઇનસાનના ખમાએર પેદા થયા. તે પછી ચોથા હજાર વરસમાં શમસની મદદ શામિલ થઇ, એટલે વધુ જાતના ખનીજ, ઝાડો, હયવાનો અને કેટલીક જાતના ઇનસાનના ખમાએર પેદા થયાં. પાંચમાં હજાર વરસમાં ઝોહરાની મદદ શામિલ થઇ, એટલે વધુ જાતની પેદાયશ થઇ. તે પછી છઠા હજાર વરસમાં ઉતારદની અસર પણ શામિલ થઇ, તે સબબ જમીન ઉપર બાકીના તમામ જાતના ખનીજ, ઝાડ અને હયવાનો પેદા થઈ ગયાં, અને કેટલીક વધુ જાતના ઇનસાનોના ખમાએર પેદા થયા. તે પછી ચંદરમાંએ ૭ માં હજાર વરસની શરૂઆતથી પોતાની તાસીર આપવી શરૂ કીધી તે સબબ ઇનસાન પેદા થયા. ચંદરમાની તાસીર શરૂ થઈ તે વખત કુરત નસીમમાં વાદલો પેદા થયાં, અને તેના પાણી જમીન ઉપર વરસવા લાગાં. જમીન ઉપર તે વખત ઘણા ખાડાઓ પડેલા હતા, કે જે ખાડાઓમાં આગલા સિતારાઓએ તસીર ફેલાવી હતી તેના વરસેલા પાણી ભરેલા હતાં. એ પાણી સાથે ચંદરમાની તાસીર સાથના વરસાદના પાણી–ભેગાં થતાં, જેમ માતાનાં પેટમાં હમલ

બંધાય છે તેમાં હરએક ખાડામાં એક એક છોકરાનું હમલ રહયું, અને ૯ મહીના પુરા થતાં તે છોકરાઓની સુરત તમામ થઇ. તેઓ ખાડામાંથી બાહેર નીકલ્યા, અને પોતાનો અંગુઠો ચુસવા લાગા, જેથી તેઓને દુધનો ખોરાક મલતો હતો. એ રીતે છોકરાઓની પેદાશ થવા પછી છોકરીઓની પણ એજ રીતે ખાડાઓમાં પેદાશ થઇ. ને પછી હરએક ખાડામાંથી પેદા થએલા ઇનસાને તેની પાસેના ખાડામાંથી પેદા થએલી ઓરત સાથે શાદી કીધી, અને એ મિસલ ઇનસાનની પેદાયશ ચાલુ થઇ.

**અમીર અતરરા**—ઇનસાનની પેદાયશના સંબંધમાં અલ્લાહતઆલાએ કલામે શરીફમાં બયાન કીધેલું છે તેને આ વાત મલતી આવતી નથી. તમો જે કહો છો તેવી અથવા તેને લગતી માન્યતા તાલીમીઆ ફિરકો ધરાવે છે. આ દુનીઆમાં હજારો ફિરકાઓ હસ્તીમાં આવ્યા છે, અને હરએક એ બાબતમાં જુદા જુદા અભીપ્રાય રાખે છે. બાઇબલમાંજ નજર કરો. જેને-સીસ ૨ વાકય ૪–૮માં જણાવ્યું છે કે, અલ્લાહતઆલાએ આકાશ અને પૃથ્વીને પેદા કીધી તે વખત જમીન ઉપર ઝાડ પાન કે વનસપતી ઉગતી ન હતી, કારણ કે અલ્લાહતઆલાએ જમીન ઉપર વરસાદ વરસાવ્યો ન હતો, અને જમીન ખેડવા માટે ઇનસાન પણ પેદા કીધા ન હતા, પણ જમીનની અંદરથી એક પાણીનો ઝરો પેદા થયો કે જે જમીનની સપાટીને પાણીથી ભિંજાવતો હતો. તે પછી અલ્લાહતઆલાએ જમીનની માટી લઇ તેમાંથી ઇનસાનને બનાવ્યું, અને તે ઇનસાનના નાક માર્ગે તેમાં રૂહ ફૂંકયું, જેથી તે ઇનસાન જાનદાર થયું. અને અલ્લાહે ઇદનમાં એક બાગ બનાવ્યો, અને ત્યાં જે ઇનસાનને અલ્લાહએ બનાવ્યો હતો તેને મુકયો. જેનેસિસ ૧ માં તેજ બયાન વિસતારીને અને જુદી રીતે આપવામાં આવ્યું છે, જેનો સાર એ છે કે, અલ્લાહતઆલાએ શરૂમાં સ્વર્ગ અને પૃથ્વી પેદા કીધાં, પણ પૃથ્વીને સુરત ન હતી, ચોમેર અંધકાર હતો, અને અલ્લાહતઆલાનું રૂહ પાણીની સપાટી ઉપર ફરતું હતું. પછી અલ્લાહતઆલાએ હુકમ કીધો કે રોશની થાય, એટલે રોશની થઇ; અને રોશની અને અંધકાર જુદા થઇ રાત અને દીવસ થયા, તે પછી અલ્લાહના હુકમથી પાણી જુદાં થયાં અને આકાશ પેદા થયું. આકાશની નીચે તેમજ આકાશની ઉપર પાણી હતાં. આકાશની નીચેનું પાણી અલ્લાહના હુકમથી એક જગા ભેગું થયું, અને અલ્લાહના હુકમથી સુકી જમીન જાહેર થઇ. એ સુકી જમીનને અલ્લાહએ પૃથ્વી નામ આપ્યું. રાત અને દીવસ પેદા થયા તે પહેલો દીવસ હતો, તે પછી બીજે દીવસે

આકાશ પેદા થયું હતું, અને ત્રીજા દીવસમાં જમીન થઇ, તે ઉપર અલ્લાહના હુકમથી વનસપતી પેદા થઇ, ચોથે દીવસે આકાશમાં તારાઓ થયા અને રૂતુઓ થઈ, અને અલ્લાહના હુકમથી આકાશની એ રોશનીઓએ પૃથ્વીની સપાટીને રોશન કીધી, અને તે માટે સુરજ અને ચંદર પેદા થયા. પાંચમે દીવસે અલ્લાહતઆલાએ તરેહવાર જાનવરો અને પક્ષીઓ પેદા કીધાં, અને હુકમ કીધો કે તેઓ વધતા રહે. છઠે દીવસે અલ્લાહતઆલાએ હુકમ કીધો કે મારી છાયા રૂપ માણુસ પેદા થાય, જે પૃથ્વી ઉપરના તમામ જાનવરો ઉપર સત્તા ભોગવે. એટલે તે મુજબ પુરૂષો અને સ્ત્રીઓ પેદા થયાં, અને અલ્લાહે તેઓને હુકમ કીધો કે વધતાં રહો, પૃથ્વીની સપાટી ઉપર ફેલાતા રહો, અને પૃથ્વીને તમારી સત્તા હેઠે લાવો. જેનેસીસ બીજા પ્રકરણમાં આદમને પેદા કરવા પછી તેની પાંસલીમાંથી હુવ્વાને પેદા કીધાં, અને આદમ અને હવવાની ઓલાદથી પૃથ્વી ઉપર ઇનસાનો પેદા થયા તે જણાવ્યું છે. બીશપ ચોહન સાહેબે બીજા મઝહબોના વિચારોનો અભ્યાસ કીધો છે, તે સાહેબ તેમના અભ્યાસનો આપણુને લાભ આપશે કે?

બીશપ ચોહન—મારો અભ્યાસ ઘણો નથી, પણ હું જે જાણું છું તે જણાવું છું. સાધારણ માન્યતા એ છે કે ઇનસાન માટીમાંથી બનાવવામાં આવ્યો છે. ન્યુઝીલંડના લોકો માને છે કે ટીકીએ રાતી માટી લીધી; અને તેમાં પોતાનું લોહી મેળવી, તેને ગુંદી તેમાંથી માણુસ બનાવ્યો મીલેનેસીઆના લોકો માને છે કે મેનુઆ લેવુની ભેજવાળી રાતી માટીમાંથી માણુસ બનાવવામાં આવ્યો છે. ગ્રીકમાં એવી માન્યતા હતી કે પ્રોમીથીઅસએ માણુસના માટીના આકારો બનાવી તેને પકાવ્યા. ઓદીસે નામના પુસ્તકમાં જણાવ્યું છે કે દેવતાએ પથરાઓ ઉચકી પોતાની પછવાડે ફેંક્યાં તે માણુસ બનતાં ગયાં. હિંદમાં મનૂને આધારે એવું માનવામાં આવે છે કે સ્વયંભુ (વાજીબુલ વુજુદ) એ ધ્યાન કરી પાણી પેદા કીધાં, તેમાં એક બીજ નાખ્યું, જેમાંથી સુવર્ણ એદું થયું, અને તે ઇંડા માંથી પોતે બ્રમ્હારૂપે જાહેર થયા, જેણે આ સૃષ્ટી રચી, ઝરથોસ્તી મત પ્રમાણે ઓરમઝદ અને અહરીમન અઝલી અને અબદી છે. ઓરમઝદે રૂહાની આલમ પેદા કીધું ત્રણ હજાર વર્ષ પછી અહરીમને રૂહાની આલમની રોશની જોઇ તેનો નાશ કરવા ભુતો અને દેત્યો પેદા કીધા. તેઓ વચ્ચે, એટલે રોશની અને અંધકાર વચ્ચે ૩૦૦૦ વરસ લડાઇ રહી; તેમાં આકાશ, પાણી, પૃથ્વી વનસપતી, જાનવરો અને ઇનસાન પેદા થયાં. તે પછીના ત્રીજા ૩૦૦૦

લાગ્યા. તે પછીના જમાનામા હીબ્રુ પુસ્તકો ઉપરથી યુરોપી ભાષામાં તેના તરજુમા થયા. એવું કહેવાય છે કે હાલના જમાનામાં કેટલાંક મુળ ગ્રીક પુસ્તકો શોધી કાઢવામાં આવ્યાં છે, અને તેને અરબી, હીબ્રુ અને બીજી યુરોપી ભાષાઓમા થએલા મજકુર તરજુમા સાથે સરખાવવામાં આવે છે. અમો ગ્રીક વિચારોનો અભ્યાસ અરબી તરજુમા ઉપરથી કરીએ છીએ. તે માટે તમોએ ગ્રીક વિચારોનો અભ્યાસ કીધો છે તેનું તારણ સમજાવશો તો મહેરબાની થાશે.

**માનશીઅર** ફ્રોક—ગ્રીક આચાર વિચારો સમજવા અભ્યાસની જરૂર છે. ગ્રીક વિચારો ઇસલામી યુનીવરસીટીઓમાં શીખવવામા આવ્યા તેને લીધે અનેક ઇસલામી ફીરકાઓના આચાર વિચાર ઉપર ગ્રીક તત્વજ્ઞાને અસર ઉપજાવી છે, તે માટે તમારી જીજ્ઞાસા કુદરતીજ છે; કેમકે તમારા વિચારો ઉપર પણ ગ્રીક માન્યતાઓની ઘણી અસર જોવામાં આવે છે. હું માત્ર ટુંક રેખા આપી શકું. જેને આપણે તત્વજ્ઞાન કે ફીલસુફી અથવા **હકીકતનું ઈલિમ** કહી શકીએ તેનો ગ્રીસમા ફેલાવો થયો તે પહેલાના જમાનામા, ગ્રીસના લોકો અનેક દેવ અને દેવીઓની માન્યતા રાખતા હતા. એ દેવ દેવીઓ કલ્પિત હસ્તીઓ હતી કે જેઓ અમર જીંદગી ભોગવતા માનવામાં આવતા. તેઓ સ્ત્રી અને પુરૂષ તરીકે રહેતા માનવામાં આવતા, અને તેમને ઓલાદ પણ હતી. ઇસા નબીના જન્મથી પાંચ કે છ સૈકા પહેલાં ગ્રીસમાં બે મહોટા કવીઓ થઇ ગયા, જેઓ **હોમર** અને **હીસીઅદ** નામોથી જાણીતા છે. તેઓના કાવ્યોમાં આગલા જમાનાની માન્યતાઓનો ખ્યાલ આપણને મલે છે. **ઝીઅસ** બધાથી વડો અને ઘણી તાકત ધરાવનારો દેવ મનાતો હતો. તે દયાળુ, ઇનસાફી અને રહેમદીલ હતો, પણ પાપીઓને સજા કરવામાં તે તેટલોજ સખ્ત માનવામાં આવતો. તે શર Evil નો કરતા નહોતો, પણ સત્ય અને મઝલુમના બચાવ માટે ઝાલીમો સાથે ઘણોજ સખ્ત રીતે વર્તતો હતો. તે મઝલુમોના શ્રાપ પુરા કરવા માટે **એરીનીસ** દેવને મોકલતો હતો. એ જમાનામાં **દાયોનીસાસ** Dionysos પંથ આગેવાન કુટુંબોમાં દાખલ થતો જતો હતો. એ પંથવારા દાયોનીસાસ દેવ પાસે એક જાતના વાજીંત્ર સાથે લાગણી ઉત્પન્ન કરનારા ગીતો ગાતા હતા, જેનો હેતુ આત્મીક બળ પેદા કરવાનો હતો. **ઝીઅસ** Zeus અને તેની સ્ત્રી લેટો Letoના પુત્ર **અપોલો** Apolloને દેલફીના ધર્મ ગુરૂઓએ (Delphic Priests) દેવવાણી કે ભવિષ્યવાણી કહેનારો દેવ બનાવી તેને પીથાન Python દેવ નામ આપ્યું, **દેલફીક** દેવવાણી Delphic Oracleની માન્યતાએ પણ ગ્રીક લોકોમાં રૂહાની વીચારો ઉત્પન્ન કીધા. **દાયોનીસાસ** પંથ વખત જતા

વધતો ગયો, અને એ પંથે તત્વજ્ઞાનીઓનું મંડળ જેને તમે ઇખવાન કહો છો તેવું મંડળ ઉભું કીધું, જે આરફીક બ્રધરહુદ Orphic Brotherhood નામથી મશહુર છે. આરફીઅસ Orpheus આ મંડળ ઉભું કરનાર કહેવાય છે; અને એવી માન્યતા છે કે પીસાગોરસ ફીલસુફ આ મંડળમાં જોડાયા પછી Pythagorean Clubs અથવા પીસાગોરીઅન મંડળો હસ્તીમાં આવ્યા. આરફીક બ્રધરહુદ વધતું જતું હતું તે વખત એક બીજો પંથ પણ ગ્રીસમાં બળવાન થયો હતો તે એલ્યુસીનીઅન પંથ Eleusinian mystry નામથી ઓળખાતો હતો. આ પંથવારા તરેહવાર જાતની ક્રીઆઓ (Sacramental rites) કરતા દરેક ક્રીયા માટે તાવીલ અથવા ભેદ ભરેલો અર્થ હતો. ગ્રીસની ધાર્મીક માન્યતાઓની આવી હાલત હતી તે જમાનામાં ગ્રીસમાં કેટલાક તત્વજ્ઞાનીઓ Philosophers પેદા થયા તે તરફ આપણે નજર કરીએ. તાલીસ મલતી Thales of Miletus 640 to 546 B. C ગ્રીક તત્વજ્ઞાનનો પીતા કહેવાય છે. તે પછી તેનો ચેલો અનકીમાદર Anaximander અને તે પછી અનકીમીન Anaximenes નામચીન થયા છે તે પછી પ્રખ્યાત ફીલસુફ ફીસાગોરસ Pytha Goras 586-504 B. C. થયો, જેણે અદદ Philosophy of Numbers દાખલ કીધી તે પછી હીરેકલીતસ Heraclitus 540-475 B. C. થયો, તેણે આત્મતત્વ વિદ્યા(માં-બઅદ-તબઇઆત Metaphysics) નું જ્ઞાન દાખલ કીધેલું કહેવાય છે તે પછીના વિધવાનોમાં પરમેનીદસ Parmenides born 539 B. C. એમપી દોકલસ Empedocles 490-430 B. C. ઝેનોફેનેસ Xenophanes of Elea ઇનકાગોરસ Anaxagoras born 500 B. C. ઝેનો Zeno 5th century B. C. અને લ્યુકાપસ નામવર થયા છે. એ દરેકના મત અને આચાર વીચાર જાણવાની જરૂર છે, કારણ કે તેઓના શીક્ષણની ગ્રીક વીધવાનો અને ગ્રીક પ્રજા ઉપર ઘણી અસર થઇ છે, તે પછીના જમાનામાં સુકરાત Socrates B. C. 470-અફલાતુન Plato 427-347 B. C. અને અરસતુ Aristotle 384-322 B. C. દુનયામાં ઘણા પ્રખ્યાત થયા છે. તે તમો જાણો છો. આ વીધવાનોએ સ્થાપેલા દરશોમાં શીક્ષણ આપવામાં આવતું હતું. તે મશાઇ ફીલસુફી Peripatetic School નામથી મશહુર છે. તે પછીની ફીલસુફી અફલાતુનીયા જદીદ Neoplatonism કહેવાય છે.

બીશપ ચોહન—શરૂઆતની હસ્તી સબંધી આ ફીલસુફીના મત કેવા

હતા તે તમે જણાવ્યું નથી.

આનરીઅર પ્રોફ—આફરીન ખ્યશરૂ વીશે મે તમોને કહયું તેના સ્થાપક આરફીઅસ એવો મત ધરાવતો જોવામાં આવે છે કે સૃષ્ટીનું મુળ ત્રણ વસ્તુઓ છે. એ ત્રણ વસ્તુઓ રાત્રી પૃથ્વી અને આકાશ. પૃથ્વી અને આકાશના સબંધેથી ધરતી અને સમુદ્ર ઉત્પન્ન થયા, તેને તે ઓરેનસ અને ટેથીસ કહે છે. ઓરેનસ અને ટેથીસની શાદીથી—સંબંધથી બીજી બધી હસ્તી થઇ. હીસીયડસે જણાવ્યું છે તે પ્રમાણે શરૂમાં કેઆસ (Chaos—અદમ) હતું, તે પછી એક તરફથી દ્રવ્ય (Gaia) અને આત્મા (Eros) આવ્યાં, અને બીજી તરફથી એરીબસ Erebus અને નાઇટ Night આવ્યા. તેઓના સબંધથી ઉત્પતી થઇ. તાલીસ મલતી એવો મત ધરાવતો હતો કે, જે કંઇ ઉત્પન્ન થયું છે તે બધું પાણીમાંથી Water થયું છે. અનાક્ષીમાંનડર ધારતો હતો કે વીશાળ પ્રદેશ કે જેનો છેડો નથી. તેમાં એક વસ્તુ ફેલાએલી છે Boundless something તેમાં પરપોટાની પેઠે ઉત્પતી થાય છે, અને લય પામે છે. અનાક્ષીમીનનો મત હતો કે, મુળ વસ્તુ પાણીમાંથી વરાળ રૂપે વાયુ થાય છે, વાયુ વધારે સ્વચ્છ થતાં ઇથર થાય છે, જે વાદળી રંગનું આકાશ દેખાય છે તે જ આકાશ અમી છે. પાણીમાંથી બરફ, અને બરફમાંથી માટી અથવા જમીન થાય છે. હીરેકલીટસની માન્યતા હતી કે, દ્રવ્ય અથવા માદ્દા (તત્વ, માયા, પ્રકૃતી પુદ્દગલ Matter) ચેતન્ય છે Organically alive તેમાં થતા ફેરફારોથી ઉત્પતી અને લય થાય છે. એમપીડીકલ પહેલો હતો જેણે જણાવ્યું કે ૪ મહાભુત (અનાસીર 4 Element) જે શુક્ષ્મ non-material છે, તેમાંથી પ્રેમ અને વિરોધ Love & Discord ને લીધે ઉત્પતી થાય છે. અનાક્ષાગોરસે ચાર અનાસીર સાથે નફસ Nous or reason ને જોડયું, અને જણાવ્યું કે, ચાર અનાસીરને હરકત આપનાર—ગતીમાં લાવનાર નફસ છે. ગ્રીક વિદ્વાનોના આવા છુટક છુટક વીચારોને ભેગા કરી અફલાતુને ઉત્પતીના નીયમ વીશે વીચારો ગોઠવ્યા.

અમીર અતરશ—તાલીસ મલતી અને તે પછીના આયોનીઅન ફિલસુફોનો મત હતા કે સૃષ્ટી મુળ એકજ પદાર્થમાંથી ઉત્પન્ન થઇ છે from material first principle. એ મુળ વસ્તુમાં ફેરફારો કેવી રીતે થાય તે તેઓએ જણાવવાની કોશીસ કીધી છે, પણ એ ફેરફારો થવાનું કારણ શું છે તે વીશે તેઓએ મત આપ્યો નથી. તમે જેને દ્રવ્ય matter કહો છો તેને અમે હયુલા કહીએ છીએ.

માનકજીઆરે પેઠ્ઠ—તમે ખરૂ કહો છો. હીરેકલીઆસ પહેલોજ હતો, જેણે જણાવ્યું કે એ મુળ વસ્તુ અથવા દ્રવ્ય [Primary element હયુલા] અગ્નિ Fire છે. અગ્નિમાં ચેતન્યતા અથવા અક્કલ Reason or Intelligence છે, તે સબબ તેણે તેનું નામ Logos લાગોસ રાખ્યું. ઇનકઝાગોરસે આગળ વધી ચેતન્યતાને માટે કહ્યું કે, દ્રવ્યમાં ફેરફાર થઇ ઉત્પતી અને લય થાય છે તેનો કર્તા દ્રવ્યથી-હયુલાથી જુદો છે, એ કર્તાને, તેણે નફ્રિસ નામ આપેલું, જે ઉપરથી અરબી શબ્દ નફ્સ પેદા થયો છે, હું કહેવા માગું છું કે અરબી શબ્દ નફસનું મુળ નફ્રિસ Nous છે, જે ગ્રીક શબ્દ છે.

અઝીઝ અલ હુસામ—અફ્લાતુનના મત વીશે જુદા જુદા જમાના રાઓએ જુદી જુદી વાત લખી છે. તમે શું કહો છો ?

માનકજીઆર ફ્રેઠ—ગ્રીક લોકોની ખાસીઅત જાણવા માટે એ જાણવાની જરૂર છે કે, તેઓ કોઇ પણ કીતાબને રૂહાની કીતાબ માની લઇ તેના લખાણને ચીવટથી પકડી રાખવાની હઠ કરનારા ન હતા. તે સબબ ગ્રીક વિધવાનોના વીચારોમા ફેરફાર થયા તે વખત કોઇ જાતની ધારમીક તકરારો કે ઝુઘડો થવા પામ્યાં નહી. વિધવાનોના વીચારોમા ફેરફાર થતો તેની પ્રજા ઉપર અસર થતી હતી. અફ્લાતુન કોઇ એક મત ઉપર હઠ રાખી પકડી બેસનાર ન હતો. તેનો અભ્યાસ, અનુભવ, અને વીચારો વધતા જતા હતા તેમ તે પોતાના મતમા ફેરફાર કરતો. તેના વીચારોને પાંચ તબક્કાંના Five stages of Intellectual Development વહેચી શકાય. એ પાંચ તબકા તેના લખાણો ઉપરથી જાહેર થાય છે. [1] The Socratic dialogue [2] Educational dialogue [3] Earlier theory of ideas [4] Later theory of ideas and [5] The laws. એ પ્રમાણે પાંચ તબકા છે. આપણે ચોથા તબકા તરફ નજર કરીશું. તેનું પુસ્તક ટીમીઅસ તેના વીચારો જાણવા ઉપયોગી થઇ પડશે. જેને તમે અલ્લાહ કહો છો તેને તે Universal mind કહે છે તેનો અર્થ અકલ કુલ્લી, ઝહેન કુલ્લી, (ગુજરાતી ભાષામા ચિત્ત અથવા મન) થાય છે. આપણે તેને અક્લ કુલ્લી કહીએ. અક્લ કુલ્લી સીવાય બીજા કોઇ ચાલાકતી હસ્તી તે માનતો નથી એ યાદ રાખવું. અક્લ કુલ્લીના વીચાર, જેને Thoughts કહે છે, તેને તમો મશીયત અથવા અમરે ઇલાહી કહો છો. એ અમર અથવા મશીયત જે ઘરાડો જાહેર કરે છે તેને અફ્લાતુન Ideas of thoughts of universal mind કહે છે. સૃષ્ટીને, આસમાને કાળ (Time

ઝમાન અથવા અલ ખલા) અને સ્થાન (Space=મકાન અથવા અલ મલા)ને અંગે જાણી શકીએ. એ સૃષ્ટી અકલ કુલ્લીના અમરનો ઇરાદો=Thoughts of universal mind together with Ideas of thoughts માની શકાય. **અકલ કુલ્લીના અમરનો ઇરાદો સ્થાનમાં** (space=**અલ મલા**) **જાહેર થાય છે** It thinks those ideas, Its objects, In **space.** અને તે સુરત હનદસીયા એટલે કે Geometrical figures મા **જાહેર** થાય છે. આ સુરત હનદસીયા–ભુમીતીની આકૃતીઓ અગ્ની, વાયુ, **પાણી** અને માટી છે. Ideas of fire, air, water, Earth. આ તત્વોં Element માથી (૧) સૃષ્ટીનુ જીસમ Body of the universe **અથવા** જીસમ કુલ્લી, (૨) તારાઓના જીસમ Bodies of the stars **which** are the first born thoughts of the creative mind **અને** (૩) હયવાનાત અને નબાતના જીસમ થાય છે. હયવાનાત અને **નબાતના** જીસમો તારાઓના ચિતની મારફત જાહેર થએલા અકલ કુલ્લીના **અમરના** ઇરાદાની વસ્તુઓ છે. અકલ કુલ્લી કે જેના સીવાય બીજો કોઇ અલ્લાહ **નથી** તેના અમરનો ઇરાદો તમામ ઇનસાન માટે, તમામ ગાયો માટે, **અથવા તમામ** બકરાઓ માટે, અથવા તમામ ખબુતરો માટે એકજ હોય છે; તે **ઇરાદો** તારાઓ મારફત જાહેર થાય છે તે વખત દરેકની એકયતામા અનેકતા **આવી** જાય છે. જેમકે ઇનસાની એકયતામાથી–બધા ઇનસાન એકજ એવા **ઇરાદામા** ભાગ પડી–અનેકતા થવાને લીધે અમીર હુસામ, અમીર અતરશ, **બીશપ** યોહન વીગેરે જુદા જુદા ઇનસાનો થયા છે. તેજ રીતે જુદી જુદી ગાયો; જુદા જુદા બકરાઓ, જુદા જુદા ખબુતરો વીગેરે થયા છે.

We may now tabulate the theory. (A) Beside pluralities of phenomena, transient, mutable, imperfect which come into being. and are objects of opinion, there are unities, eternal, immutable, perfect, which really exist, and are subjects of knowledge. (B) There are substantive, self existant ideas of the Universe; of fire, air, water, earth; of the several stars; and of the several animal and vegetable species; but nothing else. (C) It is not the Idea's immanance in particulars, but the imitation or the reflection of the Idea in

matter –i.e. in space–that brings particulars into existance, and makes them what they are. (D) Unity=mind =good=God is the cause, the sole cause, of all things; it is the cause of the ideas, of particulars, and even of its own correlative–plurality–space–evil–necessity. (E) The Ideas are the thoughts of the sole cause, namely, unity or mind (F) Infinite mind develops within itself a complete univers of thoughts, primary and secondary, and this universe of thoughts, seen from within by a finite intelligence included in it, is our universe of things

In this stage, then, the forms or ideas are unities from which natures fixities-universe, the four simple bodies, the stars, and the animal and vegetable kinds –are respectively derived; they are substantial and eternal; they are the thoughts of universal mind; they are not immanant in particulars, but are imitated or reflected as particulars in space.

**બીશપ પેલ્હન**—તમોએ કહયું તે ઉપરથી જણાય છે કે અકલ કુલ્લી Universal mind નેજ **અફલાતુન** અલ્લાહ માનતો હતો. એટલે તેનું શીક્ષણ એ હતું કે અકલ કુલ્લી સિવાય બીજો કોઇ ઇલાહ નથી, તમે અમર ઇલાહીને thoughts of the mind કહો છો. ઇસલામ તેને કલામ કહે છે, અને અમો ખ્રીસ્તીઓ તેને word કહીએ છીએ. તમે કહેવા માગો છો કે ઇલાહી કલામ પોતાનો ઇરાદો સ્થાન [Space=અલ મલા]માં જાહેર કરે છે, જેથી સ્થાનમાં [Space=અલ મલા] સુરત હનદસીયા, એટલે કે ચોરસ ત્રીકોણ વીગેરે આકારો પેદા થાય છે. તમારા કહેવાનો સાર એ નીકરે છે કે, સ્થાન એ દ્રવ્ય અથવા જડ વસ્તુ material substance છે, જેને અરબીમાં હયુલા કહે છે. એટલે કે ઇલાહી કલામ, અથવા તમારા બોલોમાં કહીએ તો અકલ કુલ્લીના કલામ, word or thought હયુલામા પોતાના ઇરાદા જાહેર કરે છે, તે સબબ હયુલામાં સુરતો પેદા થાયછે, જે સૃષ્ટીની હસ્તી છે. તમે સુરત હનદશીયા વીશે કહયું તે વીચાર પીસાગોરસના મત

ઉપરથી અફલાતુને લીધો હોય એવું જણાય છે. મારૂં કહેવું છે કે, અફલાતુનનો મત એ હતો કે, કુલ હસ્તીનો ખાલીક અલ્લાહ છે, તે આપણી સમજ બાહેર છે, તેને જાણવું મુશકીલ છે. તેણે સૃષ્ટી પેદા કીધી તે વખત તે પોતાની સીફાતોમાં બાકી રહયો. He abode in his own nature સૃષ્ટીની રચના કરવા માટે અલ્લાહે નફ્સ કુલ્લી પેદા કીધું; અને હયુલા કે જેને કોઇ સુરત ન હતી તેમાં સુરતો નાખી, તેમાંથી જીસમ કુલ્લી થયું. એ નફ્સ કુલ્લી અને જીસમ કુલ્લી મલીને સૃષ્ટી થઇ તે ખાલીકની પોતાની સુરત કહેવાય છે. The universe thns formed of body and soul is described as image of its creator, only begtten. એ સુરત ખાલીકના બેટા છે. thus it is related to him as son to father તે પોતે અલ્લાહ છે. It is itself a God, a perceiveable God એ અલ્લાહ અથવા અલ્લાહનો બેટા ઇસામસીહ રૂપે આ પાપી દુનયાના તારણ માટે જાહેર થયો હતો.

મોમાન અલ ઝકી—બીશપ સાહેબે છેલ્લી વાત કહી તે અફલાતુના વીચારોને ખ્રીસ્તીઓની માન્યતાનું રૂપ આપવા જેવી વાત કહી છે. અફલાતુનના પુસ્તક ટીમીઅસમા જે વીચારો જાહેર કરેલા જેવામાં આવે છે તે ઉપરથી તો કહી શકાય કે, અલ્લાહે સૃષ્ટીને જડ પદાર્થમાંથી પેદા કીધી. તે પદાર્થ એવો જડ intractable હતો કે તે એકજ વખતમા ખાલીકના અમર મુજબના સુરતો ધારણ કરી શકતો ન હતો, ખાલીકે એ હયુલામા તે લઇ શકે તેટલી સુરતો દાખલ કીધી. આ હયુલામા જે જડતા The stubborn power which thus resisted the Creator હતી તેને અફલાતુન Necessity નામ આપે છે. આ Necessity ને ખ્રીસ્તીઓ શેતાન કહે છે. સૃષ્ટી રચવા માટે અલ્લાહે (૧) જે જડ હયુલા હતો Primary mattar જેને કોઇ સુરત કે આકાર ન હતો, તેના થોડા ભાગમા ભુમીતીના આકારો અને ગણીતની સંખ્યાના આંકડા નાખ્યા. તેથી ચાર અનાસીર એટલે કે અગ્ની, વાયુ, પાણી અને માટી જાહેર થયાં. એ ચાર અનાસીર સૃષ્ટીનું જીસમ છે (૨) અલ્લાહે નફ્સ કુલ્લીને પોતામાથી જાહેર કીધું. એ નફ્સ કુલ્લી World Soul ની ખાસીયત હતી એટલે કે તારાઓની ગતી, હાલ ચાલ વીગેરે હરકતો, ઉગવું, વધવું, બીજને જમીમા વાવવું વીગેરે, તેમજ ફેરફારનું થવું. નફ્સ કુલ્લીની બીજી ખાસીયત હતી Intelligence છે. Apprehending not only ideas but sensible realities and such as be between the two ખાસ

કુલ્લી અલ્લાહમાથી જાહેર થયું હતું By emanational process એ નફ્સ કુલ્લી મજકુર ચાર અનાસીરના બનેલા જીસમમા દાખલ થતાં સૃષ્ટીની રચના થઇ. At the beginning of time, God created the universe. A spirit or soul went from him, and inhabited the body which he redeemed from chaos by imprinting mathemetical forms on primordial matter Timeeus 373

**માનશોઅર** ફ્રેંક—તમારા અને મારા કહેવા વચ્ચે ફરક નથી. જે શબ્દાર્થનો ફેર જોવામાં આવે છે તે ગ્રીક શબ્દોના અર્થ કરવામા છે. સાર એ છે કે, **યુનીવરસલ માઇન્ડ**, જેને તમે જહેન કુલ્લી અથવા ચીત્ત કહી શકો, તેનો **અમર** અથવા કલામ word જાહેર થતાં, તે અમરનો **ઇરાદો** જેને અફ્લાતુન Ideas કહે છે, અને જેનો અર્થ રૂહ Soul પણ કરી શકાય, તે **સ્થાન** Space જે જડ હતું અને જેને સુરત ન હતી તેમાં ફુંકાતા તેમાંથી ચાર અનાસીરો પેદા થયા અને એ ચાર અનાસીરોમાંથી બીજી બધી સૃષ્ટિ થઇ. સુરત હનદસીયા Geometrical figures અને ગણિતના આકારો અને સંખ્યા mathemetical forms and numbers વિગેરે શબ્દો અફ્લાતુને વાપરયા છે તે પીસાગોરસના મતની નકલ છે. અફ્લાતુન એ પ્રમાણે અકલ કુલી અથવા ચીત્ત universal mind અને જડ અથવા માદ્દાને કદીમ, અનંત eternal માને છે.

**અલ હુસામ**—કેટલાક વિદ્વાનો અફ્લાતુનના લખાણનો એ અર્થ પણ કરે છે કે હયુલા અથવા અફ્લાતુનના શબ્દોમાં કહીએ તો સ્થાન space પણ અકલ કુલીએ પેદા કરેલી વસ્તુ છે.

**માનશીઅર** ફ્રેંક—કેટલાકો એવો અર્થ કહાડે છે ખરા પણ તે ખરૂં નથી. ખરી વાત એ છે કે **અફ્લાતુન** અને **અરસતુના** લખાણોમાં કેટલીક વાત સાફ સમજાય નહિ તેવી છે, અને કેટલીક વાતના ખુલાસા આપ્યા નથી, તે સબબ તેના ભાવાર્થમાં જુદા જુદા વિદ્વાનો વચ્ચે ફરક જોવામાં આવે છે. પણ **અરસતુ** તો ખુલ્લી રીતે દ્વૈતવાદી છે. અરસતુ અફ્લાતુનના અમર અને ઇરાદા Ideas of thoughts of universal mind ના મતને વખોડી કહાડે છે, અને ખુલ્લી રીતે કહે છે કે (૧) **આદી ગતી** એવી ગતી છે કે જેને ગતી આપનાર કોઈ બીજું નથી, તે અનંત છે, હયુલાથી તે **સ્વ-**

તંત્ર અને જુદી છે. Prime unmoved movement, eternal, existent, essentially operant, exempt from matter તે ઉપરાંત (૨) બીજી ગતીઓ એવી છે કે તેને ગતીમા લાવનાર કોઇ નથી. other unmoved movements (૩) આદી ગતી બીજી ગતીઓ સાથે હયુલા સ્વરૂપ સૃષ્ટીને ખેંચે છે. (the prime unmoved movement, with other unmoved movements) તેને પરીણામે અફલાકો અને તારાઓ વીગેરે ફરી રહયા છે, અને અફલાકો અને તારાઓની ગતી મારફત કમરના અફલાક (ચંદ્રમાંના આકાશ) નીચે જણાતી હસ્તીઓની ગતિ પણ ચાલુ રહેલી જોવામાં આવે છે. આદી ગતીને માટે અરસતુ કહે છે કે તે ચીત્ત છે, જે પોતે વિચાર કરયા કરે છે, અને પોતે પોતાના વિચારોને જાણે છે. the prime unmoved movement is mind (NOUS), which with itself for object, thinks continually and is concious of its thinking બીજી ગતીઓ માટે અરસતુ ખુલાસો કરતો નથી, પણ તેના લખાણો ઉપરથી અનુમાન કરી શકાય કે, તે આદી ગતીના વીચારો છે, એવો તે મત ધરાવતો હતો. The Prime mover is not the creator, but the mover directly of heavens, and indirectly through the planets of sublunary substances. The prime mover is God, but God is no mechanical mover. He moves as motive He is the effecient only as the final cause of nature. While nature aims at Him as design, as an end, a motive, a final cause, God's occupation is intelligence; and since essence, not indeed in all being, but in being understood, becomes identical with intelligence, God in understanding, essence is uuderstanding himself. In short, God's intelligence is at once intelligence of Himself of eseence a d of intelligence.

The obvious substances are natural substances or bodies e g. animals, Plants, elements, earth, stars. Each natural substance is a compound of essence and matter; its essence being its actual substance, its

matter no', its essence being one in all individuals of a spacies, its matter different in each individual, its essence being cause of uniformity, its matter cause of accident. Each natural substance is a formal cause, as being what it is, a material cause as having power to be changed, an effecient cause having active power to change, and a final cause as an end to be realized Though each naturel substance is corruptible; species is eternal and continues in its original essence, which is ungenerated and incorruptible; the natural world is therefore eternal.

---

# પ્રકરણ ૧૬ મું

---

## દિમશકમાં ફ્રેંચ તઇયારીઓ.
## ચમનની દાવત.
## ખ્વાજા ઇસમાઇલીઓની માન્યતા.

**દિમશક—અસ—શામ**—પ્રાચીન જમાનાથી પ્રખ્યાત થએલા શહેરનું વર્ણન આગલા પ્રકરણમાં આપ્યું છે. બરાદા નદીના જમણા કિનારા ઉપર જુનું શહેર છે, તે તરફ, શહેરની બાહેર, અલ મેદાન નામનું પરૂં લગભગ દોઢ માઇલ લાંબુ વસેલું છે. ઉપરના દેશો તરફથી આવતા હાજીઓને હિજાઝ તરફ જવાનો માર્ગ પણ આ પરાંની પાસેથી છે. એ પરાંમાં **ફ્રેન્ચ એલચીખાતાંની ઓફીસ** અને નાએબ એલચીને રહેવાના મકાન એવી જગા ઉપર આવેલાં હતાં કે, મકાનની અગાસી ઉપરથી મજકુર ધોળી રસ્તેથી જતા આવતા કાફલાઓ ઉપર નજર રાખી શકાય. આફિસના એક ઓરડામાં **માનશીઅર ફ્રોક** નાયબ એલચી **માન. પેશાં** સાથે વાતે વળગેલો હતો. માન. પેશાં તેને એક નકશો બતાવી સમજાવતો હતો.

**માન. પેશાં**—અહીંથી એક રસ્તો ઉતર-પુર્વ તરફ જાય છે. તે પ્રાચીન **પામીરાના ખંડીએર** પાસે જઇ પહોંચે છે. ખડીએર અહીંથી એક સો

માઇલ દુર સમજવાં. આ રહયો હમસ જવાનો રસ્તો. એ રસ્તો રેલવે લાઇનની નજદીકથી જાય છે. અને હમસથી પામીરાનાં ખંડીએર તરફ જવાનો આ બીજો રસ્તો દેખાય છે તે પણ મોટરો આવજા કરી શકે તેવો છે. પામીરાના ખંડીએર પાસેથી થઇને ફુરાતના કિનારા ઉપર પહોંચવાનો રસ્તો અને ત્યાંથી ફુરાતને કિનારે થઇને ઇરાક તરફ જવાનો રસ્તો, આ નકશામાં બતાવેલો છે તે, આગલા જમાનામાં પમીરા રાજના અરબ વેપારીઓને આવવા જવાનો રાજમાર્ગ હતો.

**માન. ફ્રોક**—જોવામાં આવે છે કે બગદાદથી આ તરફ આવતા સીરીઅન રણનો અરધો ભાગ ફુરાત નદીની નજદીકથી પસાર કરી શકાય; તે પછી ફુરાત છોડવી પડે, અને રણમાં દાખલ થઇ અરધો રસ્તો પસાર કરવો પડે, ત્યાં પાણી મળી શકે કે ?

**માન. પેશાં**—પામીરાના ખંડીએર નજદીક પહોંચો નહીં ત્યાં સુધી તો નજ મળે. પામીરા રાજના જમાનામાં એ રસતો આબાદ રાખવામા આવતો હતો, અને માર્ગમાં ચોકીઓ અને પાણીનો બંદોબસ્ત હતો. હાલમાં એ બધું ખંડીએર છે. પાણીની પુરી તૈયારી રાખવી પડે.

**માન. ફ્રોક**—પામીરાથી હમસ થઇને તરાબુલુસ જવાનો માર્ગ ઘણો પહાડી નથી. પણ પામીરાથી દિમશક આવ્યા પછી બેરૂત કે કોઇ પણ બીજા બંદર તરફ જતાં પહાડો ઓળંગવા પડે.

**માન. પેશાં**—પણ રેલવે આપણા હાથમાં છે. અને તે ઉપર કબજો જાળવી રાખવા માટે બંદોબસ્ત સરસ છે. છતાં પણ જોગવાઇ તો પુરતી રાખવી પડે. લબનાન અને પેલેસ્ટાઇનનાં દરેક પહાડ અને ખીણોના નકશા પેરિસ મોકલાવી આપ્યા છે. પણ પહાડી પ્રદેશ છે, તેમ દરૂઝ લોકોની સંભાળ પણ રાખવી પડે. જો તેઓને જણાય કે તેઓની સ્વતંત્રતાનો નાશ થશે તો તેઓ મરણીઆ થઇને લડે તેવા છે.

**માન ફ્રોક**—દરૂઝ લોકોની મ્હોટી વસ્તી કઇ તરફ છે ?

**માન. પેશાં**—દિમશકથી દક્ષિણ તરફ. જુઓ આ જબલ હરાન. એ પહાડોને જબલ દરૂઝ પણ કહે છે. કેમકે એ આખો પહાડ લગભગ તેઓથી વસાએલો છે, તેઓ તુરકી સલતનતથી ફકત એટલાં માટેજ ખુશી નથી કે તુરકી સલતનત તેઓને જોઇતું સ્વતંત્રપણું આપતી નથી.

**માન. ફ્રોક**—શરૂઆતમાં તેઓને હાથમાં રાખવા પડે. તેઓ પાસે હથીઆર છે કે ?

**માન. પેશાં**—તુરકી સલતનતે લાઇસન્સ લેવાનો કાયદો રચ્યો ત્યારથી ચોકસ જાતની રાઇફલો સહેલાઇથી મલી શકતી નથી, આપણે દરૂઝ લોકો અને મવારીનો વિગેરેને કેટલીક જાતની બંદુકો વહેંચીએ છીએ, તે બંદુકો કરતાં વધારે દૂરથી ગોલીબાર કરી શકે તેવી રાઇફલોનો આપણી પાસે લગભગ દસ હજારનો સ્ટાક અહીં આસપાસમાં રાખેલો છે.

**માન. ફ્રેંક**—આ મકાનમાં રાખવું જોખમ ભરેલું છે.

**માન પેશાં**—અહીં રાખી શકાયજ નહિ. દિમશક શહેર જુનું ગલી કુંચીઓ વાળું અને એવી બાંધણીનું છે કે, ત્યાંના ઘરોમાં શું છે, અને કયાં છે, તેનો કોઇને પતો લાગી શકે નહિ. તમે ગઇ કાલે કરમતીઓનું દારૂલ હિજર જોયું. બાહેરથી ફકત માટીની દિવાલ અને અંદર જવા માટેનો દરવાજો જોઇને કોણ કહે કે અંદર આવા શાહી મકાનો હશે? દિમશકમાં નહાના કે મહોટા મકાનો એવીજ રીતના છે. એવાં મકાનોમાં આપણા ખાસ વિશ્વાસુ શામીઓને, રહેવાના મકાનો તરીકે, લઇ આપેલા કેટલાક મકાનો છે, ત્યાં આપણો ખાનગી સ્ટોર સરદાલ કે ભોંયરામાં પડેલો છે.

**માન. ફ્રેંક**—આ તરફના બંદરો ઉપર કીલ્લેબંદી જોવામાં આવતી નથી, તેમજ લડાઇના વખતમાં લશકર લાવ લઇજા કરવા માટે પણ જોઇએ તેવો બંદોબસ્ત તુરકી સલતનતે કીધેલો નથી.

**માન. પેશાં**—તુરકી સલતનતને, તમો જાણો છો તેમ, પૈસાની ઘણી તંગી રહે છે, તે સબબ તે લડાઇના સરંનજામ વાસતે પુરતું ખરચ કરી શકતી નથી. એ મુશકેલીના સબબ તેઓએ એશીઆમાઇનરનો કિનારો જાળવી રાખવા નજીવાં પગલા લેવા ઉપરાંત વધું કંઇ કર્યું નથી. તેઓ યુરોપીઅન સલતનતો પાસેથી લોન ઉપર મહોટી રકમો ઉધાર લેવાની કોશિશ કરે છે. પણ એ લોન લશકરી અસબાબ માટે ખરચ ન થાય એવી આપણે જામિન-ગીરીઓ માગતા હોવાથી કંઇ થઇ શકયું નથી.

**માન. ફ્રેંક**—તેઓ પોતાની રઇયત પાસેથી શા માટે લોન ઉપર નાણું લેતા નથી?

**માન. પેશાં**—મુશકેલી એ છે કે તેઓના ધર્મ પ્રમાણે વ્યાજ ઉપર નાણું લેવું અથવા ધીરવું ગુનાહ ભરેલું છે. થોડાજ વરસ પહેલાં તુરકી બાબ આલીઆએ એ બાબતમાં ઓલેમાઓ પાસેથી ફતવા મેલવવા શેખુલ ઇસ-લામની આગેવાની હેઠે **ઓલેમાઓની** કોનફરન્સ ભેગી કરી હતી; અને

એવી તજવીજ કરી હતી કે, ઓલેમાઓ એવી ફતવા આપે કે, સલતનતના લાભ માટેના કામો વાસતે સલતનત લોન ઉપર નાણું લે, તે ઉપર વ્યાજ આપે તે લેવા દેવામાં શરીઅતની બાધા આવતી નથી. એવું જણાતું હતું કે ઓલેમાઓ તેવી ફતવા આપશે, તે સબબ કેટલાક ઓલેમાઓને આપણે અને બીજા મિત્ર રાજ્યો તરફથી હાથમાં લેવામાં આવ્યા હતા, તેઓ, તેમજ જૂના વિચારના દિનદાર શેખોએ બાબ આલીઆની કોશિસ તોડી પાડી. તુરકી સલતનત છેલ્લી લડાઇઓમાં ફતેહમંદ નિવડતી નથી તેનું મ્હોટું કારણ એજ કે, તેઓ પોતાની રઇયત પાસેથી લડાઇની લોન ઉપર નાણું મેળવી શકતી નથી. તે સબબ લશકરને પગાર આપી શકતી નથી, તેમજ અસબાબ પુરો પાડી શકતી નથી. નાણાની વ્યવસ્થા કરવાની યુરોપની રીત તેઓ શીખ્યા છે. પણ તેઓને તેઓની રઇયત પાસેથી જોઇતું નાણું મલી શકતું નથી, બીજું કારણ તુરક લોકો અરબોને પોતાની સાથે મેળવી લઇ શકયા નથી. અરબો અરબજ રહયા છે, અને તુરકો તુરકજ રહ્યા છે. તેઓએ ભાષા પણ જુદી જુદી રાખી છે. તે સબબ અરબો પાસેથી જોઇએ તેવી મદદ તુરક લોકો મેળવી શકતા નથી. આ બધું આપણા લાભનું છે. સુએઝ કેનાલ સબંધી અંગરેઝો સાથે આપણે જે સમજુતી કીધી તેને લગતા આપણા છુપા કોલકરારો મુજબ સીરિઆ આપણા હવાલામાં આવ્યું છે. પેલેસ્તાઇન અંગરેઝોના હાથમાં રહેશે. હવે અંગરેઝોની આ ઇલાકામાં દખલગીરી રહી નથી, અને આપણા હાથ છુટા થયા છે.

**માન. ફ્રોક**—મવારીન ખ્રીસ્તીઓને વધારે પ્રમાણમાં હાથમાં લેવા જોઇએ. તેઓને મ્હોટી સંખ્યામાં ફરાન્સ મોકલી, લશકરી અને બીજી જોઇતી તાલીમ આપી, તઇયાર કરવાની જરૂર છે. રેલવે ખાતામાં પણ તેઓની બની શકે તેટલી ભરતી કરવાનો મેં હુકમ આપી દીધો છે.

તેઓ વાતો કરતા હતા તેટલામાં ચોકીદારે ખબર આપી કે અલ હુસામ માનશીઅર ફ્રોકને મલવા આવ્યો છે. માનશીઅર ફ્રોકે એક અમલદારને અલ હુસામને બેઠકના ઓરડામાં બેસાડવાનો હુકમ આપ્યો.

**માન. ફ્રોક**—હું ધારૂં છું કે અલ હુસામ પેલું ખાનગી દસતાવેજ સહી કરવા આવ્યો છે. મેં તેને ગઇ કાલે કહયું હતું કે એ ખાનગી કોલ કરાર ઉપર સહી કરી જવી, કે જેથી દેર અલ કમરની જાગીર તેના નામ ઉપર કરાવી આપવાના બાકીના દસતાવેજો તઇયાર કરી શકાય.

**માન. પેશાં**—દસતાવેજો તઇયાર છે. તમો તેની પાસે જાઓ, હું દસતાવેજો લઇને આવું છું.

**માનશીઅર ફ્રોક** ત્યાંથી ઉઠયો અને અલ હુસામને જઇ મલ્યો. રિવાજ મુજબ એક બીજાની ખબર પુછી, તંદુરસ્તી ચાહી તેઓ વાતે વલગયા.

**માન. ફ્રોક**—માનશીઅર, એક વાત હું તમોને ગઇ કાલે પૂછવી ભૂલી ગયો. માન. પેશાં દસતાવેજો લઇ આવે છે તેટલાં મહેરબાની કરી તમો એ વાતનો ખુલાસો કરશો કે? હું પૂછું છું કે યમનમાં તમારી દાવત નથી કે? અને જો ન હોય તો શા માટે નથી?

**અલ હુસામ—યમનમાં કરમતી દાવત** બનું સુલેહીઓના હાથમાં હતી. સઇયદા હુર અલ મલેકા નામના એક બાહોશ બાનું, કે જે સુલતાન અલ મુકરરમ એહમદ બિન અલી સુલેહીની રાણી હતી, તે તેના મરદના વફાત પછી યમનના હુજત નિમાયાં હતાં.

**માન. ફ્રોક**—એ વાત ગઇ કાલે થઇ હતી, પણ એક ઓરત હુજત નિમાયા એ અજબ જેવું છે!

**અલ હુસામ**—સુલતાન અલ મુકરરમના મા સાહેબા સુલતાના **અસમાં બિનતે શિહાબ,** તેમજ **સઇયદા હુર અલ માલેકા** તેઓના મરદોની હયાતીમાં અને તે પછી યમનની સલતનત પણ ચલાવતાં હતાં, તો હુજત નિમાય તેમાં અજબ જેવું શું છે.

**માન. ફ્રોક**—એ ઓરતો પડદામાં રહીને સલતનતનો કારોબાર ચલાવતી હતી?

**અલ હુસામ**—એ સુલતાનાઓ પડદો કરતાં ન હતાં તેવું અબુ મહમદ નજમુદદીન ઓમરા નામનો તવારીખ નવેશ જે તેઓનો એક દાઇ હતો તેના ઇતિહાસ ઉપરથી જણાય છે. તેઓ લશકરની આગેવાની લઇ લડાઇમાં પણ ભાગ લેત હતાં. **હુર અલ મલેકા** વફાત થયાં તે વખત મનસુર બિન મુફઝઝલ બિન અબિલ બરકાત બિન વલીદને હુજત અને સુલેહી સલતનતના માલિક નિમી ગયાં. મનસુરના મોત વખતે તેના બેટા એહમદ હુજત નિમાયા. હુર અલ મલેકાના, તેમજ મનસુર અને એહમદના જમાનામાં દાઇઓનો ફસાદ વધતો જતો હતો. મીસરની ફાતેમી સલ્તનત કે જેની મદદથી યમનની સુલેહી સલતનત અને કરમતી દાવત ટકી રહી હતી, તે નબલી પડી ગઇ હતી. જગે

જગ દાઇઓ અને ફસાદીઓ પોતાની હુકુમત કાયમ કરવા લાગ્યા હતા. એ ફસાદોના સબબ એહમદ બિન મનસુર જે યમનના હુજત હતા, તેમના મોત પછી યમનની દાવત પડદે થઇ.

**માન ફૌક**—તમારા મત મુજબ હુજતની હાજરી વગર દાવત ચાલી શકે નહી, પણ તેનો સબબ શું?

**અલ હુસામ**—અમારી માન્યતા છે કે કોઈ પણ દાવત હુજતની જાહેર હાજરી ન હોય તો ચાલી શકે નહી, તે દાવત પડદે થએલી ગણાય. અમો ચાર મરતબાને ઉંચા ગણીએ છીએ. એ ચાર મરતબા **ઇમામ, બાબ, હુજત, લેલી** અને **હુજત નેહાર** છે. હુજત નેહારી જઝીરાઓની દાવતના માલિક છે. તેઓ ન હોય તો દાવત કેમ ચાલી શકે? ઇમામ, બાબ અને હુજત લેલી એ ત્રણ મરતબા પડદે હોય તો પણ હુજત નેહાર જાહેરમાં રહી દાવત ચલાવે જો તે પણ પડદે થાય તો દાવત સદંતર પડદે થએલી ગણાય. અમારા એતેકાદ પ્રમાણે એવો વખત પણ આવનાર છે કે, પૃથ્વી ઉપર કોઇ પણ ઠેકાણે અમારી દાવત જાહેરમાં જોવામાં આવશે નહીં. ફાતેમી ઇમામો તરફથી એવી આગાહી થએલી છે.

**માન. ફૌક**—તમે કહો છો કે ચાર મરતબા વગર દાવત હોય નહીં. અને તે ચારમાંથી કમતીમાં કમતી એક મરતબાના સાહેબ જાહેર હોવા જોઇએ. તેમ કહેવાને તમારી પાસે કોઇ ધાર્મિક સનદ છે કે?

**અલ હુસામ**—ચાર મરતબાના સાહેઓમાંથી જો એક પણ મરતબાના સાહેબ જાહેર હોય તોજ તે દાવત જાહેર છે એવું કહેવાય. જો ઇમામ, બાબ હુજત લેલી કે હુજત નિહારીમાંથી એક પણ મરતબાના સાહેબ જાહેર ન હોય તો દાવત પડદે છે, અને પડદેથી ચાલી રહેલી છે એમ કહેવાય. દાખલા તરીકે બહેરેનની દાવતમાં હુજત પણ પડદે હતા, તે સબબ જગાઅત કાયમ થઇ, કે જે **અલ ઇકદાનીયા** કહેવાય છે. **અલ ઇકદાનીયા** સંબંધમાં તમને ગઇ કાલે કહેવામાં આવ્યું હતું.

**માન ફૌક**—મેં સાંભળ્યું છે કે તમો બાહરેનમાં અબુ તાહેર સલેમાને **અલ ઇકદાનીયાહની** કાઉનસિલ સ્થાપી દાવત ચલાવી હતી તેની વિરૂદ્ધ છો, અને કહો છો કે તેતો ફાતેમી ઉસુલ મુજબ કરવામાં આવ્યું હતું?

**અલ હુસામ**—અમારી કોમને કેટલાક કારણને લીધે અમો એમ કહીએ છીએ, પણ **અલ ઇકદાનીયાહ**ની નિમણુંક અમારા મઝહબી સિદ્ધાંત મુજબ

બરોબર છે. સીરીયાની માહરી દાવત સંભાળી રાખવા માટે મને મારા લોકોને તેમ કહેવું પડે છે. તમે જે ચાર મરતબાની દલીલ માગી તે, **ઇખવાનુસ્સફા** નામનો અમારો કિતાબ છે તેના ચોથા ભાગમાં સાતમી રિસાલતની ૭-૯ મી **ફસલમાં ચાર કિતાબ**નું બયાન છે, તે કિતાબથી મુરાદ ચાર મરતબાની છે, યાને ઇમામ, બાબ, હુજત, લેલી અને હુજત નેહારી. એજ ફસલોમાં **ચાર જાહેલ**નું બયાન છે તે દાઇ બલાગ, દાઇ મહેસુર, માઝુન મુતલક અને મુકાસર નકીબ છે, કે જેઓ હકીકતમાં મઝહબના ભેદોથી જાહેલ છે. એજ ફસલોમાં **રૂહાની મદીનાની** કેફીયત આપવામાં આવી છે, કે જેની બિના નામુસે અકબરના સાહેબની મમલકતમાં છે; **નુહ નબીના સફીનાની** કેફીયત છે, કે જે સફીનું જીસમોના બોજાઓ ઉપાડનારૂં છે. એ જીસમોના બોજાને ઉપાડનારૂં સફીનું, અને જાનોને આસરો લેવાનું મદીનું, ચાર મરતબાથી આરાસતા છે. એ ચાર મરતબામાં નીચલો મરતબો **અરકાનના ધણીનો** છે, કે જે કારીગરીના સાહેબ છે, અને કારીગરી ઉપર નજર રાખે છે તે **હુજત નિહારી** છે. તે ઉપરનો મરતબો **રિયાસતના સાહેબનો** છે, કે **હુજત લેલી** છે, જે રિયાસતની સંભાલ રાખે છે. હુજત લેલી પડદામાં હોય ત્યાં સુધી અમારી દાવત ફક્ત **દાવત હાદીઆ**, એટલે હિદાયતની દાવત કહેવાય, અને લોકો ઉપર મઝહબી વાતોના સંબંધમાંજ હુકમો આપી શકાય. સિયાસતી બાબતોમાં હુકમો આપી શકાય નહી તે ઉપરનો મરતબો **પાદશાહનો** છે, કે જે **બાબ** છે. બાબની જાહેર હાજરી વગર મુલકી મઆમલાતમાં દખલ કરી શકાય નહિ. ચોથો મરતબો **રૂહાનિયત** અને રૂબુબિયતનો છે, કે જે **ઇમામ** છે, તેમની જાહેરમાં હાજરી ન હોય ત્યાં સુધી જે કંઇ અમલ થાય તે કિતાબોની સનદ અને સાફ જણાતા હુકમો મુજબ થાય. કોઇ પણ મામલામાં પુરો અને સાફ ખુલાસો માલુમ ન પડે તેની ફતવા કોઇ પણ આપે નહી. ચાર મરતબાના મુકાબલામાં ચાર અરકાન છે. ઝમીન, પાણી, હવા અને આગ તે ચાર કુવ્વત છે, કુવ્વત નામીયા, કુવ્વત હયવાનીયા, કુવ્વત નાતેકા, અને કુવ્વત મલકીયા. તબીયતની કિસમ પણ ચાર છે, દમ, બલગમ સોદા અને સફરા. હજી વધારે સાબેતી જોઇતી હોય તો **ઇખવાનુસ્સફાના** પહેલા ભાગના ૯ માં ારસાલામાં ફસલ ૪૩ જુઓ. તેમાં અમારા પાક નબી (સ. અ.) નું ફરમાન છે. આપે ફરમાવ્યું છે કે. **ઇબરાહીમ નબીની** ઉમ્મત પોતાના ઉમુરને સંભાલવા ૪ અબદાલને સોંપતી હતી. તેઓ ૪ અબદાલ કહેવાતા હતા, સબબ કે, તેઓ એક પૈદાઇશ પછી બીજીમાં

બદલાઇને સાફ થએલા હતા. તે એવી રીતે કે ૪૦૦૦ મુમિન તાબા કરનારાઓમાંથી ૪૦૦ તપયાઓ અને મારેફતના સાહેબોને ચુંટી કાઢતા. એ ૪૦૦ તપયાઓ ૪૦ ને ચુંટતા, કે જેઓ આલેમો અને ફાઝિલ હોય. એ ૪૦ માંથી ૪ અબ્દાલને ચુંટી કાઢવામાં આવતા. એ ચાર મરતબાના ઇમામ, બાબ હુજત લેલી અને હુજત નેહાર છે.

**માન.** ફ્રેક—તમોએ છેલ્લી વાત કહી તે ઇસરાઇલીઓની સેનહેદરીમ અથવા બેત દીનની વાતને મલતી આવે છે. બાઇબલમાં તેનું સંપૂર્ણ વર્ણન નથી, પણ એ વાત સિદ્ધ છે કે ઇસરાઇલીઓમાં તેઓના ધર્મ અને રાજનો વહીવટ ચલાવવા એક કાઉનસિલ ઇસરાઇલી લોકો નીમતા હતા. કાઉનસિલનો વડો નીમવામાં આવતો તે તેઓનો વડો ધર્મ ગુરૂ અને વડો ન્યાયાધીશ પણ ગણાતો. તમે દાઇ **બલાગ,** દાઇ **માહસુર, માઝુન મુતલક** અને **મુકાસર નકીબને** ચાર જહાલતના મરતબા શા માટે કહો છો ?

**અલ હુસામ**—એ ચાર મરતબાને જહાલતના મરતબા નહી પણ જાહીલીયા અથવા નફસાનીયા મરતબા કહીએ છીએ. તેની ઉપરના ચાર મરતબા–ઇમામ, બાબ અને બે જાતના હુજતો–એ ચારને અકલીયા અથવા રૂહાનીયા કહીએ છીએ. અમો માનીએ છીએ કે સૃષ્ટીની શરૂઆતથી હમણા સૂધી જે જે પેગંબરો થઇ ગયા તે બધાઓએ એકજ મઝહબનું શિક્ષણ આપ્યું છે. આપણે જાહેર રીતે જોઇશું તો આપણને ઇબરાહીમ નબીની શરીઅત કરતા મુસા નબીની શરીઅતમાં ફરક જણાશે. ઇસા નબીની શરીઅતમાં તે કરતાં જુદુંજ જોવામાં આવશે, અને ખાતેમુલ મુરસલીનની શરીઅત જુદીજ નજરે પડશે. બંદગી અને ઇબાદતની રીતમાં, હરામ અને હલાલના સવાલોમાં, જાએઝ અને નાજાએઝના કાયદાઓમાં, તેમજ વિરસા અને તેવા બીજા કાનુનોમાં નજર કરો. તમોને દરેક નબીની શરિઅતમાં જુદુ જુદુ નજરે આવશે. તેવું છતાં પણ અમો કહીએ છીએ કે બધા નબીઓનું મઝહબ એકજ હતું. હરએક શરીઅતનું જાહેર સ્વરૂપ આમ લોકોને ચોકસ રસ્તા ઉપર લાવવા માટે જુદા જુદા જમાનાને અનુકુળ આવે તેવું શિક્ષણ છે. આ શિક્ષણ લોકોને ખરા મઝહબ તરફ વટલાવવા અને તે પછી તાલીમ આપવાને લગતું છે, તે જાહેર શરીઅત અને ફિક્રેહ વિગેરે કહેવાય છે તેવું શિક્ષણ દાઇઓ, જેને તમો મિશનરીઓ કહો છો, તેઓની અને તેઓના મદદનીશોની મારફત આપવામાં આવે છે, તેઓ જાહેલોને મઝહબની તરફ વટલાવવાનું કામ કરે છે, તે સબબ મરતબા જાહેલીયા, અથવા નફસાનીયાના

સાહેબો કહેવાય છે. બીજું તેઓને તેઓના કામને લગતું એટલે જાહેરી શરીઅત (ઇબાદતના કાયદાઓ, જાએઝ નાજાએઝના કાયદાઓ, વિગેરે) ને લગતું તનઝીલ, તાવીલ અને હકીકત શિખવવામાં આવે છે, પણ મઝહબને લગતી જે ઉંચી સચ્ચાઇઓ અને ભેદો છે તે બતાવવામાં આવતાં નથી. એ ઉંચુ ઇલમ ફકત ઇમામ, બાબ, અને હુજતોનેજ તેમના દરજા મુજબ આપવામાં આવે છે. જેઓ આ ઉંચી સચ્ચાઇઓનો અભ્યાસ કરે છે તેઓ ખુલી રીતે જોઇ શકે છે કે, જોકે જુદા જુદા નબીઓની જાહેરી શરીઅત જુદી જુદી જોવામાં આવે છે, પણ તેમાં રહેલી ઉંચી સચ્ચાઇઓ અને રૂહાની અને નુરાની ભેદો એકજ છે. તેજ સબબ **ઈમામ, બાબ** અને **હુજતોને** અકલીયા, નુરાનીયા, અથવા રૂહાનીયા મરતબાના સાહેબો કહેવામાં આવે છે. આ મરતબાના સાહેબો ઉંચી સચ્ચાઇઓ અને ભેદો ચોકસ સંજોગો અથવા ચોકસ ઇનસાનો સિવાય, બીજાઓને નહી કહેવા એક બીજાથી મિશાક આપી બંધાય છે. એ મિશાકનું બયાન અમારા પાક કલામે શરીફમાં જોવામાં આવે છે, કે અલ્લાહતાલાએ હરએક નબી પાસેથી મિશાક લીધો હતો, મિશાક એ છે કે મઝહબને લગતી ઉંચી સચ્ચાઇઓ અને ભેદો જાણવા સાથે પણ હરએક મરતબાના સાહેબને જે સત્તા આપવામાં આવી છે, તે સત્તા કરતાં વધુ સત્તા વાપરવી નહી. અમો નીચેના મરતબાના અમલદારો એટલે કે દાઇઓ, માઝુન અને મુકાસરો પાસેથી પણ મિશાક અને બેત લઇએ છીએ કે તેઓ તેઓને આપવામાં આવેલી સત્તા કરતાં વધી ન જાય, અને લોકોને વટલાવતી વખત પોતાના નામથી દાવત ન કરે, બલકે પોતાનું નામ પણ ન વાપરે, જે દાવત કરે તે ઇમામના નામથી કરે.

વાત ચાલતી હતી તે દરમીઆન માનશીઅર પેશાં દસતાવેજો લઇ આવ્યો, જે ઉપર અલ હુસામે સહી કરી આપી.

**અલ હુસામ**—માનશિઅર મારે તમારી સાથે એક અંગત બાબત ઉપર વાત કરવી છે, પણ તે પહેલા હું તમોને પુછું છું કે શું આ વાત સહી છે, કે તમારી અને અમીર જલીલ વચ્ચે કંઇ વાંધો પડયો છે, અને તમે અમીર જલીલ પાસેથી રેલવેને લગતો ચોકસ માલ લેવા ના પાડો છો? અને જો તમે માલ ન લોવ તો અમીરને પાંચ લાખ કરતાં વધારેનું નુકસાન થાય?

**માન૦ પ્રોક**—અમીર જલીલનું કુટુંબ અમારી રેલવેને કેટલીક જાતનો માલ પહોંચાડવાનું કનટરાક લે છે. એક મહોટા કનટરાકમાં માલ ફેર આપ-

વામાં આવ્યો છે. તેને લગતી તકરાર ચાલે છે, પણ એ વાત સાથે તમોને શું નિસબત ?

**અલ હુસામ**—હું તમારી મદદ ચાહું છું. તમો જાણો છો કે હું ફ્રેન્ચ સરકારને કેટલી મદદ કરૂં છું, અને ખાનગી બાતમીઓ પહોંચાડું છું. હાલના નાજુક વખતમાં આ સેવા કંઇ ઓછી ગણાય નહિ. શું એ સેવાના બદલામાં તમો મને થોડી મદદ કરી શકશો ?

**માન૦ ફ્રેંક**—તમે ચાહો છો શું તે તો કહો !

**અલ હુસામ**—વાત એ છે કે **અમીર જલીલની** પૌત્રી **ગાલિબ ખાનમ** સાથે હું શાદી કરવા ચાહું છું પણ અમીર જલીલ અને તેનો બેટો અમીર અરસલ મારી વિરૂદ્ધ છે. તેઓ શાદી વચ્ચે આવશે એવી બિહક છે. મને ખબર મલી છે કે કનટરાકટ મુજબ માલ આપવામાં ભૂલ થઇ છે તે અમીર મુખલિસથી થએલી હોવાથી, જો તમો અમીર મુખલિસને મારૂં કામ કરી આપવા સમજાવો તો, તે કદી પણ તમારા કહેવાથી બાહેર જશે નહી. તેને કનટરાકટ બાબત ઘણી ચિંતા છે, અને ગમે તે ભોગે એ કનટરાકટને લગતી તકરારનો અંત લાવવા માગે છે.

**માન૦ ફ્રેંક**—માનશીઅર તમારા કહેવાનો અર્થ હું સમજું છું. અમીર મુખલિસને અમો મુશ્કેલીમાં નાખવા માંગીએ તો તેમ કરી શકીએ, એટલે તેનો લાભ લઇ, અમીર મુખલિસ ઉપર દબાણ કરી, ગાલિબની તમારી સાથે શાદી કરી આપવા તેની ઉપર ફરજ પાડવી, એમ તમો કહો છો. એ કામ મારાથી બની શકે તેમ નથી. પહેલું એ કે, અમીર જલીલ અને તેનું કુટુંબ ગૃહસ્થ માણસો છે. તેઓએ, ખાસ કરીને અમીર અરસલે અમારી સાથે દગલબાજી કરી નથી. બીજું એ કે, ગાલિબને તેના દાદા, કાકા, તેમજ કુટુંબની બાનુઓ સાથે મેં જોઇ હતી. તે એક ચાલાક બાનુ છે. તે તમારી સાથે શાદી કરવાનું પસંદ કેમ કરશે ? તમોને ત્રણ સ્ત્રીઓ તો છે !

**અલ હુસામ**—આ દેશ ફરાન્સ નથી, અને અહીંની સ્ત્રીઓ ફ્રેન્ચ બાનુઓ નથી. અમો યૂરોપિઅન લોકોની પેઠે જે ઉપર અમારો ચાહ દોડવાય તે સાથે મહોબત બાંધી તે પછી પરણતા નથી. એટલુંજ નહી પણ જેની સાથે પરણીએ છીએ તેની ચાલચલણ અને પ્રકૃતિની પણ અમોને ખબર હોતી નથી. એટલે એવી હાલતમાં થએલી મારી આગલી શાદીઓથી મને સુખ છે કે દુઃખ તે તમો શું જાણો ? હું ગાલિબને ઘણોજ ચાહું છું, અને તેણી મને ચાહે છે. તેણી મને ભેટ સોગાદો મોકલતી રહી છે, અને હું

તેણીને મોકલતો રહ્યો છું. હું દિમશક આવ્યો તે પહેલાં કાહેરામાં તેણીને મલી આવ્યો છું. અમારી મુલાકાત ખાનગી હતી. અમો એક બીજાને વચન આપી બંધાયા છીએ.

**માન૦ ફ્રોક**—હું દિલગીર છું કે હું આ વાતમાં વચ્ચે પડી શકું નહી. કનટરાકટને લગતી ભુલ થએલી જોવામાં આવે છે તેમાં અમીર જલીલની પહેડીનો કે અમીર મુખલિસનો કસુરજ છે એમ નથી, અમારી પણ ભુલ થએલી છે, અને અમોએ લગભગ એવો ઠરાવ કર્યો છે કે માલ લઇ લેવો.

**અલ હુસામ**—જો તેમજ છે તો તમે મને મદદ કરવાને ખાતર અમીર મુખલિસને કહી શકો કે, તે મારૂ કામ કરી આપશે તો તમો વાંધા વગર માલ લઇ લેશો.

**માન૦ ફ્રોક**—હું આ વાતનો કંઇ પણ જવાબ આપી શકતો નથી. વિચાર કરી પછી કહીશ. મને લાગે છે કે એક બાનુને તમારી સાથે શાદી કરવાની ફરજ પાડવા જેવો આ મામલો દેખાય છે, અને તેવા કામમાં હું હાથ નાંખવાનું પસંદ નજ કરૂં.

**અલ હુસામે**—વધુ કહેવામાં ડહાપણ જોયું નહી, એટલે ખેરઆફિયત પુચ્છી વિદા થયો. તેના જવા પછી માન૦ ફ્રોક અને માન૦ પેશાં આ કરમતી હુજતની સ્ત્રીઓ પરણવાની અભીલાસા, તેની પોતાનો મતલબ પાર પાડવા હલકી રીતો, વિગેરે સંબંધી વાતો કરવા લાગ્યા.

**માન૦ ફ્રોક**—આ કરમતીઓ અને ઇસમાઇલીઓના ધર્મગુરૂઓ તરફ એકંદર નજર કરતાં મને તો જણાય છે કે, મિસરના ફાતેમી ખલીફાઓના નામોને હથીયાર બનાવી દરેકે પોત પોતાનું ધાર્મિક રાજ્ય સ્થાપયું છે, એવી જુઠી રીતે ઉત્પન કરેલા મઝહબી ફિરકાને જાળવી રાખવા કાવાદાવાઓ અને છેતરપિંડી કરતા રહયાં છે. એક ઇમામ હોવાનો દાવો કરે છે, બીજો બાબ હોવાનો, ત્રીજો હુજત હોવાનો, ચોથો દાઇ હોવાનો, વિગેરે જેને જે ફાવ્યું તે મુજબના દાવાઓ રજુ કરી, ફાતેમી અથવા ઇસમાઇલી ઇમામોના નામને હથીઆર બનાવી, ધોકેબાજી લગાવી બેઠા છે. તેઓ જે ધાર્મિક વિચારો અને ફિલસુફી જાહેર કરે છે તેમાની કેટલીક ગ્રીક અને યહુદીઓની ફિલસુફી વિગેરેનું મિશ્રણ જોવામાં આવે છે. કેટલાક વિચારો નીયો પ્લેટોનીઝમ અથવા પલોટીનસના વિચારો જેવા છે, પણ તે સાથે કેટલીક વાતો છોકરવાદી જેવી પણ લઇ લીધી છે. દાખલા તરીકે ઇનસાનની પેદાયશના સંબંધમાં દરેક

સીતારાએ હજાર હજાર વરસ તાસીર ફેલાવા પછી જમીનમાં ખાડાઓમાં ભેગાં થએલાં પાણીમાંથી છોકરાઓ, અને તે પછી છોકરીઓ પેદા થવાની વાતો, અને એક ખાડાના છોકરા બીજા ખાડાની છોકરી સાથે શાદી કરવાની વાત, વિગેરે બચ્ચાંઓની વારતા કરતાં વધું નથી. આ ધર્મ ગુરૂઓ નીતી રીતી પણ હવે ખોઇ બેઠા છે.

માન. પેશા—તેઓ તેઓના લોકોને જે શિખાવે છે તે તેઓ પોતે માનતા નથી, તે સબબ પોતાની માન્યતાં કરતાં જુદી જાતનું શિક્ષણ આપવાની તેઓની ટેવે તેઓમાં બીજી હલકાઇઓ પણ પેદા કરી દીધી છે. તેમ ન હોત તો ચોથી સ્ત્રી તરીકે એક નવજુવાન બાનુને છેતરવા અને શાદી કરી આપવા તેના કાકા ઉપર દબાણ કરી ફરજ નાખવાની હલકટમાં શામિલ થવાનું આપણને કહેવા આવવા તે હિમત કરતે નહી. શામી લોકો છેજ એવા. હું ધારૂં છું કે આપણે માટે એ બહેતર થઇ પડશે કે અલ હુસામને આશામાં રાખવો, પણ આ મામલામાં ખરેખાતે પડવું નહીં.

માન. રૌક—અલબત આપણે તેના અનીતીના કામને ઉત્તેજન આપી ન જ શકયે, હું પુછું છું કે તમે આ લોકોના બંધારણની તપાસ કીધી છે કે? તેના દાઇઓ વીગેરે શું કામ કરે છે?

માન. પેશા—તેઓના એતેકાદ મુજબ દાઇઓ માત્ર મીશનરીઓ તરીકે કામ કરનારા અમલદારો છે. ઇસમાઇલી બધા ફીરકાઓનું બંધારણ લગભગ એક સરખું છે. એ બંધારણ પ્રમાણે દાઇ બલાગ હુજતોના સેકરેટરી અથવા નાયબ જેવો છે. હુજતો જે હુકમ કરે તે તેની કોમને પહોંચાડી તે પ્રમાણે અમલ થાય છે કે નહી તેની તપાસ રાખનાર છે. જે જમાનામાં કરમતીઓ કે બાતેનીઓની સલતનત હતી તે જમાનામાં હુજત ઇલાકાના ઉપરી અમલદાર હતા, અને તેના હાથ નીચે શહેરોના વાલી દાઇ બલાગ હતા. તેઓને આમીલ પણ કહેવામાં આવતા. દાઇ બલાગને તેઓની ખાનગી માન્યતાઓ કે રાજદ્વારી વાતોમાં શામીલ કરવામાં આવતા નહી. દાઇ મહાસુર મહોટે ભાગે જાસુસી કામ કરનારાઓ હતા, અને હજી પણ દાઇ મહસુરનું કામ તેવુંજ છે. તેઓ છુટક છુટક ફરતા રહેતા, અને દાવતનું કામ કેમ ચાલે છે તેની તપાસ રાખી ખબર પહોંચાવતા. તે ઉપરાંત તેઓને વધુ અખત્યાર નથી રહેતો. દાઇ બલાગના હાથ નીચે દાઇ મુતલક હોય છે. દાઇ મુતલકનું કામ તબલીગના વડા જેવું રહે છે. દારૂલ હીજરનો વહીવટ દાઇ મુતલકના હાથમાં હોય છે. ત્યાં તે નવા વટલાયલામાંથી જરૂર જણાય તેવાને ત્યાં લાવી રાખે,

અને બીજી જોઇતી મદદ કરે. ફીતરાની જકાત ઇસમાઇલી ફીરકાઓ ઉઘરાવે છે તેનો વહીવટ દાઇ મુતલકના હાથમાં રહે છે. કેમકે એ ફીતરો દારૂલ હીજરના નીભાવ વાસતે લેવામા આવે છે.

**માનશીઅર ફ્રેક**—દાઇ મુતલક ત્યારે મઠના વડા જેવો થયો.

**માનશીઅર પેશાં**—હા. દારૂલ હીજરને મઠ કહી શકાય. મુતલક શબદનો અર્થજ બતાવે છે કે, એ દાઇઓને વધુ સતા હોતી નથી. મુતલક એટલે ફક્ત, only, એટલે કે ફકત દાવત કરનાર, અથવા વટલાવનાર. દાઇ મુતલકના હાથ હેઠે મદદનીશ અમલદાર હોય છે, તેને માઝુન અને મુકાસર કહે છે.

**માન. ફ્રેક**—કેટલાક તેઓના નામ માઝુન મુતલક અને મુકાસર નકીબ જણાવે છે.

**માન. પેશા**—કેટલાક ફીરકામાં તેવા નામો છે. કેટલાક માઝુન મુતલક નેજ દાઇ મુતલક કહે છે. માઝુન મુતલક દાઇના સેકરેટરી જેવો છે. મુતલક શબદ જ્યાં પણુ જોવામાં આવે ત્યાં સમજવું કે તેને વટલાયલાઓને ફીરકામાં દાખલ કરવા ઉપરાંત વધુ સત્તા હોતી નથી. મુકાસર નકીબ નામ જેઓ આપે છે તેઓમાં ઘણું કરી કબીલાના વડાઓની મુકાસર તરીકે નિમણુંક થાય છે; તે કબીલાનો વડો હોવાના સબબ તેને નકીબ કહે છે, અને દાઇનો મદદનીશ હોવાથી મુકાસર કહેવાય. છે. મારા હાથમાં ઇસમાઇલી ખ્વાજા ફીરકાનો એક કીતાબ આવેલો છે, જે ફારસી ભાષામાં લખેલો છે. આકસસ નદી ઉપરના ભાગ તરફ રહેતા ઇસમાઇલીઓના એતેકાદને લગતો એ એ કીતાબ છે, એ ફીરકાના વડા આગા સુલતાન મહમદશાહ છે, એવું એ ઉપરથી જણાય છે. મને ખબર મલી છે કે એજ પુસ્તકનો હીન્દુસ્તાનની એશીઆટીક સોસાઇટી આફ બેગાલે અંગરેઝી તરજુમો કરાવી પ્રગટ કીધો છે. એ તરજુમો હાથ કરવા મેં કલકત્તાના એક મીત્રને લખ્યું હતું. તેનો મને બે દીવસ પહેલાં જીબરાલટરથી જવાબ આવ્યો છે કે, તરજુમો કરનાર મી. ડબલ્યુ ઈવાનો છે, અને તે એસીઆટીક સોસાયટી ઓફ બેગાલને નબર ૧. પારક સ્ટ્રીટ કલકત્તાને સરનામે, વાલયુમ ૮ નંબર ૧, પુસ્તકનું નામ 'ઇસમાઇલી ટીકા' મોકલવા લખવાથી મલી શકશે.

**માન. ફ્રેક**—એ કીતાબ તમે વાંચ્યો હોય તો તેનો સાર કહી સંભળાવશો કે ?

**આન. પેશાં**—મે તેના ટુંક સારની નોંધ લખી છે કે વાંચી સંભળાવું છું.

**બીસમીલ્લાહર રહમાનો રહીમ.** અમર ઈલાહીનું મઝહર ઇમામ છે. અકલ કુલનું મઝહર હુજ્જત છે. નફ્સ કુલનું મઝહર દાઈ, **માઝુન અકબર માઝુન અસગર,** અને **મુસતજાબ** છે. જીસમ કુલનું મઝહર **એહલે ઝીદ** છે. તેઓના બયાનમાં આ ફસલ છે. ઇમામની ઓળખાણ બાબત ઇમામ કોઇ વખત પોતાની ઝાતથી અને કોઇ વખત હુજ્જતની મારફત ઓળખાય છે. પોતાની ઝાતથી દીનના જુમાના દીવસ ઓળખાય છે. દીનનો એક દીવસ તે ૧૦૦૦ વરસ, અને દીનનો એક હફ્તો તે ૭૦૦૦ વરસ. દીનના એક હફ્તામાં ફક્ત ૧ દીવસ, અને ૬ રાત હોય છે. એટલે ૧૦૦૦ વરસ ઇમામ જાહેર હોય છે, અને ૬૦૦૦ વરસ હુજ્જત ચંદ્રમાની પેઠે રોશની આપતા હોય છે. ઇમામ કોઇ વખત જાહેર અને કોઇ વખત પરદામા રહે છે. જ્યારે ઇમામ જાહેર હોય છે તે વખત હુજ્જત પુર્ણ જાહેર હોતા નથી, પણ જ્યારે ઇમામ પરદામાં હોય છે ત્યારે હુજત પુરા જાહેર હોય છે. દાઇઓ હુદુદો અને મુમીન ઇમામને નસ અને વિલાદતની નીશાનીથી ઓળખી શકે, પણ હુજતો પોતાના ઇલમના સબબ ઇમામને ઓળખી લે છે. **ઇમામના હોવાની** જરૂર એટલા માટે છે કે ઇમામ વગર સૃષ્ટીનું વજુદજ નથી, ઇમામ ન હોય તો દુન્યા ન હોય. **આલમ** બે છે (૧) **રૂહાની આલમ** તે ઇલાહી અમરથી પેદા થયું છે, અને (૨) **જીસમાની આલમ** તે ખલકી છે. આ બેઉ આલમમાં ઇમામ હમેશા હસ્તી ધરાવે છે. ઇમામ અને હુજ્જતનું અસલ એકજ છે. ઇમામને શીખવવાની જરૂર રહેતી નથી, તેમ તે શીખવતા પણ નથી. **હુજ્જતને** શીખવાની જરૂર રહેતી નથી, પણ બીજાઓને શીખવવું તેની ફરઝ છે. હુજતની નીચેના મરતબાના હુદુદોને શીખવાની તેમજ શીખવવાની જરૂર છે. મુસતજીબને શીખવાની જરૂર છે, પણ તેને શીખવવાનો અખતીયાર નથી. તે પછી **હુજ્જતની** જરૂર બાબત લંબાણ લખાણ પછી જણાવ્યું છે કે કુર-આનમાં જ્યાં જીબરઇલ, મીકાઇલ, ઇસરાફીલ, અઝરાઇલ, વીગેરે ફરીસતાઓ વિષે લખેલું છે, તેની **તાવિલ** અને **મમસુલ** હુજ્જત છે, બીજું કંઇ નથી. અને કુરઆનમાં જ્યાં દાઇ વીશે લખેલું છે, તે **નબી સાહેબ** છે. દાખલો, સુરા અલ અહઝાબ, આયત ૪૫-૪૬, "યા અય યોહન નબીયો ઇન્ના અરસલનાકા શાહેદન, વ મોબશ્શેરન, વ નઝીરા, વ દાએયન ઇલલ્લાહે, બે ઇઝ-નેહી, વ સેરાજન મુનીરા" અને કહેવામાં આવ્યું છે કે નબી મહમદ જીબરાઇલ પાસેથી ખબર (તાલીમ) મેળવતા હતા, તેનો અર્થ એ છે કે, નબી સાહેબ

**સલમાન ફારસી** પાસેથી તાલીમ લેતા હતા. કોલ છે કે, "સલમાનના મનમાં શું છે તે જો અબુઝર જાણે તો અબુઝર સલમાનને કાફિર સમજે," તે કોલનો અર્થ કરતાં સયદનાએ કહ્યું છે કે "અગર સલમાન અબુઝરને એમ કહે કે, નબી કરતાં પણ સલમાનનો મરતબો ઉંચો છે, અને મો. અલી ખાલીક અને મોસ્વવીર આલમ છે, તો જરૂર અબુઝર સલમાનને કાફિર સમજે, અને મારી નાખે, '**આદમ** નબીનું જન્નત, નુહ નબીનું જહાઝ, **ઇબરાહીમ** અને **ઇસા** અને **મરયમ**એ જોએલા દેખાવ vision, અને **મુસા** નબીનો સીનાઇનો પહાડ, અને **મુસતફાની** જીબરાઇલની મુલાકાત, એ **બધી હુજતની** સુરતો છે! આમ લોકો આ તાવીલ જાણતા નથી. દાખલો:– એક વખત નબી સાહેબ જીબરાઇલથી વાત કરતા હતા, તે વખત અમીર અલ મુમીનીન પધારતાં જીબરાઇલે ઉઠી તેમને સલામ કીધો, તે ઉપરથી નબી સાહેબે જીબરાઇલને પુછ્યું કે "આ છોકરાને શા માટે એટલું માન આપો છો?" તેના જવાબમાં જીબરાઇલે જવાબ આપો કે, હું પેદા થયો ત્યારથી એ મારા ઉસ્તાદ છે. નબી સાહેબે પુછ્યું કે, એ જીબરાઇલ તમને પેદા થવાને કેટલો જમાનો થયો. તેના જવાબમાં જીબરાઇલે કહ્યું કે મારી ઉમર મને બરોબર ખબર નથી, પણ અરશની ઉપર દર ૩૦૦૦૦ વરસે એક સીતારો ઉગે છે. તે સીતારાને ૩૦૦૦૦ વખત મેં જોયો છે. **તે પછી સલમાન હુજત છે તે સાબીત કરવા** કેટલીક હદીસો આપી જણાવ્યું છે કે, 'તે શખસ હુજત છે અને ઇસમ બે નઝીર કે જે ઇમામનું નામ છે તે પણ હુજત છે." તે પછી જણાવ્યું છે કે, ઇમામ અને હુજત "દર મઆની યક અસ્ત, વ દર જીસમ યક નીસ્ત" અને તેની સાબીતીમા કેટલુંક લખાણુ છે. તે પછી જણાવ્યું છે કે "ઇન દલાએલ અકલી વ શાહેદ નકલી સાબીત શુદા કે દર શીસ હઝાર સાલ રાબ દીન બે હુજત શનાખત ઇમામ હાસીલ નમી શવદ" તે પછી હુજતના મોઅજીઝા ૩૫ ઇલમનુ વર્ણન છે, તે પછી હુજત કલેમતુલ હક છે, તેની દલીલ આપી છે. અને જણાવ્યું છે કે, જે વારે હ. ઉમરે મોલાના અલીને હ. અબુબકરને બેત આપવા લઇ જવા ખેચતાણુ કીધી, તે વખત અમીરૂલ મુઅમેનીને પોતે બેત આપ્યો, પણ સલમાનને તેમ કરવા દીધું નહીં. તે વખત હ. ઉમરે સલમાનને કહયું કે "તમે અલી માટે લાંબી લાંબી વાતો કરતા હતા, હવે અલીએ બેત આપ્યો, અને તમે કેમ આપતા નથી? તેના જવાબમા સલમાને કહ્યું કે, એ ઉમર તમે અલીને ઓળખતા નથી, અલી ચાહે તો જમીનને આસમાન કરી દે, અને આસમાનને જમીન કરી દે. તે વખત અમીરૂલ

મુઅમેનીને સલમાનને ધમકાવ્યા કે, સલમાન તમે જે જાણો છો તે બધું કહી દેવું જોઇએ નહી." તે પછી વીરૂધીઓ–એહલે ઝીદ–હોવાની જરૂર વીશે જણાવતા કહયું છે કે, એહલે ઝીદ ખચરની મીસલ છે, જેઓને બાંધી રાખવા શરીઅત રૂપી કાયદાઓની જરૂર છે, કે જે સાંકળથી તેઓને બાંધી સીધે રસતે લગાવી શકાય. તે સિવાય હુજત વાસતે કોઇ શરીઅતી કાનુન મુજબ ચાલવાની જરૂર નથી. તે પછી **જન્નત** અને **જહુન્નમના** સબંધમા કહેતાં જણાવ્યું છે કે, **માલીક અને રીધવાન** એ દોઝખ અને બહેસ્તના મમસુલ છે, અને એ બે બસરે ખુદ ઇમામમા મોજુદ છે, તે એવી રીતે કે **રીધવાન** બહેસ્ત છે, અને તેના હાથમા હમેશાં રહેમત કરવું છે; અને **માલીક** એ દોઝખ છે, કે જેના હાથમા સજા કરવાનુ કામ છે. તે પછી **અહેલ તરતીબનુ** વર્ણન છે. તેમા જણાવ્યું છે કે અહેલ તરતીબના બે ભાગ છે. [૧] કવી–મઝબુત, અને બીજો [૨] ઝઇફ, જેઓ કવી કહેવાય છે તેઓ **દાઇઓ, માઝુનો,** મોઅલ્લીમાન, માઝુન અસગર, વીગેરે છે, કે જેઓ હુજત પાસેથી ઇલમ હાંસીલ કરે છે, અને ઝઇફો કે જેઓ મુસતજાબ લોકો છે તેઓને તાલીમ આપવાનું કામ કરે છે. પણ **દાઇઓ, મોઝુન અકબર, મોઝુન અસગર, મોઅલ્લીમ,** કે **મુસતજાબ,** એમાના કોઇ એકને પણ **તાઇદ** મલતી નથી, જ્યાં સુધી કે તેઓ **હુજતના** મરતબા ઉપર ન પહોંચે. તે પછી જણાવ્યું છે કે, અહેકામ ખલકી **શરીઅત શા માટે** થઇ છે? જ્યાં સુધી કે લોકો તહારત, નમાઝ, ઝકાત, હજ, અને જહાદનુ તાવીલ સમજતા થાય નહી, અને જ્યાં સુધી તકીયત રાખવાની જરૂર છે, ત્યાં સુધી શરીઅતની આ ફરીઝતો છે. તે પછી **ઝકાતના** સબંધમા બયાન છે, તેમા જણાવ્યું છે કે **અમારૂ મઝહબ** મોલાના અને તેમના હુજતનું હકીકી દીન છે, તે સબબ આ હકીકી દીનની કીમત ઇનસાન પાસે જે કંઇ હોય તે બધું છે, ન કે દસમો હિસ્સો કે જે શરીઅતે બાંધેલો છે. યાને આ હકીકી દીનની કીમત એક માણસની દોલતનો દસમો હીસ્સો નહી, પણ તેનો બધો **જાન માલ છે.** દસમો હીસ્સો તો ફકત શરીઅતની કીમત છે, તે સબબ આ દીનના રાતના ઝમાનમા (ઝમાન શબે દીન) સચ્ચાઈ ફકત તેનેજ હાથ લાગશે કે જે મરતબાના લોકો છે, અને જે પોતાનો જાન માલ બધું અરપણ કરે છે. જે શખસ કે પોતાને માટે જરા પણ રાખશે તે હુજત પાસેથી ઇલમ અને મારેફત મેળવી શકશે નહિ, અને જેણે હુજત પાસેથી ઇલમ અને મારેફત મેળવ્યા નથી તે જન્નતમા દાખલ થઇ શકશે નહિ. તે પછી વીરૂધીઓ–અહેલ ઝીદનું વર્ણન

કરતાં જણાવ્યું છે કે, તેઓના બે ભાગ છે. (૧) કાફર અને (૨) મુનાફીક. તેમા મુનાફીક કાફર કરતા વધારે બદતર છે.

મજકુર રીસાલામાં અનેક ઠેકાણે ખ્વાજા નાસીર ખુશરોની શએર પણ આપવામા આવ્યા છે.

અને છેવટમાં ઇમામોના નામો, હીજરી સન, અને દરેકના હુજતના નામ આપવામાં આવ્યાં છે. છેલ્લા ઇમામનું નામ હીઝ હાઇનેસ આગાખાન સુલતાન મહમદશાહ છે અને તેના હુજત સૈયદ અબુલ હસનશાહ છે.

**માન. ફ્રેક**—કરમતી, ફાતેની અને બીજા ઇસમાઇલી ફીરકાની માન્યતા કરતાં એ લોકોની માન્યતા ઘણી જુદી જોવામાં આવે છે. મને તો એ માન્યતા ઘણી વીચીત્ર જણાય છે.

---

# પ્રકરણ ૧૭ મું

## અમીર અતરશ.

## દરૂઝ લોકોની માન્યતા

**દિમશક—અશ—શામમાં**—માનશીઅર ફ્રેકે અલ હુસામ, અમીર અતરશ, અને બિશપ યોહનની, કરમતી દારૂલ હિજરમાં મુલાકાત લઇ, જે સમજુતી કરી હતી, તે પછી કેટલાક દિવસ કેડે અમીર અતરશે માનશીઅર ફ્રેકને **અબતદદીન** નામના મહેલમાં ખાનગી ઝિઆફત આપી. અલ હુસામ રોંકાણને લીધે આવી શકયો નહી, પણ દાઇ નોમામ **અઝઝકી** અને બિશપ યોહન આવ્યા હતા. અબતદદીનનો મહેલ દરૂઝ લોકોના ઇતીહાસમાં જાણીતો હતો, ત્યાં **અમીર બંશીર શેહાબ** જે વિશે પ્રકરણ ૫ તથા ૮ માં ઇશારો છે તે રહેતો હતો, એ મહેલ દેર અલ કમરની નજીકમાંજ હતો. દેર અલ કમર અગાઉ **યઝબેકીઆ દરૂઝ લોકોનું** મથક હતું, જ્યાં અબુ નકદનું બહાદુર અને જાણીતું કુટુંબ રહેતું હતું. જૂઓ પ્રકરણ ૮.

**અબતદદીનના** મહેલમાં રાતના ખાણા પછી નોતરેલા મહેમાનો વાતે વળગેલાં હતા. તેઓની વાતો રાજદવારી, ધાર્મિક, સંસારી અને તે સાથે મજાક મશકરી પણ શામેલ હતી. જેનો સાર નીચે પ્રમાણે.

**માન. ફ્રેક**—અમીર, યુરોપીઅન વિદવાનોએ દરૂઝ કોમના આચાર વિચારો જાણવા કોશિસ કીધી છે તેનું પરિણામ તમો લોકો તમારા ધર્મને ઘણા

છૂપાવતા રહયા છો તે સબબ ઘણું આવ્યું નથી. તમો મહેરબાની કરી શકતા હો તો મને દરૂઝ મઝહબની માહિતી આપશો.

**અમીર અતરશ**—અમો અમારા મઝહબી વિચારોને તકીઅતમાં રાખીએ છીએ, અને સાધારણ રીતે ચોકસ શખસો સિવાય બીજા પાસે અમો જાહેર કરતા નથી. તકીઅત રાખવામાં નવાઇ નથી. ઇસમાઇલી ફીરકાઓ જ નહી પણ લગભગ બધાં ધર્મો પોતાના ધર્મની મુખ્ય ફીલસુફી તકીઅતમા રાખે છે.

**માન. ફ્રોક**—આગલા જમાનામાં તેમ હતું, પણ હવે દુન્યાભરમાં અભ્યાસ એટલો વધી ગયો છે કે હરએક ધર્મ પોતપોતાના વિચારોને જાહેરમાં મૂકવા લાગ્યું છે. જમાનાના અનુભવ પછી એ વાત હવે સિદ્ધ થએલી છે કે જે ધર્મમાં ઉંચી ફીલસુફી સમાએલી છે તે ધર્મને તેના વિચારો જાહેરમાં મૂકવાથી વધુ લાભ થાય છે. ઇસલામનોજ દાખલો લીઓ. હાલના વખતમાં હિંદુસ્તાનમાં ઉત્પન થએલો નવો ઇસલામી વર્ગ, કે જેઓ પોતાને એહમદી કહેવડાવે છે, તેઓના દાઇઓ યુરોપમાં ઇસલામી ફીલસુફી જાહેર કરવા લાગ્યા છે, તેને પરિણામે યુરોપીઅન આગેવાનોમાં કેટલાકો મુસલમીનો થઇ ચુકયા છે. એક જમાનો એ હતો કે **અબુ અલી સેના** અને **અલ ફરાબીને** તો શું પણ **અલ ગઝાલીને** પણ તેના વિચારો જાહેર પુસ્તકોમાં લખવા માટે મુસલિમ ઓલેમાઓએ ગાલો આપી છે. તે વખતના ઓલેમાઓ એવો વિચાર રાખતા હતા કે, ઇસલામી ફીલસુફી ફક્ત દારૂલ ઉલુમો કે જેને અમો કાલેજ કહીએ છીએ, તેના ઉંચા વર્ગના તલબતો વચ્ચેજ છુપાએલી રહેલી હોવી જોઇએ. ઇસલામને જે નુકસાન થયું છે તે ફકત એજ વલણને સબબે. એક જમાનામાં ખ્રિશચીઅન ધર્મ ગુરૂઓ તો તે કરતાં પણ વધુ હઠીલા હતા. જ્યારથી ખ્રિશચીઅન ધર્મ ગુરૂઓ જમાના મુજબ ચાલી પોતાની ધાર્મિક ફિલસુફીને અખબારો અને લેકચરોમાં જાહેર કરવા લાગ્યા ત્યારથીજ તેઓની તરક્કી થવા લાગી છે.

**અમીર અતરશ**—તમો અમારા ધર્મ સંબંધી કેટલું અને શું જાણી શકયા છો તે મહેરબાની કરી જણાવશો કે? બીજાઓ અમારા ધર્મ સંબંધી કેવા વિચારો રાખે છે તે જાણવાની હું હમેશા કોશિશ કરૂં છું.

**માન. ફ્રોક**—ખુશીથી. મારી ભૂલો મને બતાવશો તો મહેરબાની થશે. તેથી મને જાણવાનું મલશે. હું જે કંઇ જાણી શકયો છું તે આ છે.:—

તમો એવું માનો છો કે ખુદાતઆલા એક છે. તે ઓળખી શકાય નહીં, સમજી શકાય નહીં, વર્ણવી શકાય નહી, તેની હસ્તી કોઇ પણ વખત નીસ્તીમાં ફેરવી શકાય નહી, તે વિકાર રહિત છે, એ અલ્લાહે ૧૦ અવતાર લીધા, તેના નામ અલી, અલબાર, આલીઆ, મોઇલ, કાએમ, મોઇઝ, અઝીઝ, અબુ ઝકરીઆ, મનસુર અને હાકેમ. હાકેમ છેલ્લા અવતાર હોવાથી હવે અલ્લાહતઆલા અવતાર લેશે નહીં, પણ હાકેમ પોતે એક વખત ફરીથી જાહેર થઇ, દુન્યા ફતેહ કરી, પોતાનું મઝહબ ફેલાવશે, હાકેમ વફાત થયા નથી, અથવા તેમનું ખૂન થયું નથી, પણ ગાએબ થઇ ગયા છે. એ રીતે તમો પોતાને મવાહેદદીન કહેવડાવો છો, છતાં અવતાર વિગેરેની વાતોને માનો છો. તમારા બીજા વિચારો જોતાં આ માન્યતા રાખો છો કે કેમ એ શક ભરેલું જણાય છે. તવારીખમાં નજર કરતાં જણાય છે કે હાકેમ બિલ્લાહ કે જે મિસરના ખલીફ ૨૬ વરસ રહયા હતા. તેને તેનીજ બહેન સિત્તલ મુલ્કે દગલબાજીથી મરાવી નાંખ્યા આ બધી ઉલટી સુલટી વાતો છે.

**અમીર અતરશ**—તમે ૧૦ અવતારની વાત કહી તે કરમતી લોકોના વિચારોને આધારે ભેલસેલ થએલી વાતો છે. ઇસમાઇલી ફિરકાઓ નબી મહમદ સ૦ અ૦ પછી અલી બિન અબીતાલિબને પહેલા ઇમામ માને છે. તે પછીના ઇમામોના સંબંધમાં ઇસમાઇલી અને શિઆ ફિરકાઓ એક મત નથી કરમતી લોકો માને છે કે અલી ઇબને અબી તાલિબની ઓલાદમાં જે શખસમાં ૪૬ ફાઝિલ ખસલતો, કે જે ઇખવાનુસ્સફામાં જણાવેલી છે, તે બધી હોય તો, તે શખસ ઇમામ થઇ શકે. તમે જે નામો લીધાં તેઓમાં એ ૪૬ ખસલતો હોવાને લીધે તેઓ ઇમામ થયા.

**નોમાન અલ ઝકી**—કેટલીક રીતે એ ખરૂ છે, પણ જે ૧૦ નામો તમે લીધા તે અમારા વિચાર મુજબ સહી નથી. અમો બાપ પછી બેટાનેજ ઇમામ માનવાના કાએલ પણ નથી. જેનામાં ૪૬ ખસલતો ઉતરી હોય તેઓજ ઇમામ. બાકીનાઓ વડા અથવા ખલીફ કહી શકાય. પણ ઇમામ નહી.

**માન. ફોક**—દરૂઝ લોકો એવું પણ કહે છે કે અલ્લાહતઆલાએ જે પહેલી હસ્તી જાહેર કીધી તે અકલ કુલ્લી છે, અને તેના છેલ્લા અવતાર હમઝા બિન અલી હતા. અકલ કુલ્લી એજ બધી ઉત્પતીનું કારણ અને હસ્તીમાં લાવનાર છે. અલ્લાહને ફકત અકલ કુલ્લીજ ઓળખી અથવા પહોંચી શકે. હાકેમ બિલ્લાહ કે જે અલ્લાહના અવતાર છે તેને ફકત હમઝા બિન

અલીની મારફતજ પહોંચી શકાય. અકલ કુલ્લીએ અરશને ઉડાવવા વાસતે ચાર ફરેશતાઓ પેદા કીધા છે, જેઓને તમે **નફસ કુલ્લી કલેમાં સબક અને ખલક કહો છો.** અંગરેઝીમાં આ પાંચના નામો Universal Intelligence, Universal Soul, Word, the Right Wing, and the Left Wing લખાય. તમો એમ પણ કહો છો કે, ઇનસાનોની સંખ્યા મુકરર છે, એ સંખ્યામાં વધારો થાશે નહી અને ઘટારો પણ થાશે નહી. તેઓ એક પછી બીજી હાલતમાં બદલતા રહેશે, એટલે એક જીસમ પછી બીજી જીસમમાં દાખલ થતા રહેશે, જેઓ પાપી હશે તેઓ ઉંટ કે કુતરાના અવતાર લેશે, અને જેઓ પાક અને ઉંચા છે તેઓ ચાઇનાના દરૂઝ લોકોનો અવતાર લેશે.

**અમીર અતરશ**—તમોએ કહી તે અમારા જુહાલોની માન્યતા છે. અમારા વિચારો સમજવા આપણે ખ્રિસ્તીઓની માન્યતા સાથે સરખામણી કરીએ. ખ્રિસ્તીઓ માને છે કે અલ્લાહતઆલા **બાપ** છે. અલ્લાહથી જે નૂર જાહેર થયું તેને ખ્રિસ્તીઓ **હોલી ગોસ્ટ** Holy ghost કહે છે. અમે તેને પાક નૂર અથવા **અકલ કુલ્લી** કહીએ છીએ. ખ્રિસ્તીઓ **ત્રીનીટીમાં** ત્રીજાને **સન** Son યાને બેટો કહે છે. અમે તેને **નફસ કુલ્લી** કહીએ છીએ. ખ્રિસ્તીઓ કહે છે કે **ઇસા નબી** જે Son હતા તેને હોલી ગોસ્ટ Holy ghost યાને પાક નૂર અથવા અકલ કુલ્લી મલુ, તે સબબ ઇસા આ આલમના અલ્લાહ અથવા રબ થયા. તેજ અર્થમાં અમો **હાકેમ બિલ્લાહને** અલાહ અથવા રબ કહીએ છીએ. હકીકતમાં અલ્લાહ એક છે. તેનો કોઇ શરીક નથી. લેકિન અલ્લાહ ઓળખી ન શકાય તેવો છે. અલ્લાહ, આ આલમ કે જે આપણી નજરે પડે છે તેને હયુલાના દરિઆમાંથી બાહેર લાવવા માટે, જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે, પોતાના પાક નૂરને નફસ કુલ્લીની તરફ ઉતારે, જે મિસલકે ઇસા નબીમાં ઉતર્યું, અને એ નફસ અને પાક નૂર મલી ઇનસાન તરીકે જાહેર થાય, તે આ જીસમાની આલમના રબ અને અલ્લાહ કહી શકાય. ઇસા નબી પણ તેમ કહેવાયા. હાકેમ બિલ્લાહ પણ તેજ રીતે અલ્લાહ કહેવાયા. બીજા ઇસમાઇલીઓ સિલસિલાબંધ ઇમામો થયા છે અને થાય છે એવી માન્યતા રાખે છે તેવી માન્યતા અમો રાખતાં નથી.

**માન૦ ફ્રેક**—મને અજબ લાગે છે કે હાકેમ બિલાહને બધા ઇસમાઇલી ફિરકાઓ માને છે, પણ બીજા ફિરકાઓ તમો રાખો છો તેવી માન્યતા રાખતા નથી તે ઉપરથી શક ઉત્પન્ન થાય કે હાકેમ બિલાહએ પોતે તમો

માનો છો તેની માન્યતાનું શિક્ષણ આપ્યું હતું કે કેમ ? તમારી પાસે તમારી માન્યતાના ટેકામાં શું સાબેતી છે ?

**અમીર અતરશ**—હમઝા બિન અલી બિન એહમદ, કે જેને અમો માનીએ છીએ, તેમજ કરમતીઓ, બાતેનીઓ, ફાતેમીઓ વિગેરે પણ તેમને ઇમામના બાબ તરીકે માને છે, તેનાજ કિતાબોમાં નજર કરો. એ નુરાની ઝાતે નુરાની હેકલ, યાને હાકેમ બિલ્લાહ, પાસેથી ઇલ્મ તહેસીલ કીધું, અને ખલકતે ખુદાને હિદાયત આપી. એના કરતાં વધારે સુબુતી કેવી હોઇ શકે !

**માન૦ ફ્રેંક**—તમો નબી મહમદ, અલી ફાતેમાં અને તેના બે બેટાઓને કેવા રૂપમાં માનો છો ?

**અમીર અતરશ**—નબી મહમદ ફક્ત અકલ કુલ્લી છે, જેને નૂર શાશાની પણ કહેવામાં આવે છે. અલી નફ્સ કૂલ્લી છે, જેને નૂર કાહેરા પણ કહેવામાં આવે છે. હાકેમ બિલ્લાહમાં એ બે નૂર એક જગા ભેગાં થયાં હતાં તેજ સબબ હાકેમ બિલ્લાહ ઇલાહ અને રબ છે. ફાતેમાં કલામ છે, જેને તમો Word કહો છો. એટલે ફાતેમાં "કુન" છે, કે જેના સબબ સલફ અને ખલફ યાને આ આલમમાં બે જાતની હસ્તી થઇ. એક એ કે જે હલચલ કરે છે, અને બીજી એ કે જે હલચલ કરી શકતી નથી. એ પાંચને પાંચ એતામ કહેવામાં આવે છે.

**માન૦ ફ્રેંક**—અમીર, તમારા મઝહબી વિચારો ઇસલામી ખ્રિસ્તી અને ગ્રીક ફિલસૂફીનું મિશ્રણ જોવામાં આવે છે. માનશિઅર નોમાન તમો એ બાબતમાં શું કહો છો ?

**નોમાન અલ ઝકી**—એક વાત કે જેની કોઇ પણ ના પાડી શકશે નહી તે એ છે કે, આ દુનીઆમાં કેટલાક એવા મહા પુરૂષો થઇ ગયા છે, કે જેઓએ કોઇ પણ જાતના જાતી સ્વાર્થ, સત્તા કે ફાયદા માટે નહી, પણ ફક્ત આમ ખલકના લાભના ખિઆલથીજ, જમાનાના વિચારોને આગલ વધારી સંસારી સુધારાઓ સુચવવા સાથે ઇનસાનનો મહોટો ભાગ, કે જે હમેશા ગરીબ હાલતમાં રહયો છે, તેઓના દુ:ખ દૂર કરવાના ઇલાજો લીધા છે, અને મઝહબને નામે, કે રાજદવારી બ્યવસ્થા કરવાને નામે, થઇ બેઠેલા આગેવાનો, કે જેઓને આપણે સાધારણ રીતે ધર્મ ગુરૂઓ અને રાજ કરનારાઓ કહીએ છીએ, તેઓ પોતાની સત્તાનો જે ગેર ઉપયોગ કરતા રહયા છે તેઓની સત્તા તોડી પાડવા, અને આમ લોકોને તેઓના લાભો સાચવવાના

પાઠો શિખવવાના પણ ઇલાજો લીધા છે. આવા મહા પુરૂષોને નબી કે રસુલને નામે ઓળખવામાં આવે છે. તેઓએ પોતાની ગાદી સ્થાપવાનો કદી વિચાર કર્યો ન હતો. પણ તેઓના વફાત પછી તેઓના શિષ્યો કે બીજાઓ રફતે રફતે સ્વાર્થને માર્ગે દોડવા લાગ્યા, અને ગુરૂના શિક્ષણના મરડી મચડી પોતાના લાભ માટેના અર્થ લેવા લાગ્યા. બીજી વાત, જે આપણે તવારીખમાં જોઇએ છીએ, તે એ છે કે, જમીનના જુદા જુદા ભાગો ઉપર વસતી જુદી જુદી કોમો હમેશા પોતાની સ્વતંત્રતા જાળવવા કોશિશ કરતી રહી છે, અને તે માટે વિચીત્ર ઉપાયો પણ લેતી રહી છે. દાખલા તરીકે ઇરાન તરફ નઝર કરો. એક જમાનમાં તે મજૂસી ધર્મ પાળતું હતું. તે પછી ઝરથોસ્તી ધર્મ ફેલાયું, એટલે તેનું રૂપ બદલાવી સ્વતંત્રપણું જાળવી રાખ્યું. અરમીનીઅન લોકો સાથે ઇરાનીઓ હમેશા લડતા રહયા છે. તે સબબ અરમીનીઅન પ્રાચીન લોકોના દેવ અહુરીમનને ઇરાનીઓએ શેતાન જાહેર કીધો, અને ઓરમઝદને પોતાનો દેવ જાહેર કીધો. ત્યારે અરમીનીઅન અથવા અહરીમનને દેવ માનનારાઓએ ઓરમઝદને માનનારાઓને મજુસી કહી ધિક્કાર્યા. ઇરાનમાં ઇસલામ ફેલાયું, અને ઇરાન ઇસલામને તાબે થયું, કે ફરીથી ઇરાને ખોએલી સ્વતંત્રતા મેળવવા માટે ઇસલામના રૂપમાં ફેરફાર કરી, શિઆ ઇશના અશરી પંથ ઉભો કીધો, અને જેઓએ શિઆ પંથ સ્વીકાર્યો નહી તેઓને કાફર જાહેર કીધા આજે ઇરાન સ્વતંત્ર છે, અને બીજા ઇસલામીઓથી છૂટું છે, તે આ હીલચાલનો નતીજો છે. એજ રીતે સિરીઅન લોકોમાં ઇસલામે જુદું રૂપ લેવા માંડયું. દરૂઝ કોમ, કે જેઓને કેટલાકો રશીઅન માને છે, અને કેટલાકો અસીરીઅન માને છે. તેઓએ પોતાનું સ્વતંત્રપણ એક અથવા બીજા રૂપમાં જાળવી રાખવા ધર્મનું એક જુદુંજ રૂપ જાહેર કીધું છે. એ રીતે નજર કરતાં દુનીયાના જુદા જુદા ભાગમાં ઇસલામ જુદા જુદા રૂપમાં નજરે પડે છે તેનું મૂળ કારણ રાજદવારી હીલચાલ, કોમની કદીમી ખાસીઅત, અને તેની આસપાસના બીજા મઝહબોની અસર છે. દિમશકના અમારા દારૂલ હિજરમાં આપણે ભેગા થયા હતા તે વખત મેં આપને કહયું હતું કે, ઇખવાનુસ્સાફા નામના અમારા કિતાબમાં જણાવ્યું છે કે, તેજ શખસ નબી હોવાનો દાવો કરી શકે કે જેમાં ૪૬ ફાઝિલ ખસલતો અને નાકતો હોય. જેનામા એ ૪૬ ખસલત અથવા ગુણ ન હોય તે શખસ કોમનો ઇમામ યા નબી હોઇ શકતો નથી. જે જે લોકોએ ઇમામતના કે ઇલાહિયતના દાવા કીધા છે તઓમાં નજર કરો! જુઓ કે

એ ૪૬ તાકતો અને ગુણો છે કે નહી? મહોટા ભાગમાં નજર નહીં આવે, કુદરતનો નિયમ છે કે બાપ અને બેટામાં સમાન તાકતો કે ગુણુ નહીં હોય, વધ ઘટ હશે. એક બે પેઢી વચ્ચે નજર કરતાં હજી પણુ વધારે તફાવત નજર આવશે. એટલે બાપ પછી બેટો ઇમામ હોવાના દાવા ટકી શકતા નથી. **ઇબરાહીમ નબીની** ઓલાદમાં બાપ પછી બેટો સિલસલાવાર નબી કે ઇમામ થયા નથી. મુસાની ઓલાદમાં પણુ તેમ થયુ નથી. ઇસા નબીની તો ઓલાદજ નથી. મુસવી દાવતમા અનેક પરહેજગાર અને વિદ્વાન સાહેબોને નબી માનવામાં આવે છે. દાનીઆલની મિસલ, ઝકરીઆની મિસલ, હઝકીલની મિસલ. યાહુયાની મિસલ, તેઓ એક બીજાના સગા પણુ ન હતા એવા દાખલાઓ ઉપરથી જણાય છે કે બાપ પછી બેટા ઇમામ હોવો જોઇએ, અથવા ઇમામત એકજ કુટુંબમાં હોવી જોઇએ એવી માન્યતા પાયાદાર નથી. અમો કરમતીઓ એવું કહીએ છીએ કે જે શખસમાં ૪૬ ફાઝિલ ખસલતો મોજૂદ હોય તેજ ઇમામ બની શકે. જે શખસમાં એ ૪૬ ખસલતો ન હોય તે ઇમામ બની શકે નહી.

**અમીર અતરશ**—મારા વિદ્વાન મિત્ર નોમાનની બહેશ સાંભળી હું ઘણો ખુશી થયો છું. પણુ હું મારા મિત્રને યાદ અપાવું છું કે, કરમતીઓ જેઓને ઇમામ માને છે તેઓ બધા ફાતેમી ઓલાદના છે, અને શાયદ તેઓ એમ માને છે કે ઇમામ ફાતેમી ઓલાદમાંથીજ હોવા જોઇએ, બીજી ઓલાદમાંથી ઇમામ બની શકે નહી. એ માન્યતા મારા વિદ્વાન મિત્રની બહેશની વિરૂદ્ધ જાય છે.

**માન૦ ટ્રેક**—ખચિત માનશિઅર નોમાન તમો સપડાયા છો, જવાબ આપો.

**નોમાન અલ ઝકી**—એનો ખુલાસો અમારા છુપા મઝહબી તકીયતના ખુલાસાઓમાંનો એક છે, કે જે અમો જાહેર કરતા નથી. પણુ તમો વિદ્વાનો પાસે તમારી ખાનગી જાણુ માટે હું જણાવીશ. ઇમામ શબ્દનો અર્થ આગેવાન થાય છે. લશકરનો વડો લશકરનો ઇમામ છે. નમાઝ પઢાવતી વખત જે સાહેબ આગળ થાય તે ઇમામ છે. કબીલાનો વડો કબીલાનો ઇમામ છે. કોમનો વડો કોમનો ઇમામ છે. સુન્ની જમાઅત કેટલાક મહોટા ઓલામાઓને ઇમામ માને છે સબબ કે તેઓએ મઝહબી સવાલાતો ઉપર ઘણું અજવાળું નાખી ખુલાસાઓ કીધા છે. અબુ હનીફાને હનફિઓ ઇમામ માને છે, તેજ રીતે

ઇમામ ગઝાલી, ઇમામ મહમદ બિન ઇદરીસ અશ શાફેઇ, ઇમામ અબુ અબ-દિલ્લાહ માલિક બિન અનસ, ઇમામ અબુ અબદિલ્લાહ એહમદ ઇબ્ને હમબલ વિગેરેને ઇમામ માનવામાં આવે છે. જે અર્થમાં તેઓને ઇમામ માનવામાં આવે છે તેજ અર્થમાં અમો ફાતેમી નસલમાંથી કેટલાકને ઝમાનના ઇમામ માનીએ છીએ. ફાતેમી ખલીફાઓમાંથી પણ કેટલાક એવા વિદ્વાનો હતા કે જેઓ પણ એજ અર્થમાં ઇમામ માની શકાય. જેઓમાં એટલી વિદ્વતા ન હતી તેઓને અમો ઇમામ માનતા નથી. એ ઉપરથી તમો જોશો કે કરમતીઓ ઇમામનો અર્થ જુદોજ કરે છે. જે અર્થમાં શિઆઓ, ફાતેમીઓને ઇમામ માને છે તે અર્થમાં અમો કરમતીઓ તેઓને ઇમામ માનતા નથી. શિઆઓ ઇમામોને જે રૂપ અથવા અર્થમાં માને છે તે અર્થ અથવા રૂપમાં ફક્ત તેજ શખસ ઇમામ માની શકાય, કે જેમાં મેં કહેલી ૪૬ ખસલતો અથવા ગુણો હોય. અગર તમો ઇખવાનુસ્સફાનો બરોબર અભ્યાસ કરશો તો આ વાત સાફ જણાઇ આવશે.

માન૦ ફ્રાંક અમીર, તમારા સવાલનો આ જવાબ દનદાનશિકન છે.

કેટલીક વધુ વાતચીત પછી નોમાન અલઝકીએ રજા લીધી, પણ માનશીઅર ફ્રાંક અને અમીર અતરશ વાતો કરતા રહયા. અમીર અતરશને એકલો જોઇ માનશીઅર ફ્રાંકે વાતચીતનું રૂપ બદલ્યું, અને રાજદ્વારી વાતો ઉપર આવ્યો.

માન૦ ફ્રાં૦ દરૂઝ લોકોની વસ્તીનો શુમાર તમો કેટલો ધારો છો?

અમીર અતરશ—લાખ કરતાં વધારે સમજવી. કોઇ પણ વખત લડાઇ થતાં અમે ઘણી સહેલાઇથી દરૂઝ લડવૈયાઓ વીસ હજાર કરતાં વધારે લાવી શકીએ. તે ઉપરથી તમો અંદાઝ કરી શકશો. તે ઉપરાંત બીજી કેટલીક કોમો એવી છે કે જેઓ અમારી મદદમાં ઉભી રહેવા બંધાએલી છે.

માન૦ ફ્રાંક—તમો અમારા કરતાં અંગરેજોને વધુ પસંદ કરો છો તેનું શું કારણ?

અમીર અતરશ—તેઓ ફ્રેંચ લોકો કરતાં વધુ ઉદાર છે, અને જે દેશ ઉપર તેઓ સત્તા ચલાવે છે તેઓને તેઓ ટુંક મુદતમાં સ્વરાજ આપે છે. તુરકી સલતનતથી અમોને તકરાર છે તે એટલાજ માટે કે તુરકી સલતનતમાં સ્વરાજનું સિદ્ધાંત સ્વિકારવામાં આવ્યું નથી. તુરકી કોમ બધી સત્તા પોતાના હાથમાં રાખી બીજી કોમોને દબાવી રાખવા ચાહે છે. તેવીજ રીત ફ્રેન્ચ લોકોમાં પણ જોવામાં આવે છે.

**માન૦ ફ્રોક**—તમારા મન ઉપર એ ખોટી છાપ પડેલી છે. અંગરેઝોએ કોને સ્વરાજ આપ્યું છે તે તમો તપાસ કરો. બાહેરના દેખાવની વાતો ઉપર લોભાતા નહી. કેનેડા કે આસ્ટ્રેલીઆને સ્વરાજ્ય આપ્યું હોય તે ઉપરથી એવું અનુમાન લાવવું નહી કે, એશીઆખંડની રઇયતોને પણ તેવું સ્વરાજ આપશે. કેનેડા, આસ્ટ્રેલીઆ વિગેરેને સ્વરાજ્ય આપ્યું છે તેનું કારણ એજ કે ત્યાં અંગરેઝ દોલતમંદો, લોર્ડ અથવા અમીરો અને એવા બીજાઓ કે જેઓ ઇંગ્લાંડમાં ઘણીજ સત્તા રાખે છે તેઓની મહોટી જાગીરો, કારખાનાઓ ખાણો વિગેરે હોવાને લીધે, તેઓ પોતાના અંગત લાભને માટેજ ઇંગ્લાંડથી સ્વતંત્ર રહેવા માગે છે. ખરી રીતે જોતાં જેઓ ઇંગ્લાંડની હકૂમતમાં ઘણી સત્તા ધરાવે છે, અને ચાહે છે તે કરી શકે છે, તેઓએ આ નવા દેશો હાથ કરી, ત્યાંની રઇયતને ગુલામ બનાવી, ફળદ્રુપ જમીનો અંગરેઝ અમીર ઓમરાઓ વચ્ચે વહેંચી લીધી છે. એટલે જમીન અને મુલકના પોતે માલિક બની બેસી પછી પોતાનાજ લાભ માટે ઇંગ્લાંડની પારલામેન્ટમાં સત્તા ચલાવી, એ દેશોને સ્વરાજ્ય કે સ્વતંત્ર પણું આપ્યું છે. બીજી રીતે જોતાં ઇંગ્લાંડની ગરીબ અને મજૂર વસ્તી પાસેથી કરવેરા લઇ નાણું ભેગું કરી, તે નાણામાંથી નવા મુલકો હાથ કરી. અમીરોએ પોતાની જાગીરો અને દોલત વધારી છે, પણ તેનો લાભ ઇંગ્લાંડનીજ ગરીબ રઇયતને નજીવો આપ્યો છે તો તેઓ બીજાને લાભ કયાંથી આપે ?

**અમીર અતરશ**—મેં સાંભળ્યું છે કે તેઓ હિંદને થોડા વખતમાં સ્વરાજ્ય આપી દેવા ચાહે છે.

**માન૦ ફ્રોક**—હિંદ શું કદી પણ સ્વરાજ્ય મેળવી શકશે ? અંગરેઝો તેઓને ખુશીથી સ્વરાજ આપે એ કદી પણ તમોએ માનવું નહીં. હિંદ કેનેડા કે આસ્ટરેલીઆ નથી. હિંદમાં અંગરેઝ અમીરો અને દોલતમંદો એટલી મિલકત ધરાવતા નથી કે તેઓને સ્વરાજની જરૂર પડે, બાકી હિંદીઓને માટે સ્વરાજ મળે એ હું માનતો નથી. હિંદમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે જયાં સુધી મારા મારી ઉત્પન્ન થઇ શકે એવી સ્થિતી ચાલૂ રહેશે ત્યાં સુધી હિંદને સ્વરાજ આપી દેવાનું કંઇ પણ કારણ નથી. હિંદની મહોટી વસ્તી હિંદુઓ છે, કે જેઓ ગાયને માટે એવી લાગણી ધરાવે છે કે ગાયને માટે દેશને વહેંચવા તઇયાર છે. જેઓએ ગુરૂઓ અને ગાયોની પુજાનેજ મોક્ષ ગણ્યો છે, જેઓ ગુરૂને સિજદા આપે છે, ગાયોના પુંછડા ચુમે છે, ગાયના પેશાબને પાક અને પુજ્ય માને છે, એટલું જ નહિ પણ જેઓ વૃક્ષોને

અને પથ્થરને નમતા રહયા છે, તેઓમાં રહેલો ગુલામી સ્વભાવ શું કદી પણ ઓછો થવાનો ? વિદ્વાન અને વિચારવંત ગણાતા હિંદુઓને જ્યારે મેં રસ્તા વચ્ચે રાખેલા તરેહવાર આકારના પથ્થરને નમતા જોયા, એ પથ્થરો પાસે હાથ જોડી ઉભા રહેલા જોયા, ત્યારથીજ મને ખાતરી થઇ કે એ દેશ સ્વતંત્ર થવાનો કે રહેવાનો નથી. ત્યાંના મુસલમાનો પણ તેવાજ છે. તેઓ હિંદુઓમાંથી વટલાઇને મુસલમાન થએલા છે. પણ લાગણી તો જેવીને તેવીજ છે. હિંદુઓમાં જેમ નહાનાં નહાના હજારો ફિરકાઓ જોવામાં આવે છે, અને હરએક ફિરકો એક બીજા સાથે રોટી વહેવાર કે બેટી વહેવાર રાખતો નથી, તેવીજ રીતે મુસલમાનો પણ વહેંચાયલા અને અલગ અલગ રહે છે. મસજીદ પાસે વાજૂ વગાડવામાં આવ્યું કે મુસલમાન જાન આપવા તૈયાર થઇ જશે. પણ ઇસ્લામની મહોટાઇ શીખવાની કદી પણ દરકાર કરશે નહી.' એવી રીતે વહેંચાયલો દેશ સ્વરાજની આશા રાખે એ ફોકટ છે.

**અમીર અતરશા**—પણ અંગરેઝ સત્તા એટલી ફેલાએલી છે કે તેઓ મુસ્લિમ દેશો ઉપર લાંબો વખત સત્તા ભોગવી શકવાના નથી.

**માન૦ ફોક**—જ્યાં સુધી હિંદ તેઓને દોલત અને માણસો પૂરાં પાડે છે ત્યાં સુધી મુસ્લિમ દેશો સ્વતંત્ર થઇ શકે એ સંભવિત નથી, બીજા હાથ ઉપર હિંદને તાબે રાખવા. મુસ્લિમ દેશો અંગરેઝોને ઘણા ઉપયોગી છે. ઘણી વખત એવું કહેવામાં આવે છે કે જેટલી કોલોનીઓ, સંસ્થાનો, અંગરેઝો સ્થાપી શકયા છે તેટલાં સંસ્થાનો બીજા યુરોપી રાજ્યો સ્થાપી શકયાં નથી. એવું કહેનારાઓ ભુલી જાય છે કે અંગરેઝોએ જે જે સંસ્થાનો સ્થાપ્યાં છે તે હિંદી લશ્કર અને હિંદની દોલતની મદદથી, હિંદની દોલત આડકતરી રીતે તેઓને મલે છે, તેથી દોલતમંદ થએલું ઇંગ્લાંડ નવા સંસ્થાનો સ્થાપવાનું ખરચ ઉપાડી શકે છે, અને હિંદી લડવઇયાઓની મદદથી નવા દેશો તાબે કરી શકાય છે, જેથી અંગરેઝોને પોતાના દેશના ઘણાજ થોડા માણસોની નુકશાની ખમવી પડે છે. ઉપરાંત આફ્રિકા વિગેરે ઠેકાણેના જંગલીઓને અરધા સુધારનારા પણ હિંદવાસીઓ અને હિંદી વેપારીઓ છે. તેવૂં છતાં હિંદીઓની એ દેશોમાં કેવી વલે થાય છે તેની તપાસ કરો ?

**અમીર અતરશા**—એ બધૂં ખરૂં છે, પણ હૂં નથી ધારતો કે તુરકોની હકુમત હેઠે અમો જે સ્વતંત્રપણું ભોગવીએ છીએ તે કરતાં અમોને વધુ સત્તા ફ્રેન્ચ હકૂમત હેઠે મલે. એ સવાલ વખત આવવે વિચારવાનો છે. હાલ

તે સંબંધી કંઇ પણ ઠરાવ કરી શકાય નહી. કેથોલીક ખ્રિસ્તીઓની લાગણી અમારી વિરૂધ્ધ કેટલૂં કરી રહી છે તે તમો જાણો છોજ, અને તેમાં ફ્રેન્ચ હકુમતનો કેટલો હાથ છે તે પણ તમો જાણો છો.

# પ્રકરણ ૧૮ મું

## ઇનસાનુન નાસુત અને લાહુત નુસેરીઓની માન્યતા.

**નહેર અલ કબીર** ઉપર આવેલી કરમતી હુજત અમીર અલ હુસામની જાગીર હાલુલ મહાલમાં કેટલાક દીવસ થયા અસાધારણ હીલચાલ થઇ રહી હતી. અમીર પોતે ત્યાં આવી રહયો હતો, અને ફ્રાન્સ વિગેરે ઠેકાણેથી મંગાવેલો કીંમતી સરસામાન ગોઠવવામાં મશગૂલ હતો. નોકરોમાં વાતચીત ચાલતી હતી કે **તોફીક પાશાને** ખાસ આમંત્રણ કરી હાલુલ મહાલ બુલાવ્યો છે, તે માટે તઇયારીઓ થઇ રહી છે. પણ તે કયારે આવવાનો છે તે ચોકસ જણાયૂં ન હતૂં. એવી વાત પણ ચાલતીં હતી કે તોફીક પાશા શિકારનો શોકીન હોવાથી આસપાસના જંગલોમાં અમીર અલ હુસામ સાથે શિકાર માટે જવાનો છે.

દાઇ **અબુ મોહરરિક** કેટલાક દિવસોથી બેરૂત જઇ રહયો હતો. તેને અમીર અલ હુસામનો પેગામ મલ્યો કે અમીર મુખલિસને લઇને હાલુલ મહાલ આવવૂં, અને શિકાર પારટીમાં શામિલ થવૂં. એ પેગામ મલતા અબૂ મોહરરિક અમીર મુખલિસને હાલુલ મહાલ ચાલવા સમજાવ્યો.

**અબુ મોહરરિક**—ભાઇ મુખલીસ, અમીર તમારી તરફ ઘણીજ મહોબત રાખે છે, અને લખે છે કે તમોને જરૂર સાથે લઇ હાલુલ મહાલ આવવૂં. અમીર કેટલાક સરદારો સાથે શિકાર માટે જવાની તઇયારી કરી રહયા છે, તોફીક પાશા હલબથી હમશ થઇ તરાબુલસ જવાનો છે, તેને શીકાર માટે ઇઝન કરવામાં આવ્યૂં છે તે પણ શામિલ થાશે, એટલે તેમની સાથે પણ તમારી મુલાકાત થઇ શકશે.

**અમીર મુખલિસ**—પાશા કયારે આવવાનો છે ?

**અબુ મોહરરિક**—તેણે નક્કી દીવસ આપ્યો નથી, પણ અઠવાડિયાની અંદર આવશે, અને આવવા પહેલાં બે દીવસ અગાઉ ખબર આપશે. આ તરફના બંદરો સુધારવા તુરકી સલતનત વિચાર ચલાવે છે. એ કામ તોફીક

પાશાની જાતી દેખરેખ હેઠે થાય એવૂં જણાય છે, એટલે તેમની સાથે તમારી મુલાકાત ઉપયોગી નિવડશે અમીર હુસામે પણ ખાસ મહોબતથી તમોને લાવવા કહયું છે, વાસતે આપણે આવતી કાલે રવાના થઇએ.

**અમીર મુખલિસ**—હું બે દિવસ પછી ચાલી શકું. આવતી કાલે અમેરીકન મિશન તરફથી ચાલતી કોલેજમાં મેલાવડો છે, તેમજ અમારી શહેરની જગામાં કેટલોક ફેરફાર કરાવવો છે. તે એનજીનીઅરને બતાવવું છે. એટલે તે પછી જવાનું બની શકે. પરમ દહાડે આપણે સ્ટીમરમાં તરાબુલસ જઇએ અને ત્યાંથી રેલવેમાં હાલુલ મહાલ જઇએ.

**અબુ મોહરરિક**—જૂના શહેરની બજારના મકાન વિશે તમો કહો છો કે ? એ મકાન જૂના જમાનાનું જણાય છે.

**અમીર મુખલિસ**—ઘણુ જૂનું છે. એક સદી પહેલા તે દરૂઝ સરદારની માલેકીનું હતું. તેની પાસેથી મારા દાદાના વખતમાં ખરીદ કરવામાં આવ્યું હતું. તમોને ખબર હશે કે બેરૂત એક વખત દરૂઝ લોકોને તાબે હતું. એટલે કે દરૂઝ લોકો અહીં લગભગ સ્વતંત્ર હતા.

**અબુ મોહરરિક**—મે તેવું તવારીખમાં વાંચ્યું છે. આ નવા શહેરમાં તમારી પહેડી લાવ્યાને કેટલા વરસ થયા હશે.

**અમીર મુખલિસ**—લગભગ ૨૦ વરસ થયાં. જૂનું શહેર ઇ. સ. ૧૮૪૦ માં બ્રિટિશ લોકોએ ગોલાબારી કરવા પછી પડતી હાલતમાં આવતું ગયું, અને આ ભાગમાં યુરોપી રાજયોના કાનસલ જનરલો વિગેરેના ખાતાઓ હસ્તીમાં આવતાં આ ભાગ વધતો ગયો છે. અહીં રસતાઓ, અને કેટલીક રીતે મકાનો પણ યુરોપી ઢબનાં જોવામાં આવે છે, તેનું કારણ એજ કે આ નવું વસાએલું છે. જૂનું શહેર મહોટે ભાગે ગરીબ વર્ગ અને પુરાણી બજારો અને દુકાનદારોથી વસાએલું છે. જૂના શહેરના અમારા મકાનમાં અમારો માલ રહે છે. થોડા વખતથી અમોએ રેશમ અને ઉન ફરાન્સ મોકલવાનું ખાતું ખોલ્યું છે, એટલે અમોને માલ રાખવા માટે વધારે ગુદામોની જરૂર હોવાથી જુના મકાનમાં જોઇતો ફેરફાર કરવાનો છે.

**અમીર મુખલિસ**—દાઇ અબૂ મોહરરિક સાથે બે દીવસ પછી બેરૂતથી રવાના થયો. તેઓ રાતમાં સ્ટીમરમાં રવાના થયા, અને બીજી ફજરે તરાબુલસ આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ રેલવેમાં રવાના થયા. તરાબુલસ પાસે વહેતી નહેર અલ કાદેસા, કે જે આ ભાગમાં આવેલા કરાડ ઉંચા પહાડો

વચ્ચેથી વહેતા ધોધોના પાણી લઇ સમુદ્રમાં વહે છે, તે ઓળંગવા પછી ઉત્તર તરફ સમુદ્રને કિનારે રેલવે આગળ વધે છે. અને નહેર અલ કબીર નજદીક પહોંચતાં જે ઢળાવો મલે છે તેનો લાભ લઇ રેલવે સમુદ્ર કિનારો મુકી ઉત્તર પુર્વ તરફ દેશના અંદરના ભાગમાં દાખલ થાય છે. નહેર અલ કાદેસાની નજદીક પહાડો એટલા કરાડ છે કે તેઓ વચ્ચે આવેલી ખીણો કદાચજ સુર્યના તાપ જોઇ શકતી હશે. આ ભયાનક જણાતી ઉંડી ખીણો વચ્ચે જ્યાં જ્યાં સપાટ જમીન જણાય છે ત્યાં ગામડાઓ વસેલા છે. એ સુંદર ગામડાઓમાંના કેટલાક રેલ ગાડીમાથી દેખાય છે, આ દેખાવો જોતાં મજકુર બે મુસાફરો નહેર અલ કબીર તરફ આગળ વધતા હતા. અમીર મુખલીસ ઉપર પોતાનો ધાર્મિક કાબુ વધારવા અબુ મોહરરીકે વાત છોડી:—

**અબુ મોહરરીક**—તમે તે દીવસ ઇમામના જીસમ વિશે પુછતા હતા. તેનો જવાબ પછી આપવા મેં તમને વચન આપ્યું હતું. એ તમારો સવાલ શું હતો?

**અમીર મુખલીસ**—ઇનસાનના જીસમ વીશે મેં તમને પુછ્યું હતું. તમે મને જણાવ્યું કે મોત વખત ઇનસાનમાં રહેલું **નુર શાશાનો** અને **નફસ બુઝઝી** જીસમ મુકી જાય છે. તે પછી ઇનસાનનું જીસમ જે તત્વોનું તે બનેલું છે તે તત્વો છુટા પડવા માંડે છે, અને પૃથ્વીમાં ફેલાય છે. મોત થતાં ઇનસાનમાં રહેલું **નફસ રીહી**, જેટલું ચોખું થયું હોય તેટલો ભાગ, વરાળ રૂપે ફલક કમરની તરફ ઉંચે ચઢે છે, ફલક કમરમાથી તે ઉતારદની તરફ જાય છે. ત્યાંથી તે ફલક ઝોહરાની તરફ, ત્યાંથી તે ફલક શમસની તરફ, ત્યાંથી તે ફલક મીરરીખની તરફ, ત્યાંથી તે ફલક મુશતરીમા જાય છે. મુશતરીમા એક મુદ્દત રહેવા પછી તે નીચે ઉતરે છે, અને ફલક મીરરીખ, ફલક શમશ, ફલક ઝોહરા, ફલક ઉતારદ, અને તે પછી ફલક કમરમા આવે છે. ત્યાંથી એ **નફસ નામીઆ** દુન્યાની તરફ નીચે ઉતરે છે, અને વનસપતી એટલે કે મેવા વિગેરેમા શામીલ થઇ જાય છે. એ વનસપતી અથવા મેવો ઇનસાનના ખાવામા આવતાં નફસ નામીઆ નુતફાની શકલ ધારણ કરે છે. એ રીતે તૈયાર થએલો નુતફો મરદ અને ઔરતનો મેલાપ થતાં બૈયરોના ગર્ભમા ઇનસાનના જીસમની સુરત લે છે. એ જીસમની સુરત અથવા ગર્ભ **ઇનસાનનું નાસુત** છે. એ નાસુત, તેની આગલી જીંદગી વખતે લીધેલા ઇલમ અને કરેલા અમલોના પ્રમાણમા. જેટલું ઉંચી જાતનું હોય તે પ્રમાણે તે દરજ્જો લે છે. અને જન્મ લેવા પછી તે ગર્ભ

તેના દરજા પ્રમાણેનો ઇનસાન બને છે. ઇસમાઇલી ફીરકાના એક કીતાબમા મેં વાંચ્યું છે કે, મુમીન ખાલીસના મોત પછી તેના નફસ રીહી અફલાકો તરફ ઉંચા ચઢવા પછી ફલક મુશતરીમા ભેગાં થાય છે. ત્યાંથી તે નીચે ઉતરતાં છેવટે ફલક કમરમાં આવે છે. ત્યાંથી તે શબનમ રૂપે કોઇ ઉંચી કીસમના મેવા ઉપર આવી પડે છે. એ મેવો ઇમામના હાથમાજ જાય છે. ઇમામ તે મેવો ખાય છે, અને ઇમામ તે મેવાનો એક ભાગ પોતાની તે બૈયરોને ખવરાવે છે કે જે બૈયરોથી બીજા ઇમામ પેદા થવાના હોય. તે પછી તે બૈયરો સાથ હમબીસતર થતાં તે બૈયરોને ઇમામના નાસુતનું હમલ રહે છે. એ રીતે ઇમામનુ નાસુત પેદા થવા પછી, બાબુલ અબવાબ પાસે જે લાહૂતી હેકલ જમા થઇ હોય તે બાબના મોત વખત ઇમામને મલે છે; અને એ ઇમામ ઉપર નસ થાય તે વખત નુર શાશાનીનો માઅદો પણ આવી મલે છે. આમાંથી જે સવાલ પેદા થાય છે તે એ છે કે (૧) એક ચોકસ ફળ ઉપર શબનમ રૂપે નફસ રીહી ઉતરે, અને તે ફળ ઇમામના હાથમાં ન જાય તો શું થાય ? (૨) ઇમામનૂં નાસુતી જીસમ પેદા થવા પછી બાબુલ અબવાબના મોત વખત એ બાબુલ અબવાબ પાસે રહેલા નફસ જુઝઝી ( જે લાહૂતી હેકલ છે તે ) ઇમામને મલે છે. પણ ધારો કે એ બાબુલ અબવાબની ઉમર મહોટી થઇ, અને એ નવા જનમ પામેલા ઇમામ ગાદી ઉપર આવે તે વખત સુધી પણ બાબુલ અબવાબ ફોત થયા ન હોય તો શું થાય ? (૩) એમ પણ કહી શકાય કે જેમ હરએક ઇનસાનનૂં નાસૂત નફસ રીહી રૂપે હમલ રહેવા પછી તેમાં નફસ જુઝઝી ફૂંકાય તે વખતેજ જાન આવે છે, તેમ ઇમામને જનમ પહેલાંજ જો બાબ પાસે રહેલાં નફસ જુઝઝીની લાહૂતી હેકલ આવી ન મલે તો તે ઇમામ જનદાર કેમ પેદા થાય ?

અબુ મોહસરિક—ઇસમાઇલી ફિરકાઓમાં બધા ફીરકાના મત નથી. જો કે તેઓના વિચારો કેટલેક દરજે એક બીજાને મલતા આવે છે, પણ બધાઓની માન્યતા એક સરખી નથી. એક ફિરકો માને છે કે ઇમામત બાપ પછી બેટામાંજ ઉતરે, અને ઉતરવૂં ઝરૂરી છે. તેવૂં માનનારાઓ પોતાની માન્યતાને બંધ બેસતૂં કરવા માટે તમો કહો છો તેમ કહેતા હશે. આપણી માન્યતા તેવી નથી. બાપ પછી બેટામાંજ ઇમામત ઉતરતી હોત તો ઇમામ હસન પછી ઇમામ હુસેનને ઇમામત મલતે નહીં. આપણા અકીદા મુજબ ઇખવાનુસસફામા બયાન કરેલી ૪૬ ફાઝિલ ખસલતો જે ઇનસાનમાં હોય

તેજ ઇમામતના લાયક હોય, અને તેજ ઇમામ બની શકે. ઇમામની સરત તફવીદ થાય, તે વખત જેટલા સાફ થએલા નફસ જુઝઝી બાબના ઝમનમાં ભેગાં થયાં હોય તે ઇમામને આવી મલે, તે પહેલાં જેમ હરએક ઇનસાનમાં નાસૂતી અને લાહૂતી સુરતો ( એટલે કે જીસમ અને જાન ) હોય છે તેજ રીતે થનાર ઇમામને પણ હોય. તેજ રીતે બાબ અને હુજતનું પણ સમજવું. એટલું ખરૂં કે હુજત, બાબ અને ઇમામના જીસમ અને જાન બીજા લોકોના જીસમ અને જાન કરતાં વધારે સાફ થએલા નફસ જુઝઝી અને નફસ રીહીના બનેલાં હોય છે.

**અમીર મુખલિસ**—કેટલાક હુજતો અને બાબ ઇમામોથી ફરી ગયા છે, અને દુશ્મનો થયા છે, તેનું કેમ ? જો તેઓના જીસમ અને જાન સાફ અને પાક થએલા નફસ જુઝઝી અને નફસ રીહીના બનેલા હોય તો એમ કેમ થાય ?

**અબુ મોહરરિક**—એ સવાલ નાઝુક છે, તે બીજી વખત સમજાવીશ, હમણા તમોને એ સમજ પડશે નહીં.

**અમીર મુખલિસ**—એવું માનીએ કે સાફ થએલા ખાલિસ મુમિનના નફસ જુઝઝી બાબના ઝમનમાં ભેગાં થવા પછી તે ઇમાનને આવી મલે છે, તો એ પણ સવાલ ઉભો થાય છે કે, જે બાબ ઇમામથી ફરી જઇ દુશ્મન થઇ ગયા, તેના ઝમનમાં ભેગા થએલા મુમિનના જાનોની કેવી હાલત થાય ?

**અબુ મોહરરિક**—એ સવાલનો જવાબ પણ કોઇ બીજી વખત આપીશ. આ સવાલો ઉંચા ઇલમને લગતા છે તે હમણા તમને સમજ પડશે નહી.

( એવી રીતના જવાબ આપી એ ખંદા દાઇએ આ મહત્વના સવાલો ઉડાવી દીધા. )

**અમીર મુખલિસ**—મોત પછી ઇનસાનના જીસમનું શું થાય છે ?

**અબુ મોહરરિક**—ઇનસાનનું જીસમ અનેક જાતના તત્વોનું બનેલું છે, કે જેનું અસલ આગ, હવા, પાણી અને માટી છે. મોત પછી, જે તત્વોનું જીસમ બનેલું છે તે તત્વો છુટા પડી વિખરાય છે, અને પોતપોતાની મિસલના તત્વો સાથે શામિલ થાય છે. ચુનો ચુનામાં, આસિડ આસિડમાં, પાણી પાણીમાં, વિગેરે હરએક પદાર્થ પોતાની અસલ તરફ ફેલાય છે, અને મુદ્દત પછી તે ફરીથી ખનીજ, વનસપતી, વિગેરે રૂપે પેદા થઇ હેવાન અને ઇનસાનના જીસમો બને છે.

**અમીર મુખ્લિસ**—બુતપરસ્ત, ઇનસાનપરસ્ત વિગેરે કાફરો કે ગુનાહગારોનૂં મોત પછી શું થાય છે ?

**અબુ મોહરરિઃ**—તેઓમાં રહેલા નફસ જુઝઝી હુજત કે બાબના ઝમનમાં જવાને બદલે ફરીથી દુનયામાં જુઝઝી રીતે આવે છે. તેઓના જીસમના તત્વો પણ છુટા પડી પોતપોતાની અસલ તરફ વિખરાય છે, જેમ ખરાબ દૂધમાંથી માંખણ નિકળી શકતૂં નથી તેમ તેવા ઇનસાનના મોત પછી તેના જીસમમાંથી નફસ સીધી નિકલી શકતા નથી. તત્વોમાં આમેજ રહે છે. એ તત્વો એક મુદ્દત પછી ખનીજ, વનસ્પતી વિગેરેમાં થઇ તેના અમલ અને ઇલમના પ્રમાણમાં હલકી કે ઉંચી જાતના જીસમો બને છે, અને એ જીસમોમાં નફસ જુઝઝી પાછા આવી મલે છે. આ દુનયામાં આપણે હરએક કિસમના ઇનસાનો જોઇએ છીએ. કેટલાક તંન્દુરસ્ત અને મઝબૂત હોય છે. કેટલાક બીમાર કે નબળા હોય છે. કેટલાક સમજદાર તો કેટલાક બેવકૂફ હોય છે. કેટલાક મિસકીન માબાપને પેટે જનમ લે છે, તો કેટલાક અમીરો કે શાહના ઘરમાં પેદા થાય છે. એ બધૂં તેઓના ઇલમ અને અમલના પ્રમાણમાં થાય છે. કેટલાક જાલીમ અને કેટલાક રહેમદીલ પેદા થાય છે. કેટલાક જંગલી અને બુતપરસ્ત માબાપને પેટે, તો કેટલાક ફાઝિલ શખસોને ત્યાં પેદા થાય છે. કેટલાક હબસી ગુલામો તરીકે પેદા થાય છે. તો કેટલાક હુજત કે, બાબના ઘરમાં પેદા થાય છે. એ રીતે આ દુનયાનો ચક્કર ચાલ્યા કરે છે, અને દોર અને દોર થયા કરે છે.

**અમીર મુખલિસ**—આપણે દોર ૬૦૦૦૦ વરસનો ગણીએ છીએ તે કેવી રીતે ?

**અબુ મોહરરીઃ**—આ સવાલ ખગોળ શાસ્ત્રને લગતો છે. સાધારણ રીતે કહેતાં ૬૦૦૦૦ વરસને ત્રણ ભાગમા વહેંચી નાખવામાં આવે છે. પહેલા ૫૦૦૦૦ પચાસ હજાર વરસ **દોર કશ્ફ** કહેવાય છે. એ પચાસ હજાર વરસમા ૭ અનબીઆ મબઉસ થાય છે, એ પચાસ હજાર વરસ પછી બીજા ૩૦૦૦ ત્રણ હજાર વરસ **ફીતરતનો દોર** રહે છે. એ ત્રણ હજાર વરસમા ફકત એક નબી થાય છે. તે પછી બીજા ૭૦૦૦ સાત હજાર વરસ **સતરનો દોર** રહે છે, જે દરમીઆન ૬ નબી મબઉસ થાય છે. આ નબીઓ દાવતો નવેસરથી સ્થાપનારાઓ હોય છે. હાલમા આપણે સતરના દોરની લગભગ છેવટ તરફ પહોંચ્યા છીએ. હાલમા **સતરમી અંધેરી** એવી સખ્ત છે કે જેમ રાતની વખત કીડી ચાલતી હોય તે દેખાય નહી તેમ દુનયામા

ઇમાન છુપાયલું છે. તેજ સબબ ઇમામો લાંબો વખતથી શતરમા રહ્યા છે. આપણા મહોટા નસીબ કે આપણને હકીકી દીન હાથ લાગ્યું છે. આપણા સીવાય બીજા બધા દીન અને ઇમાનની શોધમા ભટકે છે, પણ તેઓને રસતો હાથ લાગતો નથી. તમે તો ખરેખરા ઘણાજ નસીબદાર છો કે ઇમામી ગાદીના મોલા અને માલીક, આપણા જાન અને માલના મુખતીઆર, અમીર અલ હુરામની તમારી ઉપર એટલી બધી નજર છે. આવા નસીબ કોઇ બધાના હોતાં નથી. એકજ કુટુંબમા નજર કરો ! એક ભાઇનો દરજો ક્યાં અને બીજા ભાઇનો દરજો ક્યાં ! દોવલની ખીઝમત કંઇ બધાને મયયસર થાતી નથી. તમારૂં નફસ રીહી તો નુરજ છે.

**અમીર મુખલીસ**—એ તો તમારા જેવા ઓલોમાઓની સોહબતની અસર છે. આપની મહોબત અને માયાનો આ સમરો છે. હું આપને **નુસેરીઓ** વીશે પુછવા ચાહું છું. મારા મીત્રોમા એક નુસેરી છે. તેની પાસેથી તેઓના એતેકાદ જાણવા મેં કોશીશ કીધી. મને લાગે છે કે તેઓના કેટલાક વીચારો આપણને મલતા છે, પણ તેઓએ ઘણી વાતોમા ભુલ કીધી છે. અને આડા ઉતરી ગયા છે.

**અબુ મોહુરરીક**—તમે તેઓ વીશે શું જાણો છે: તે કહેશો તો હું જણાવીશ કે તેઓના ખ્યાલાતો કેટલા સહી છે અને કેટલા સહી નથી.

**અમીર મુખલીસ**—તેઓ જમાનાને સાત ૭ થી વહેંચી નાખે છે. દરેક નબીનો દોર ૭૦૦ વરસનો. અને દરેક ૭૦૦×૭=૪૯૦૦ વરસે **અલ્લાહ અવતાર લઇને** ઇનસાનની સુરતમા જાહેર થાય છે. ખાલીક એટલે કે અલ્લાહ એક છે, પણ તેની જાહેર ૭ સુરતો નજરે પડે છે. એ ૭ સુરતો તે ૭ સયયારા, અથવા ફરતા તારાઓ છે. દરેક નબી **નાતીક** કહેવાય. અને દરેક નબીના ૭ હુજતો હોય છે. એ ૭ હુજતોમા પહેલા **અસાસ** કહેવાય છે. આપણે અસાસને નાતીક કરતા ઉતરતા ગણીએ છીએ. પણ નુસેરીઓ અસાસને નાતીક કરતાં ઉંચા માને છે. તેઓના મત પ્રમાણે ૭ **નાતીક** ૧. આદમ, ૨. નુહ, ૩. યાકુબ, ૪. મુસા, ૫. સુલેમાન, ૬. ઇસા, ૭. મહમદ છે. **અસાસના નામ** ૧. આબીલ, ૨. સેથ, ૩. યુસુફ, ૪. યોશુઆ, ૫. અસફ, ૬. શમઉન, ૭. અલી. **સાતમા અસાસ** હકીકતમા અલ્લાહ છે. તેનુ નામ **"માઅના"** છે તેજ **"કલામ"** છે. **અલી** કોઇને પેટે જનમ્યા નથી. અલી અંનત અને સદા છે. અલીનુ જોહર નુર છે. તારાઓ ચમકે છે તે અલીના નુરના સબબ. અલી નુર અલા નુર છે. જેને ખ્રીસ્તીઓ

Word કહે છે, અને જેને ફીલસુફો Logos કહે છે તે અલી છે. અલી છુપાયા નથી, પણ અલીનું જોહર સર્વસ્વ છુપું રહેલું છે. **અલીએ મહમદને પેદા કીધા** અને મહમદને "ઇસમ" નામ આપ્યું, અને પોતાના હીજાબ બનાવ્યા. મહમદે સલમાન ફારસીને પોતાના નુરમાથી પેદા કીધા, અને સલમાનને પોતાના બાબ બનાવ્યા. **અલી** અફલાક છે. **મહમદ** સુરજ છે, **અને સલમાન** ચંદ્ર છે. **એન-મીમ-સીન** આ સૃષ્ટીનો આધાર છે. મહમદ એ બલાગત ખમસા=પાંચ બલાગત પેદા કીધા–Five incomparables પેદા કીધા, બલાગત ખમસા પેદા કીધા incomparables પેદા કીધા, જેઓએ પાંચ તારાઓ પેદા કીધા. પાંચ નમાઝના એ પાંચ મમસુલ છે.

**અબુ મોહુશ્રીદ**—નુસેરીઓ મુસલમાન નથી, તેમ ખ્રીસ્તીઓ પણ નથી. જહાલતના જમાનાના એતેકાદ સાથે ખ્રીસ્તી અને ઇસલામી માન્યતાઓની તેઓએ એવી ભેલસેલ કરી નાખી છે કે તેનો કંઇ પતો લાગતો નથી. અમીરૂલ મુઅમેનીન અલી ઇબને અબી તાલીબનો એક ગુલામ નામે નુસેર હતો. તેણે અમીરૂલ મુઅમેનીનની વીધવતા પરહેઝગારી, એકલમંદી, રહેમદીલી વીગેરે જોઇ તેમોજ અલ્લાહ સમજવા લાગ્યો. અમીરૂલ મુઅમેનીન અલીએ તેને ઘણો સમજાવ્યો પણ તે કુફરથી દુર ન થયો, એવું કેટલીક તવારીખમા લખેલું છે. નુસેરીઓનું વજુદ તે ઉપરથી માનવામા આવે છે. લબનાના નુસેરીઓના એતેકાદ જોતાં એ ખરૂં નથી લાગતું. કેટલાકો નુસેરી ફીરકાનો સ્થાપક મહમદ બીન નુસેર છે એવું માને છે, પણ મહમદ બીન નુસેર ઇશના અશરીઓના ૧૧ મા ઇમામ હસન અલ અસકરીને માનનારો હતો, એટલે તે પણ ખરૂં નથી. કેમકે નુસેરીઓ ફક્ત ૭ ઇમામને માને છે. તેઓનો ધાર્મીક કીતાબ 'કીતાબુલ મજમુ" છે. તેમા નજર કરતાં અજાએબ જેવા એતેકાદ જોવામા આવે છે. હરાનના જંગલી રહેવાસીઓની જુના જમાનાની કેટલીક માન્યતાઓ પણ તેઓના એતેકાદમા શામીલ જોવામા આવે છે. ખ્રીસ્તીઓ ત્રીનીટી–ત્રીપુટીને માનનાર છે તેમ નુસેરીઓ પણ અલી, મહમદ અને સલમાનને ત્રીનીટી માને છે. પામીરાના પુરાના રહેવાસીઓ "બાલ સમીમ–મલક બાલ–અગલીબોલ" એ ત્રીપુટીને માનનારા હતા, એટલે કે આકાશ, સુરજ અને ચંદ્રને માનનારા હતા, તેને લગતી માન્યતા પણ નુસેરીઓમા જોવામા આવે છે.

---

# પ્રકરણ ૧૯ મું

## નાસીર ખુશરો. મઅદ મઆદ

**હાઇ અબુરીઝામની** સમજાવટથી ઇબને અહેસાન મીસર જવા કબુલ થઇ તરાબુલુસથી સિકન્દરીઆ રવાના થવા નીકળ્યો, તે આપણે પ્રકરણ ૧૪ની છેવટે જોઇ ગયા. **તરાબુલુસ** નહાનું શહેર છે. તે લગભગ ત્રીકોણ આકારની સપાટ જમીન ઉપર વસેલું છે. તરાબુલુસથી આસરે બે માઇલ દુર **અલ મીના** નામનું એક સુંદર ગામડું આવેલું છે, તેની નજદીકમાંજ તરાબુલુસનું બંદર આવેલું છે. ઇબને **અહેસાન** સ્ટીમરમા રવાના થવા તૈયાર થઇ બંદર ઉપર આવ્યો. તેના વીચારો હજી પણ ગાલીબ ખાનમના સ્વપનાઓ લેતા હતા. તે અવાર નવાર અલ મીનાના તે ભાગ તરફ નજર કરતો હતો કે જ્યાં ગાલીબ ખાનમ આવી રહેતી હતી. શું તેણી ત્યાં હશે? તેણીની ત્યાં મુલાકાત લઇને પછી સફર માટે નીકલે તો કેમ ? તેમ કરવામાં કંઇ પણ ખોટું ન હતું. પણ સ્ટીમર થોડા વખતમાં રવાના થવાની હતી, અને વખત એટલો ન હતો કે, જો ગાલીબ ત્યાં હોય તો, તેણી સાથે વાતચીત કરી પાછો ફરી શકે. અબુ રીઝામ સાથે થએલી વાત ઉપરથી તો સાફ જણાતું હતું કે, તેણે હવે ગાલીબનો ખ્યાલ વટીક મુકી દેવો જોઇએ. એ તવંગર અમીરઝાદી ગાલીબ જેવા નોકરીઆત માણસ સાથે પરણે એ બનવા જોગજ ન હતું. એવી અમીરઝાદીમા ઉમેદ રાખવામાજ તેણે ભુલ કરી હતી. પણ શું તેનું પોતાનું ખાનદાન કંઇ કમ હતું ? સુખ શું દોલતમાંજ સમાએલું છે ? ને તેણીને દીલો જાનથી ચાહે છે તે બસ ન હતું ? તેના પાક પ્યાર અને ખરી મહોબતની કીંમત દુનયવી દોલત કરતાં વધું ન ગણાય ? શ્યાણી અને ચંચલ ગાલીબ તે સમજતી હોવી જોઇએ. તેણી તેના પાક પ્યારનો જવાબ જરૂર આપશે. તેણે આ સફર ઉપર જવામાં ભુલ કરી હતી. ઉતાવળ કરવી ન હતી. ગાલીબને મલી સમજાવી પછી સફર કરવી હતી. તે આવા વીચારમાં હતો કે તેને કોઇએ બુલાવ્યો.

**ઈકશીદી**—કોણ ! ઇબને અહેસાન ! કયાંની સફરનો ઇરાદો છે ?

**ઇબને અહેસાન**—ઇકશીદી ! તમો ક્યાં જવાના છો ?

**ઇકશીદી**—હું પોર્ટ સઇયદ મારી માસીને મલવા જાઉછું કુટુંબી મામલાને સબબે તેણી મને બુલાવે છે. પણ તમે કયાં જવાના છો તે તો કહો ?

**ઇબને અહેસાન**—કેરોના દાઇના મુકાસર તરીકે મારી નીમણુંક થઇ છે. તમે તેથી ખુશી હશો ?

**ઇકશીદી**—તમારી તરક્કી જોઇ હું શા માટે ખુશ ન થાઉં !

**ઇબને અહેસાન**—તમે મુલ્લાંઓની વીરૂધ છો તે માટે.

**ઇકશીદી**—ભાઇ ઇબને અહેસાન ! તમે મને ગેરઇનસાફ કરો છો. હું મુલ્લાંઓનો વીરોધી નથી, બલ્કે મીત્ર છું. ખરો મિત્ર તેજ છે કે જે ખરૂ કહે છે. મને કેટલાક અપનાવાલાઓ મુદઇ સમજે છે, પણ તે તો આજકાલની ફેશન થઇ પડી છે ઓ હો! મુશરરા પણ સફરમાં આપણી સાથે સામીલ થતો જણાય છે! જુઓ તે પણ આવે છે.

**મુશરરા**— મુબારક. મુબારક. મીત્ર ઇકશીદી, હું તમને મુબારકબાદી આપું છું.

**ઇબને અહેસાન**—શાની મુબારકબાદી તે તો કહો ?

**મુશરરા**—કાએમ મકામ નીમાયા તે માટે. ઇબને અહેશાન તમને શું ખબર નથી મલી ? તમારી કોમના એક લાયક શખસની કદર થઇ તે જોઇ હું ઘણો ખુશી થયો છું. તમારી કોમે તમને મુબારકબાદી જરૂર આપવી જોઇએ.

**ઇબને અહેસાન**—તમે જાઓ છો કયાં તે તો કહો ? [ઇબને અહેસાને વાત ઉડાવવા પુછયું.]

**મુશરરા**—એ દીવસ પોર્ટ સઇદ એક મીત્રને મલવા.

**ઇબને અહેસાન**—ત્યારે તો અમને મુસાફરી દરમીઆન તમારી હાજરીનો ઠીક લાભ મલશે.

**સ્ટીમર ઉપરવાની સીગનલ** થઇ, એટલે બધા સ્ટીમર ઉપર ચઢવાની તૈયારીમાં પડયા. મુસાફરોનો સરસામાન ચઢાવનારા મઝદુરોની ધમાલ, મુસાફરોની ઉતાવલ, અને તેમને મુકવા આવનારા કે છેલ્લી મુલાકાતે આવનારાઓની ભીડ, વીગેરેથી સ્ટીમરનો ડૅક ચમકી રહ્યો હતો. મુસાફરોની મુલાકાતે આવનારાઓ ભીડમાં વધારો કરી રહ્યા હતા. મુસાફરો મુલાકાતે આવનારાઓ હવે જલદી વીદા થાય તેવું ઇચ્છતા હતા. મઝદુરો સામાનની મઝદુરી માગતા હતા. મદદગારો સામાન બરોબર આવ્યો કે નહિ તેની તપાસ કરતા હતા. બાપ બેટાને બોસો લઇ વીદા કરતો હતો. ભાઇ બહેનને, અને બહેન ભાઇને કપાળ ઉપર ચુંબન કરી વીદા કરતા હતા. મીત્ર મીત્રને ચુંબન કરતો હતો. બધા એક બીજાને ખેર આફીયત ઇચ્છતા હતા. કોઇ

કોઇને સમાચાર કહેવા યાદ અપાવતું હતું. એવી ધમાચકરી વચ્ચે સ્ટીમર જાણે ગુસ્સામાં આવી હોય તેમ ચીસ ઉપર ચીસ પાડવા લાગી, એટલે દરેક પોત પોતાને ઠેકાણે થવા ઉતાવળ કરવા લાગ્યું. મુસાફરોને મુકવા આવનારાઓ ઉતરી જવાની ઉતાવળમાં અને મજુરો મજુરી મેળવવાની ઉતાવળમાં પડ્યા. શાંતી પથરાતી ગઇ, અને થોડી વારે સ્ટીમરે લંગર ઉતારી સફર શરૂ કીધી.

ઇકશીદી, મુશરરફ અને ઇબને અહેસાન પોતાનો સરસામાન ઠેકાણે કરી ભેગા થયા. સ્ટીમર બેરૂત જવાની હતી એટલે કીનારા નજદીક ચાલતી હતી, અને તરાબુલસ અને બેરૂત વચ્ચેનો કીનારો રળીયામણો હોવાથી ઉતારૂઓ અવાર નવાર દુરબીનોથી તે તરફ જોતાં અને વાતો કરતા હતા.

**મુશરરફ**—નાસીર ઇબને ખુશરો જે ફાતેમી ઇમામોના ખુરાશાનના હુજત હતા તે વીશે અને તેના એતેકાદ વીશે તમે કંઇ જાણતા હોવ તો કહેશો.

**ઇકશીદી**—નાસીર ઇબને ખુશરો ફાતેમી ઇમામ મુસતનસીર બીલ્લાનો ખુરાસાનનો હુજત હતો. એ હુજતને તાબેના યાને તેની દાવતના લોકો નાચેરીઆ ઇસમાઇલીઓ કહેવાય છે. તેમના વીશે હું ઘણું થોડું જાણું છું જે હું જાણું છું તે જણાવું છું:—

**અબુ મોઇન અલ દીન નાસિર ઇબને ખુશરોનો** જન્મ બલખ શહેરની પાસેના એક ગામમાં થયો હતો. તે ૪૦ વરસનો થયો ત્યાં સુધીની તેની જીંદગી વિષે જણાવ્યું નથી. તે દરમિયાન તેણે અભ્યાસમાં પુરો વખત ગુજારયો હતો એવું જણાય છે. બેતાલીશ વરસની ઉંમરે તે હજ વાસ્તે રવાના થયો તે વખત તે ઘણો સરસ આલિમ ગણાતો હતો. તે સલજુકી હાકેમની નોકરીમાં હતો. તે નોકરી તેણે છોડી દીધી, અને હજ માટે રવાના થયો. હજ કરીને તે મીસર ગયો, અને કેરો શહેરમાં ૧૦૪૭ ઇ. ના આગષ્ટ મહીનામાં આવી પહોંચ્યો. મિસરમાં તે બે અથવા ત્રણ વરસ રહ્યો, અને ઇમામ મુસતનસિર બિલ્લાહની ખાસ નઝર હેઠે અભ્યાસ કરી તાલીમ ચઢતાં હુજતનો દરજ્જો મેળવ્યો, તે પછી ફાતેમી હુજત તરીકે ઘણા શહેરોની સફર કીધી, અને ઇ. સ. ૧૦૫૨ના ઓકટોબર મહીનામાં મરવ શહેર આવ્યો. તેણે પોતાની મુસાફરીનું બયાન એક કિતાબમાં લખ્યું છે, જે 'સફરનામા નાસિર ખુશરો' નામથી જાણીતું છે. અંગ્રેજીમાં તેનો તરજુમો

થયો છે જે Nasir-i-Khusro, Diary of a journey through Syria and Palacstine કહેવાય છે. તેણે પોતાની પાંચ હજનૂ અને મુસાફરીનું બયાન એ કિતાબમાં વિસ્તારીને કીધું છે. પણ મઝહબી એતેકાદ સંબંધી કંઇ લખ્યું નથી. તેના બીજા કિતાબો ઉપરથી તેના મઝહબી અકીદાની ખબર મલે છે. તેણે જે **કિતાબો લખ્યા છે તેના નામ.** ૧ દીવાન નાસીર ખુશરો ૨. રોશનાઇ નામા. ૩ સઆદત નામા ૪. ઝાદુલ મુસાફરીન ૫ વજહુ-અ-દીન, જે ઇરાની ઝબાનમાં છે, તે લુઝાક એન્ડ કું. ૪૬ ગ્રેટ રસલ સ્ટ્રીટ લનદન. ડબલ્યુ. સી. નામના બુકસેલર અને પબલીશરે છપાવ્યા છે. એ બેઉ કિતાબ ૧૯ લીપ્ઝીગમાં મલે છે. જરમન ભાષામાં એથ. અર્થીએ નાસીર ખુશરોના દીવાન અને બીજા કિતાબમાંથી કેટલાક ભાગનો તરજુમો કીધા છે. અંગરેજી ભાષામાં ઇ. જી. બ્રાઉન તેના પુસ્તક લીટરરી હિસ્ટ્રી આફ પરશીઆમાં કેટલુક ટુંક બયાન આપે છે. **ફાતેમી ઇમામના હુજત** તરીકે નાસીર ખુશરો કેટલાક વરસ બલખ અને નિશાપુરમાં રહયા હતા; અને ત્યાં દરસ રાખી આલેમાઓ તઇયાર કરતા હતા. **નિશાપુરમા ઇસમાઇલી આલેમાઓનો** મહોટો ભાગ તેમની પાસેથી કે તેમના દરસમાંથી શીખીને તઇયાર થયો છે. તે પછી તેમની સામે બીજા મુસલમાનો ઘણા ઉશકેરાયા, અને નિશાપુરમાં રહેવું સલામત ન હોતું, તે સબબ બદકશાનમાં યમગાન નામના ગામમાં જઇ રહ્યો અને ત્યાં દાવતનું કામ ચાલુ રાખ્યું. તે ઇ. સ. ૧૦૮૮માં ૮૪ વરસની ઝઇફ ઉમરે વફાત થયા તે વખત ઇમામ મુસતેઅલી ગાદી ઉપર હતા. હુજત નાસિર ખુશરો પોતાના સફરનામામાં મિસરનો અહેવાલ અને ફાતેમી સલતનતના કારોબાર અને ઇનસાફનું લંબાણ વર્ણન લખે છે. તેના દિવાનમાં તે મીશાક પાને ૧૮૨ અને હુજતનો મરતબો હાંસલ કરવાની હકીકત પાને ૩૩ અને ૨૩૯ માં જણાવે છે. તે જણાવે છે કે, ફાતેમી ઇમામો, જે ઇસલામના ખરા ખલીફા છે. તેના ૧૨ નકીબમાં તે પોતે એક નકીબ છે. કલામેશરીફમાં કેટલાક અલંકારિક અને ઉદાહરણ રૂપ વર્ણન છે, તેનું તાવીલ સમજવું જોઇએ, નહી તો અર્થ પુરા સમજાય નહી. તેવા અર્થ ઇમામોએ સમજાવ્યા છે. જન્નત, જહન્નમ, સીરાત, કબરની વહેશત, દજ્જાલ, સૂરજનુ પશ્ચિમ દિશામાંથી ઉગવાનું બયાન વિગેરે તાવીલ શીખવા વગર સમજાય નહી. અને તે શીખવું ઘણું જરૂરી છે, જે ફક્ત ઇમામજ પુરી રીતે સમજાવી અને શિખાવી શકે. પોપટની જેમ

કુરઆન પઢી જવું નકામુ છે, ઇલમ અને સમજ વગરનું ઝોહદ પણ નકામુ છે, **મઝહબનો પાયો ઇલમ ઉપર છે. અલ્લાહ** સિવાય કોઇ હસ્તી નથી, **અલ્લાહને સરમદી** કહેવાય નહી, તેમ ઝમનીય પણ ન કહેવાય. જે **કુદરતી હુદેસત** જોવામાં આવે છે તે ફક્ત પરછાયા રૂપ છે, પણ તે ઉપરથી ઘણું જાણવાનું અને શીખવાનું છે, કારણ કે **અકલ કુલ્લી** તેમાં પ્રસરી રહેલી છે. **ઇનસાન** એક નહાનું આલમ છે, **અલ મલા** અને **અલ ખલા**–સ્પેસ એન્ડ ટાઇમ–ગેર મહેદ્દુદ છે, ફલકનો નાશ નહી થાય; પણ **આલમ** (દુનયા) અબદી નથી, અઝલી નથી. **કદર** ઉપર આધાર રાખવો. "**કીસમતમાં હશે** તો પોતાની મેળે મલશે" એવો એતેકાદ રાખવો ખોટું છે. **માણસ મરજીનો મુખતાર** છે, જેમકે અલ્લાહતઆલાએ માતાને પેદા કરી તેની છાતી અને તેમાં દુધ આપ્યું છે, પણ બચ્ચાએ પોતે તેમાંથી દુધ ચૂસવું જોઇએ. તારો **જાન એક કિતાબ** છે, તારા આઅમાલ લખાણ છે, માટે તારા જાન ઉપર ખરાબ લખાણ કર નહો. મારા ભાઇ કલમ તારાજ હાથમાં છે, માટે ઘણું સરસ લખાનજ કર. **ફાતેમા ઇમામોજ** ખરા ખલીફાઓ છે, કે જેઓ અલ્લાહના બાગના માલી છે. તેના બાબ હરએક મુલકમાં નજરે પડશે, તપાસ કર અને તને જરૂર મલશે. દરબારના ઠાઠ માઠ અને દરબારી-ઓના ઠઠેરાને હમેશા ધિક્કારતો રહે, ગઝલ ગાનારાઓ અને **તારીફ** ગાનારાઓથી દુર ભાગતો રહે.

નાસિર ખુશરોની એક શએર—કાવ્ય હજની તાવીલનું બયાન આપે છે, અને તે સમજ પડે તેવી સહેલી અને સરસ ઇબારતમાં છે. તેના કિતાબો **કનઝુલ હકાએક** અને કાનૂન અધહામ વિગેરે નિસાબુરી ઇસમાઇલી ઓલો-માઓએ કરેલા કેટલાક ફેરફાર સાથે જુદી જુદી નકલોમાં નજરે પડે છે. બદકશાનમાં **નાસેરીઆ ઇસમાઇલીઓનો** સિલસિલો ચાલૂ છે. In Rushnai Name he expounds a system of cosmology which may be summarised as under: GOD is beyond thought, unknowable in His essence, infinite, immaterial, and visible only to the spiritual eye. It is wrong to say that God created the heavens and the earth. Plurality can not spring directly from the one From Him proceeds UNIVERSAL REASON, thence is born UNIVERSAL SOUL. The marriage of these

two brings into existance the NINE SPHERES, which in their turn produce the FOUR ELEMENTS. The Spheres and the Elements are the fathers and mothers of the world of natural things-mineral vegetable, and animal. Each of the SPHERES has an inteligence and a soul, and their eternal revolution is the cause of all good and evil fortune. MAN is composed of soul and body, substance and accident, he has five outward and five inward senses. Essentially he is a spirit, and it behaves him realizing his true nature, to return to God. The language used by Nasir Khusro in this part of the poem shows familiarity with Sufistic ideas. In order to attain union with God the soul must first acquire wisdom and virtue which are the fruits of asceticism, and its future lot depends on the measure of perfection achieved. Paradise and hell are really states of the soul, according as it is 'ripe' or 'raw'. Self-knowledge, above all, is indespensable.

મુશરરફ—ઘણી મહેરબાની થઈ. તમારો અભ્યાસ પણ ઠીક લાગે છે. તમને ઉઝર ન હોય તો હું તમોને એક અંગત વાત પુછું.

ઈકશીદી—પુછો, ખુશીથી પુછો.

મુશરરફ—આપણા મીત્ર ઇબને અહેસાન તમને મુદ્દઇ સમજે છે, યાને તમે કરમતી હુજત અલ હુસામના વીરોધી છો. ઇબને અહેસાને તેમ કહ્યું નથી, પણ હું તેઓના તમારે માટે કેવા વીચારો છે તે જાણું છું. તમે મને સમજાવો કે તમારી કોમ શા માટે તમારી વીરૂધ છે?

ઈકશીદી—એ બધું માત્ર સમજફેરનું પરીણામ છે. હું મારા દીન ઇમાનથી કહું છું કે, હું અમીર અલ હુસામનો ખરેખરો મીત્ર અને ખેરખ્વાહ છું. અમીરને કેટલાક તેના સ્વાર્થી દાઇઓ ઉંધે રસતે દોડવે છે. અમીર પોતે દોલત અને સત્તાની લાલચમાં ખરૂ ખોટું જોતા નથી, અને અબુ મોહરરીક અને તેના ભાઇ અબુલ અહદ જેવા લુચ્ચાઓના કાવા-દાવા ઉપર આધાર રાખે છે. મારા મીત્ર ઇબને અહેસાનને વધુ અનુભવની

જરૂર છે. તેમને અનુભવ થશે તે વખત આંખો ખુલશે. ધર્મની માન્યતાએ માણસને એવો બનાવી મુકે છે કે; અકલમંદ અને સમજદાર શખસ પણ સોચતો નથી, અને ભુલ થાપ ખાય છે. ઇબને અહેસાનની હાલત પણ તેવીજ છે. હું તેમની હાજરીમાજ તેમને કહું છું કે, તેમણે અમીર અલ હુસામ પાસેથી ભલાઇની આશા રાખવી નહી. હું નથી કહેતો કે હું અમીર અલ હુસામને માટે જે અભીપ્રાય જાહેર કરૂં છું તેને આજ ને આજ ખરો અભીપ્રાય સમજી લે; પણ મારા મીત્ર ઇબને અહેસાનને એટલું તો કહીશ કે, હું જે કહું છું તેની તે નોંધ કરી લે, વખત આવે વીચારે, અને પછી મારે માટે અભીપ્રાય બાંધે.

**ઇબને અહેસાન**—હું દીલગીર છું કે મુસાફરાએ આવી નાજુક વાતને છેડી છે. શું તમે દાવતની વીરૂધતા નથી કરતા !

**ઇકરીશીદી**—મારી વીરૂધતા શામા છે ? હું કહું છું કે કોમને જહાલતમા રાખવા અમીર અલ હુસામ જે પગલા ભરી રહ્યા છે તે કોમને નુકસાનકારક નીવડશે. લોકો પોતાના લાભાલાભ સમજતા નથી, પણ લોકોમા જાગ્રતી આવતી જાય છે, એટલે ખરી હાલતથી તેઓને વાકિફ થવામા લાંબો વખત લાગશે નહી. જ્યારે લોકો જાણવા લાગશે કે, અમીર જે કંઇ કરી રહયા છે તે કોમને બરબાદી ઉપર લાવતું રહયું છે. જે કંઇ કરી રહયા છે તેનું પરીણામ કોમને બરબાદીના ખાડામા હોમાવા જેવું આવ્યું છે, તે વખત સ્થીતી કેવી થશે ? મદરેસાઓ ઉપર અને કોમી વકફ મીલકતો ઉપર કબજો કરી તેમણે કેવી હાલત ઉભી કીધી છે ? કોઇ પણ મદરેસાની મુલાકાત લીઓ, અને જુઓ કે આપણી આવતી ઓલાદની કેવી અને કેટલી બરબાદી થઇ રહી છે ? કોમી મીલકતોની આવક ક્યા કોમી કામોમા વપરાય છે ? ક્યા ગરીબોને તેથી ફાયદો મલે છે ? આ મલાઝીનો તરફજ નજર કરો ! તેઓની ૨૫ વરસ પહેલાં કેવી હાલત હતી, અને આજે તાલીમી તરક્કી કરવાથી કેવી હાલત થઇ છે ! અમીર અલ હુસામ તરફની આપણી વફાદારી એજ છે કે, આપણે તેમને સાચેસાચું કહી, તેમની હાલની રાજનીતીને લીધે તેમની ઉપર ભવીષ્યમા જે આફતો આવનારી આપણે જોઇ શકીએ છીએ તેથી તેમને વાકેફ કરીએ. સાચો અને વફાદાર નોકર તેજ છે કે, જે પોતાના શેઠને ખરી સ્થીતીનું ભાન કરાવે, ન કે અબુ મોહરરીક અને અબુલ એદાદ જેવા સ્વાર્થી અને લુચ્ચા આમીલોની રીત પ્રમાણે પોતાના ગજવા ભરવા માટે જાહેરમા જુઠો દેખાવ રાખી બાતેનમા કોમનું અને

પોતાના માલીકનું પણ સત્યાનાશ વાલવા તૈયાર થાય. કોમમા જે કંઇ ફીસાદ જોવામા આવે છે તે એ મસ્ત કલંદર, તેના ભાઇ અને ભત્રીજાઓને આભારી છે. ચાલો બેરૂત બંદર આવ્યું. આપણે પછી વાત કરીશું.

સ્ટીમર બેરૂત બંદર આવી પહોંચતાં ઉતારૂઓની ચઢ ઉતરની ધમાલ શરૂ થઇ. કેટલાક રઇશો ઇકશીદીને મલવા આવ્યા. મુશરરા અહી તહી ફરવા અને વાતો કરવા લાગ્યો, અને ઇબને અહેસાન ઇકશીદીએ કહેલી વાતો અને ગાલીબના સ્વપ્નાઓના વીચારના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. કેટલીક વારે સ્ટીમર ઉપર ફરી શાંતી થવા લાગી. મુલાકાતે આવનારાઓ નીચે ઉતરયા, મુસાફરો પોતપોતાની જગ્યાએ ગોઠવાઇ ગયા. સ્ટીમરે લંગર ઉપાડી સફર શરૂ કીધી, અને પોર્ટ સઇદનો રસતો લીધો.

સાંજ પડતાં ફરીથી ઇકશીદી પાસે મુશરરા અને ઇબને અહેસાન આવ્યા.

**મુશરરા**—મારા હાથમાં એક ફારસી કીતાબ આવ્યો છે. એ કીતાબમાં **બાતેની લોકોની ફીલસુફી** છે. તમે જાણવા માગતા હોવ તો હું વાંચી સંભળાવું. મેં ફારસીનો અભ્યાસ કીધો છે. જેણે મને ફારસી શીખવ્યું તેણે મને આ કીતાબ આપ્યો છે.

**ઇકશીદી**—ખુશીથી વાંચો, આપણો વખત નકામો નહીં જાય, અને આપણને કંઇને કંઇ જાણવાનું મલશે.

મુશરરા તે કીતાબ વાંચી તેનો અર્થ સમજાવતો ગયો. એ કીતાબનો મજમુન નીચે પ્રમાણે હતો.

**તોહીદના સબંધમાં** સૈયદ હુસેન બિન અલી બિન મોહમ્મદ બિન વલીદ જણાવે છે કે, અલ્લાહતઆલાને કોઇ જાન અકલથી, વહેમથી, યા હિસથી, સમજી શકે અથવા ઇંદ્રીઓની મદદથી જાણી શકે નહી. તે સબબ જાનને મોહતાજગી થાય છે કે ઇકરાર કરે કે, **નથી કોઇ ઇલાહ મગર તે ખુદા કે જેના સિવાય બીજો કોઇ માઅબુદ નથી.** સઇયદના મોઅય્યદ ફરમાવે છે કે ખુદા હદ પેદા કરનાર છે, મગર ખુદાને હદની સિફત લાગૂ પડતી નથી. એટલે ખુદા અનહદ, અનંત છે. એમ પણ ન કહેવાય કે ખુદા મઅદુમ છે, યાકે મોજૂદ છે. ખુદાના વાસ્તે અદમ નથી, તે નિત્ય છે, સદા છે, અવિનાશી છે. ખુદાને ઇજાદ પણ લાગુ પાડી શકાય નહિ, તે વજૂદમાં આવ્યો એમ કહી શકાય નહીં, તે અનાદી છે, તેને આરંભ નથી, શરૂઆત નથી, અનાદિ સિદ્ધ છે. અમિરૂલ મુઅમેનીન અલી અ૦ સ૦ ફરમાવે

છે કે ખુદાની સેવા ( ઉપાસના, ભકતિ ) કરવાનૂં પહેલૂં ખુદાની માઅરેફત છે; માઅરેફતનું પેહલૂં ખુદાની તોહીદ છે, અને તોહીદનું પેહલૂં ( તોહીદનો નિઝામ ) એવો ઇકરાર કરવૂં છે કે, ખુદાને કોઇ સિફત લાગૂ પડતી નથી. ટુંકમાં તોહીદ એટલે ખુદા એક છે, તનઝીહ એટલે દોષરહિત છે. તજરીદ સ્રષ્ટી રચનામાં જણાતી બધી વસ્તુઓથી તે અલાહેદો છે.

ખુદાએ ઇબદાઅમાં જે આલમને પેદા કીધૂં તેમાં " શર " ( બુરાઇ ) હતૂં નહીં. આ આલમ, જે શરનૂં આલમ છે તે, કતેઅ થાશે. ખુદાએ આ આલમને દાએમ રહેવા વાસ્તે પેદા નથી કીધૂં. એતો ફક્ત આરઝુ છે, ઇત્તેફાક છે, અકસ્માતિક છે, આકસ્મિક છે. પેદા થયૂં તે પાછૂં મટી જાશે. ખુદાનો કસદ ન હતો. એતો એક બીજાથી લાહેક થવામાં ખિલાફ કીધૂં, ઇનકાર કીધો, આજીઝ થયા, મુખાલિફ થયા; જે મના હતૂં તે કરવામાં ખતા કીધી, તે સબબ આ શરનૂં આલમ હસ્તીમાં આવ્યૂં. ખુદાતઆલા કુરઆનમાં ફરમાવે છે કે, ખુદાએ ખલકને જે મિસલ શરૂમાં પેદા કીધૂં હતૂં તે મિસલ પાછા બધાને વાલી અસલી હાલતમાં લાવશે.

કિતાબ વહીદામાં, ફસલ ફી માઅરેફત આદમ કુલ્લીમાં, બયાન છે કે, આ બયાનોને ઓલેમા રબ્બાનીયૂને પોતાના કિતાબોમાં રમઝન યાને ઇશારતન લખ્યાં છે, પણ હાલના ઝમાનમાં એ રમઝ અને બયાન કશફ કરવાની જરૂર થઇ છે, તેનો સબબ આ ઝમાનમાં ઇસલામી ફીરકાએ ઇખતેલાહ શરઇ દાવા કરી રહયા છે, તેમજ ફિલસુફો અને ખુલતાનના અસહાબો સરદારો બનવા માટે મજાલિસોમાં બાતિલ કલમાઓ બયાન કરી રહયા છે, તે સબબ આ બયાન જાહેર કરવાની જરૂર છે.

ખુદાની તોહીદ, તનઝીહ અને તજરીદનૂં બયાન ઉપર આપ્યૂં છે. અવ્વલ બારીતઆલા હતા, અને બીજૂં કોઇ, કંઇ ન હતૂં અલ્લાહતઆલાએ પોતાની કુદરતથી બેઅદદ, બે શુમાર રૂહાની સુરતો પેદા કીધી. આ સૂરતો લા મિન શય, વ લા ફી શય, વ લા લે શય, વલા અલા શય, યાને કોઇ વસ્તુમાંથી, કે કોઇ જગ્યામાં, કે કોઇ કારણ કે જરૂર માટે, કે કોઇ નમૂના મુજબ પેદા કીધી નથી. આ રૂહાની નૂરાની સુરતો તે આલમ ઇબદાઅ કહેવાય છે, એટલે કે શરૂઆતની હસ્તી કહેવાય છે. તેઓને પેદાનો કરનાર અલ્લાહતઆલા મુબદેઅ ( હસ્તીને પેદાનો કરનાર ) છે. શરૂઆતની હસ્તી વખતે આલમ ઇબદાઅમાં બધી સૂરતો રૂહાની, નુરાની અને લતીફ હતી. અને બધી એક બીજાની બરોબર હતી. વજુદના અવ્વલમાં એ સૂરતો

કુદરતમાં, ઇલમમાં, શક્‌માં, લતાફતમાં, હયાતમાં, કયામમાં, વિગેરે દરેક રીતે એક સરખી હતી. કોઇ કોઇનૂં મોહતાજ ન હતૂં, અને બધી સુરતો અદમમાંથી હસ્તીમાં એકજ વખતે આવી. તેઓનૂં વજૂદ જાહેર થવામાં વખત ન લાગો; એકદમ, એકજ વખતમાં હસ્તીમાં આવી. તેઓનૂં એક બિજાની બરોબર હોવૂ, અને એકજ વખતમાં વજૂદમાં આવવૂં અલ્લાહના અદલની દલાલત છે. આ આલમ ઇબ્દાઅ, આલમ રૂહાની, આલમ લાહુત, આલમ આલા કહેવાય છે. એ બધી સુરતોમાંથી એક સુરતે ઇલહામ વગર, કોઇના સુચવ્યા વગર, પોતાની ઝાતથી, પોતાની તરફ અને બીજી રૂહાની સુરતો તરફ નઝર કીધી; અને વિચાર કીધો કે અદમમાંથી અમોને હસ્તીમાં લાવનાર અમારામાંથી કોઇ નથી; સબબ, અમો બધા સરખા છઇએ, અને અમારામાં એવી કુદરત નથી કે અમો પોતે અમોને પેદા કરી સકીએ; જરૂર કોઇ પેદાનો કરનાર બીજો છે, જે અમારા બધાથી અલાહેદો છે. એ મિસલ ફિકર કરીને ખુદાની તોહીદ કીધી, તનંઝીહ કીધી, તજરીદ કીધી, તકદીસ કીધી, તમજીદ કીધી. તે સબબ ખુદા થકી મવાદ ઇલાહિયા અને નૂર શાઅશાઅનિયા એ સુરતની ઝાતમાં મુત્તસિલ થયું. ખુદાએ તેમને પોતાના હિજાબ કીધા. તેમનૂં નામ અકલ અવ્વલ, કલમ, અને સાબિક છે. આલમ ઇબ્દાઅની હસ્તી થઇ તે કમાલ અવ્વલ કહેવાય છે. અને અકલ અવ્વલ આગેવાન થયા ( તોહીદ કરવાના સબબ ) તે કમાલ સાની કહેવાય છે.

અકલ અવ્વલ અહદિયત ( યાને એક પણૂં ) અઝમત અને જલાલતના સાહેબ છે; બરકાતના ચશ્માં છે, હરકાત અને સકનાતની ઇલ્લત છે, કમાલ અને તમામમાં એ અકલ પોતાના અરશ ઉપર મુસતવી થયા, મહલમાં સાકિન થયા. એ હદ ઇસમુલ્લાહ છે.

અકલ અવ્વલ ઉપર કમાલસાની હાસલ થવા પછી બીજી બે રૂહાની સુરતોને પણ વિચાર થયો, ખુદાની તોહીદ કીધી, અકલ અવ્વલની મિસલ, અને ઇકરાર કીધો, અને અકલ અવ્વલની સબાકત, ફઝલ અને શરફનો પણ ઇકરાર કીધો. તે સબબ એ બે નૂરાની સુરતો મુનબએસાન કહેવાઇ. આ બે મુનબઇસમાંથી એક ઇકરાર કરવામાં બીજા કરતા સહેજ આગલ હતા, જેમ ઘોડાની સરતમાં જીતનાર કરતાં બીજો ઘોડો થોડો પાછલ રહી જાય છે તે મિસલ મુનબઇસ અવ્વલ કરતાં મુનબઇસ સાની થોડા પાછલ રહી ગયા હતા. જે મુનબઇસ અવ્વલ હતા તેને અકલ અવ્વલે

પોતાના હિજાબ અને બાબ બનાયા, અને જે નૂરાની માદદો, કમાલ સાની વખતે, અકલ અવ્વલને અલ્લાહતઆલા તરફથી મલો હતો, તેમાંથી મુનબઇસ અવ્વલને અકલ અવ્વલે આપો, મુનબઇસ અવ્વલને કમાલ સાની હાંસિલ થયું અને તમામ રૂહાની સૂરતો ઉપર અકલ અવ્વલ પછી સરદાર થયા. તેમનું નામ અકલ સાની, ઇનબેઆસ અવ્વલ, લોહ, નફસ કુલ્લી છે.

મુનબએસેનમાંથી એક, ઉપર મુજબ, અકલસાની ઇનબેઆસ અવ્વલ, નફસ કુલી અને અકલ અવ્વલના બાબ થયા. બીજા મુનબઇંસે ઉપર જણાવ્યું તેમ તોહીદ કીધી, અને અકલ અવ્વલના ઉપરી પણાનો ઇકરાર કીધો, પણ મુનબઇસ અવ્વલની આગેવાનીનો ઇકરાર કીધો નહી. તેણે દાવો કીધો કે તોહીદ કરવામાં અને અકલ અવ્વલનો ઇકરાર કરવામાં તે અને મુનબઇસ અવ્વલ બેઉ લગભગ સરખા હતા. જે સહજ ફરક હતો તે ફરક ગણાય નહીં, તે સબબ મુનબઇસ અવ્વલ તેના આગેવાન કે ઉપરી નથી. મુનબઇસસાની આવા વિચાર ઉપર બાકી રહયા તે સબબ તેમને કમાલ સાની હાંસલ થયું નહી, અને કમાલ અવ્વલની હાલત ઉપર બાકી રહયા.

અકલ અવ્વલે મુનબઇસ અવ્વલ, કે જે તેમના બાબ થયા હતા, તેને આલમ ઇબદાઅની બાકી સૂરતો હતી તેઓને દાવત કરવાનો હુકમ કીધો. મુનબઇસ અવ્વલે દાવત કીધી, અને ખુદા મુબદેઅ, પેદાનો કરનાર છે, તેનો ઇકરાર કરાવ્યો; અકલ અવ્વલની આગેવાની, અને તે પછી પોતાની આગેવાનીનો ઇકરાર કરાવ્યો. એ ઇકરાર કરનારાઓના એક પછી એક ૭ મરતબા થયા, જે મુબઅતીલ ઉકુલ, ૭ અકલો, નામથી ઓળખાય છે. રિસાલા વહીદામાં સઇયદના હુસેન બિન અલી ફરમાવે છે કે, આલમ ઇબદાઅની કુલ સુરતોએ જવાબ દીધો, અને એ જવાબ દેવામાં ૭ મરતબા થયા. હર એક મરતબામાં એટલી સંખ્યા હતી કે તેનો શુમાર ફકત અલ્લાહજ જાણે છે. કિતાબ મબદઅ અને મઆદમાં જણાવે છે કે મુનબઇસ અવ્વલે અકલ અવ્વલના અમરથી આલમ ઇબદાઅની રૂહાની સુરતોને દાવત કીધી તે વખત ૭ સુરતોએ એક પછી એક જવાબ દીધો, તોહીદ કીધી, અને અકલ અવ્વલ વિગેરેના એક પછી એકના ઉપરીપણાનો ઇકરાર કીધો. તે વખત તેઓને પણ કમાલ સાની, એક પછી બીજાના હાથ ઉપર હાંસિલ થયું. અને તેઓની ઝાત રોશન થઇ. એ ૭ ઉકુલોની, જે મિસલ એક પછી બીજાએ જવાબ દીધો તે મુજબ, તેઓની મુનબઇસ અવ્વલ પછી એક પછી બીજાની તરતીબ થઇ, આ ૭ અકલો કલેમાતુલ્લાહ કહેવાય છે. તે પછી જે જે સુરતો એ

૭ અકલોના ઝિમનમાં હતી તે સરવેને એ ૭ ઉકુલોએ દાવત કીધી. તે સરવેએ તેઓની દાવતનો જવાબ દીધો, યાને કબુલ કીધી. તે સબબ એ સુરતો ૭ ઉકુલોના ઝિમનમાં શામિલ થઇ, અને સરવેની ઝાત રોશન થઇ.

**મુનબઇસ સાની** પોતાના વિચાર ઉપર કાયમ રહયા હતા. તે સબબ **જે સુરતો મુનબઇસ સાનીના ઝિમનમાં હતી** તે પણ મુનબઇસ સાનીના વિચાર ઉપર બાકી રહી, યાને તેઓએ ખુદાની તોહીદ કીધી, અકલ અવ્વલના ઉપરીપણાનો ઇકરાર કીધો, પણ કહયું કે મુનબઇસ અવ્વલ અને મુનબઇસ સાની વચ્ચે તફાવત નથી. તેઓને મજકુર ૭ ઉકુલોએ દાવત કીધી, પણ તેનો તેઓએ જવાબ દીધો નહી, દાવત કબુલ કીધી નહી.

**અકલ અવ્વલ મુનબઇસ અવ્વલ** યાને અકલ સાની, અને તે પછીની **૭ અકલો**, અને એ ૭ અકલોના ઝિમનમાં આવેલી રૂહાની સુરતોની ઝાત રોશન થઇ હતી, તેઓને કમાલ સાની હાસલ થયું હતું; પણ મુનબઇસ સાનીને કમાલ સાની હાસલ થયું ન હતું, તેની ઝાત રોશન થઇ ન હતી. તે સબબ **મુનબઇસ સાનીને ફિકર** પેદા થઇ. તેણે મજકુર ૭ ઉકુલોમાંથી જે છેલ્લે હતી તેને તઝરરાના અને ખુઝુના સાથ અરઝ કીધી, અને સબબ પુછયો કે સરવેની ઝાત રોશન થઇ અને મારી ઝાત કેમ રોશન ન થઇ? તે વખત તે ૭ અકલમાની છેલ્લી અકલે તેને સમજાવ્યું કે, તમે મુનબઇસ અવ્વલના બરાબરીનો દાવો કીધો તે સબબ તમને કમાલ સાની હાંસિલ થયું નથી. એ સાંભળી મુનબઇસ સાનીએ તોબા કીધી, અને એ ૭ ઉકૂલોની મારફત શફાઅત તલબ કીધી. તેના ગુનાહ તેની આજીઝીના સબબ માફ થયા, અને અકલ અવ્વલે કમાલ સાનીનું ફેઝ, નુરાની માદ્દો, મુનબઇસ અવ્વલ અને તે પછીની ૭ અકલો મારફત, મુનબઇસ સાનીને પહોંચાડયો. એ રીતે **મુનબઇસ સાનીને કમાલ સાની હાસલ થયું**, અને તેની ઝાત પણ રોશન થઇ, પણ તે **આશિર** યાને ૧૦માં તરતીબમાં થયા. **૧ લા** અકલ અવ્વલ, **બીજા** મુનબઇસ અવ્વલ, તે પછી એક પછી બીજી એમ **૭ અકલો જે કલેમાતુલ્લાહ** છે. જુમલે ૯, અને **૧૦ માં મુનબઇશ સાની** થયા, કે જે **આશિર** નામથી ઓળખાય છે, અને **આદમ રૂહાની** પણ કહેવાય છે.

**મુનબઇસ સાની** ૧૦ માં મરતબામાં કાયમ થયા, અને **આશિર મુદબ્બીર** કહેવાયા, તે વખત આશિરને હુકમ થયો કે, જે સુરતો તેમના વિચાર ઉપર હતી તેઓને દાવત કરે, અને ઉપરીઓના ઉપરીપણાનો ઇકરાર કરાવે. યાને ઉપર કહયું છે તેમ, જે સુરતો મુનબઇસ સાનીના ઝિમનમાં

હતી તે પણ એવા વિચાર ઉપર હતી કે મુનબઇસ અવ્વલ અને મુનબઇસ સાની બેઉ બરોબર છે, તેઓ વચ્ચે તફાવત નથી, એ વિચાર તેઓનો દૂર કરીને, ૧ લા અકલ અવ્વલ, બીજા મુનબઇસ અવ્વલ કે જે અકલ સાની કહેવાયા, તે પછી કલેમાતુલ્લાહની ૭ બીજી અકલો, અને તે પછી મુનબઇસ સાની ૧૦ માં દરજામાં આશિર છે, એવો ઇકરાર કરાવવાની આશિરે કોશિસ કીધી. અને સમજાવ્યું કે જેમ મે તોબા કીધી તેમ તમે બધા પણ તોબા કરો, અને સાબિકની સબાકતનો, આગેવાનની આગેવાનીનો ઇકરાર કરો. પણ તેઓએ માન્યું નહિં, અને એ બધી સુરતો ઇનકાર ઉપર બાકી રહી. તે સબબ તેઓની સુરત નુરાની હતી તેમાં અંધકાર આવી ગયો, લતીફ હતી તે કસીફ થઇ ગઇ. યાને હલકી હતી તે ભાર આવી ગયો. તે સબબ તેઓને પોતાની હાલત જોઇ દહેશત પેદા થઇ, અને તેઓ જુદી જુદી સુરતો હતી તે બધા ભેગા થઇ ગયા, અને તેનો **હયુલા** થયો. તેનું નામ **હયુલાઉલા** [પેડલું] છે.

**મુનબઇસ સાનીના** ઝિમનમાં તેમના વિચાર ઉપર રહેલી સુરતોનો ઉપર મુજબ હાલ થવા લાગ્યો, તે વખત મુનબઇસ સાનીએ (આશિરે) તેઓને ફરીથી દાવત કીધી. તેનો નતીજો એ થયો કે, ઇનકાર ઉપર રહેલી સુરતોમાંથી એક ભાગે પસતાવો કીધો, નદામત કીધી, તે સબબ તેઓનું નામ **નાદીમ મુસતગફિર** પડયું, બીજો ભાગ શકમાં રહયો કે, ખરૂં શું છે, તે સબબ તેઓ **શાક મુતહય્યિર** કહેવાયા. ત્રીજો ભાગ બિલકુલ ઇનકાર ઉપર બાકી રહયો, બલકે અદાવત કરવા લાગો, તે સબબ તેઓનું નામ **મુસિર મુસતકબિર** પડયું.

**હયુલા ઉલા** હસ્તીમાં આવતાં આશિર મુદબ્બિરે તેઓને છોડવવા માટે ૭ ઉકૂલોના માદાની મદદથી તેમાં લંબાઇ, પહોળાઇ અને ઉંચાઇ પેદા કીધી, તેથી હયુલા ઉલા જીસમાની હદમાં આવ્યો, અને તેનું નામ **જીસ્મ કુલ્લી** પડયું.

**આશિર મુદબ્બિરે** તેઓને છોડવવાની તદબીર કીધી. જેઓ **નાદિમ મુસતગફિર** હતા તેઓના ખમાએરમાંથી આસમાન, **અફલાક** અને **સિતારા** બનાવ્યા. ૧ લા આસમાન ફલક મોહીત, બીજા ફલક બુરૂજ, ૩ ફલક ઝોહોલ, ૪ ફલક મુસતરી, ૫ ફલક મિરરીખ, ૬ ફલક શમ્સ, ૭ ફલક ઝોહરા, ૮ ફલક ઉતારિદ ૯ ફલક કમર. એ રીતે ૯ **આસમાન** થયા, કે જે એક બીજાને ઘેરી લીધા છે, એક બીજાના અંદર છે. અને ૭ **સિતારા** છે

કે જે **મુદબેરાત** કહેવાય છે. તેના નામ ઝોહલ, મુશતરી, મિર્રીખ, શમ્સ, ઝોહરા, ઉતારિદ, કમર અથવા ચંદ્ર. એ ૭ સિતારા ઉપરાંત જે તારાઓ આસમાનમાં નઝર આવે છે તે **ફલક બુરૂજમાં** છે, જેના ૧૨ ભાગ છે. એ ૧૨ ભાગને ૧૨ રાસી કહેવામાં આવે છે. અને તેના અરબી, ગુજરાતી અને અંગરેજી નામો જાણિતા છે. **ફલક બુરૂજ(રાશીચક્ર)ના** આસમાન ઉપર, બધાથી ઉંચે, ફલક મોહીત છે, જે ખાલી છે. તેમાં કોઇ તારો નથી. **ફલક મોહિતની** તમસીલ અકલ અવ્વલ, અને જીસમાની આલમમાં નથી છે. **ફલકબુરૂજની** તમસીલ મુનબઇસ અવ્વલ, અકલ સાની, અને જીસમાની આલમમાં વસી છે. તે પછી ૭ અફલાક, તેની તમસીલ ૭ ઉકુલો, અને જીસમાની આલમમાં ઇમામના સાતરા છે. ફલક **કમરની નીચે આશિર મુદબ્બીર છે,** તે જીસમાની આલમને છુડાવવાની તદબીર કરે છે.

જે **શાઉ મુતહય્યિર** હતા તેના ૪ ભાગ થયા. ૧ **કુર્રા નાર** યાને આગ, ૨ **કુર્રા હવા,** ૩ **કુર્રા માઅ** યાને પાણી, અને ૪ **કુર્રા અર્ઝ** યાને માટી.

**જેઓ મુસીર મુસતકબીર** હતા તેઓમાંથી આશિરે **સખર** [સખ્ત પથ્થર] બનાયા, કે જે સખર **સિજ્જીન** કહેવાય છે, તે જમીનની વચમાં છે, અને આસમાન તેની ચોતરફ ફરે છે. પહેલ વહેલાં, અવ્વલમા, બધા તારાઓ ફરવા લાગ્યા તે વખત, તારાઓના શાઓ [કિરણો] જમીન (જે તે વખત સખર હતી તે) ઉપર પડયા, પણ સખરની સખ્તાઇના સબબ તે કિરણો અથડાઇને પાછા ફરયાં. તે પાછા ફરેલ, કિરણોને તારાઓએ પોતાની શીપ બનાવી, જેથી તારાઓ આપણી નજરમાં આવે છે. પહેલાં તારાઓ વહેમીયા હતા, દેખાઇ શકે તેવા ન હતા.

એ રીતે **જીસમાની આલમની** હસ્તી થઇ. બધાની વચ્ચે સખર (પથ્થર) છે. જે જમીનનો વચલો ભાગ છે. તેની આસપાસ માટીનો કુર્રો, તેની ઉપર પાણીનો, તેની ઉપર હવાનો તેની ઉપર આગનો, તેની ઉપર ફલક કમર, તે પછી એક પછી એક ફલક કે જેના નામો ઉપર આપ્યાં છે. **કુર્રા આગની તાસીર** ગરમી અને ખુશકી છે, **હવાની તાસીર** ગરમી અને ભીનાસ છે. **પાણીના કુર્રાની તાસીર** ઠંડી અને ભીનાસ છે, અને **કુર્રા માટીની તાસીર** ઠંડી અને ખુશકી છે. આશિર મુદબ્બીરે તે પછી અફલાકની હરકત [ચાલ] મારફત તારાઓના કિરણો જમીન ઉપર નાખા,

તેથી જમીન ઉપર વાતાવરણ સુધરવા લાગી **કુર્રા નસીમ** પેદા થયું, તેની ઉપર **કુર્રા ઝમહરીર** છે.

**આશિર મુદબ્બીરે** તે પછી **જમીન** કે જે **આલમ દુનયા, આલમ નાસૂત,** આલમ અઆલમ, આલમ અજસામ કહેવાય છે, તેની તદબીર શરૂ કીધી, **એક હજાર વરસ ઝોહલ સિતારાને** તે ઉપર મુતવલ્લી કીધા, તેના બુખારાતના વરસાદ જમીન ઉપર વરસવાના સબબ જમીન પાણીથી ભરાઇ ગઇ, અને ખનીજની કેટલીક જાતની હસ્તી શરૂ થઇ, તે પછી **બીજા હજાર વરસમાં** ઝોહલ સાથે **મુશતરીની** મદદ પણ ચાલૂ થઇ, તે સબબ ખનીજ, વનસપતી અને હયવાનના કેટલીક જાતના ખમાએર પેદા થવા લાગ્યા, અને જમીન ઉપર પાણી ફરી વળેલા હતાં તે થોડાં સુકાવા લાગ્યાં. તે પછી **ત્રીજા હજાર વરસમાં મિર્રીખની** તાસીર પણ સાથે થઇ, જમીન વધારે સુકાઇ, અને પહાડો અને મેદાનો નઝર આવ્યા, અને નવી જાતના ખનીજ, વનસ્પતી, અને હયવાનના ખમાએર પેદા થવા લાગ્યા. તે પછી **ચોથા હજાર** વરસમાં **શમ્સની** મદદ, તે પછી **પાચમાં હજાર વરસમાં ઝોહરાની** મદદ, **છઠ્ઠા હજાર વરસમાં ઉતારિદની** મદદ, અને **સાતમાં હજાર વરસમાં કમરની** મદદ શામિલ થઇ; અને દરેક વખતે જેમ નવી તાસીર પેદા થવા લાગી તેમ નવી નવી જાતના ખમાએર પેદા થવા લાગ્યા. જમીન ઉપર હવા અને પાણી વિગેરે પ્રમાણમાં (મોઅતદિલ) થયાં, જમીનના પેટામાં ખનીજ, અને ઉપર વનસ્પતી ઝાડ પાન, અને હયવાન વિગેરે પેદા થયાં.

**ઇનસાનની પેદાયશ,** કમરની તાસીર બીજા સિતારાઓની મદદમાં શામિલ થઇ તે વખતે આશિર મુદબ્બિરે આલમમાં ઇનસાન પેદા કરવાનો ઇરાદો કીધો. સિતારાઓની તાસીરના સબબ જે વરસાદ વરસતા હતા તેને લીધે જમીનમાં ખાડાઓ થઈ ગયા હતા. તે ખાડાઓમાં, કુર્રા નસીમમાં, ઇનસાનના ખમાએરના પાણી ભરાયલાં હતાં. તે પછી તે કરતાં વધારે અશ્રફ અને અલતફ બુખારાતના પાણી વરસીને તે ખાડાના પાણીમાં શામિલ થયાં. અને એ ખાડાઓમાં, જેમ માના રહેમમાં બચ્ચાનું હમલ રહે છે અને પેદા થાય છે તેમ, હરએક ખાડામાં એક એક **છોકરાનું હમલ** પેદા થયું. અને તારાઓની તાસીરના સબબ ૯ મહીનામાં તે છોકરાઓની પેદાયશ પૂરી થઈ, ખાડામાંથી તેઓ બાહેર આવ્યા, તેઓમાં હિસનૂ રૂહ પેદા થયું, અને તેઓ પોતાના અંગૂઠા ચૂસવા લાગ્યા, કે જે સબબ તેઓને ખુદાની કુદરતથી

દૂધનો ખોરાક મલવા લાગ્યો, અને બીજા ત્રણ મહીનામાં તેઓ ચાર વરસના છોકરા જેટલા મહોટા થઇ ગયા. તે પછી તેઓ મેવા ખાવા લાગ્યા, અને મહોટા થવા લાગ્યા. છોકરાઓ ખાડામાંથી પેદા થઈ બાહેર નીકલવા પછી, તે ખાડાઓમાં બાકી રહેલા પાણીમાંથી આશિર મુદબ્બિરે છોકરીઓની પેદાયશ ખુદાની રઝાથી ઉપર મુજબ કીધી. એ રીતે હરએક જઝીરામાં ઇનસાનની, મરદ અને ઓરતની પેદાયશ, આશિર મુદબ્બિરની તદબીરથી થઇ.

આશિર મુદબ્બિરે એજ રીતે અફઝલ, અલતફ અને અશરફ ખમાએરમાંથી સરનદીપના જઝીરામાં ૨૮ ફાઝિલ શખસોને પેદા કીધા. જેમ પથ્થર કરતાં યાકૂત વધારે અલતફ અને અશરફ છે તેમ આ ૨૮ શખસો બીજાઓ કરતાં વધારે અફઝલ હતા. તેઓ નાદિમ મુસતગફિરમાં આગેવાન હતા, યાને પસતાવો કરવામાં પહેલા અને આગેવાન હતા. એ ૨૮ માંથી એક, કે જે વધારે અફઝલ અને અશરફ હતા તે. પોતાના ખાડામાંથી બાહેર નિકલવા પછી ચોતરફ નજર કરવા લાગ્યા; અને કંઇ પણ ઇલહામ વગર, પોતાની ઝાતથી, વિચાર કીધો કે, અમને અને આ આલમને પેદાનો કરનાર અમારામાંથી નથી, જુદો છે. પછી તેમણે અલ્લાહતઆલાની ઇલાહિયતનો ઇકરાર કીધો, અને જે મિસલ રૂહાની આલમમાં અકલ અવ્વલે તોહીદ કીધી તેમ આ ફાઝિલ શખસે પણ તોહીદ કીધી. તે વખત તે ફાઝિલ શખસને અકલ અવ્વલ તરફથી મુનબઇસ અવ્વલ, ૭ ઉકુલો અને આશિરની મારફત ફેઝ મલ્યું, અને તે આગેવાન થયા. એ સાહેબ આદમ અવ્વલ છે, તેને અબુલ બશર, અને ઇલમના લોકો આદમ કુલ્લી પણ કહે છે.

આદમ અવ્વલે, આદમ કુલ્લીએ. પોતાની ઝાતથી, ઇલહામ વગર, ફિકર કરીને, ખુદાની તોહીદ કીધી, તે સબબ જેમ આલમ રૂહાનીમાં અકલ અવ્વલનો દરજ્જો થયો તેમ આલમ જીસમાનીમાં આદમ કુલ્લી અકલ અવ્વલના મકામમાં થયા, અને જે કંઇ થયું અને થાશે તેનું તેને ઇલમ થયું. તે પછી એ આદમે તેમની સાથેના ૨૭ શખસોને દાવત કીધી. તેમાંથી જે સાહેબે પહેલાં જવાબ દીધો તે બાબના રૂતબામાં કાયમ થયા, તે પછી જવાબ દેનારાઓ હુજ્જતના મરતબામાં કાયમ થયા, જેની સંખ્યા ૨૪ની છે, તેમાં ૧૨ હુજ્જતલેલી અને ૧૨ હુજ્જત નહારી છે. ત પછી જવાબ દેનાર દાઈ બલાગ અને તે પછીના દાઈ મહેસુર છે. એ ૧૨ હુજ્જત નહારીને ૧૨ જઝીરામાં દાવત વાસ્તે મોકલ્યા, અને હુજ્જત લેલીને પોતાની પાસે રાખ્યા. બીજા કિતાબમાં લખે છે કે એ હુદ્દદમાંથી ૪ શખસોને જુદા કાઢ્યા, જે

**અશ્બા હુરમ** કહેવાય છે. તે **બાબ**, દાઇ **માહસૂર**, **માઝુન મુતલક** અને **મુકાસિર** છે.

**એ મુજબ દાવત** શરૂ થઇ. હરએક જઝીરામાં ત્યાંના હુજ્જત અને દાઇઓએ લોકોને મઆશ યાને રોઝી પેદા કરવાનું ઇલમ અને મઆદનૂ ઇલમ શિખવ્યું, અને એક ખાડામાંથી પેદા થએલા મરદને બીજા ખાડામાંથી પેદા થએલી ઓરત સાથે શાદી કરવાનું કહ્યું. દુનયાના હુનરો શિખાવ્યાં, અને જીસમની હુદ્દ અને રૂહાની આલમના હુદ્દોના ઇકરાર કરાયા, અને ખુદાની તોહીદ કરાવી. **આદમ કુલ્લી** અને હુજ્જતો વિગેરેએ પણ, જે ખાડામાંથી દરેક પેદા થયું હતૂં, તેની બાજૂના ખાડામાથી પેદા થએલી ઓરત સાથે શાદી કીધી. એ રીતે દાવત ચાલૂ થઇ અને હસ્તીની શરૂઆત થઇ. તે પછી આદમ કુલ્લી વફાત થયા તે વખત તેમના ફરઝંદ આપના મકામમાં કાયમ થયા. એ મુજબ **કશફને દોર** ૫૦૦૦૦ વરસ ચાલ્યા બાદ **સતરનો દોર** શરૂ થયો. એ મુજબ દોર ચાલ્યા જાય છે.

## મઆદની કેફીયત.

જે તાઇદનૂં નૂર અલ્લાહતઅલા તરફથી અકલ અવ્વલની તરફ કમાલ સાની વખતે જારી થયૂં, તે તાઇદના નૂરનો નુકતો રૂહાની અને જીસમાના હુદ્દોની મારફત મુમિન મુસતજીબને આવી મલે છે. **મુમિન મુસતજીબ**, યાને જે મુમિન ઇમામ અથવા તેમના હુદ્દના હાથ ઉપર દાવતને કબૂલ કરે, તેને નૂરનો નુકતો મલે છે. એ નુકતો તેના જીવમાં અમેઝ થાતો નથી, લેકિન બાજૂમાં રહે છે. તે પછી એ મુસતજીબ જેમ જેમ ઇલમ તહેસીલ કરે, અને નેક આમઆલ કરતો રહે, તેમ તે નુકતો મહોટો થાય છે, રોશન થાય છે. તેના ઇલમ અને **અમલની સૂરત** અને તેનો **જાન** અને તેના મોત વખત, એક થઇ જાય છે. અને જે તાઇદનો નૂરાની નુકતો ઇમામ તરફથી મલો હોય છે તે તેના જાનને તેના **મુફીદની** સુરત સાથે મુત્તસિલ કરે છે. **મુફીદ**, યાને જે મોઅલ્લીમ પાસેથી તેણે ઇલમ તહેસીલ કીધૂં હોય તે **હુદ્દની સુરત, સાથે મુત્તિસલ** થાય છે. એ રીતે એ જાન એક પછી એક ફોકના રૂતબાના જાન સાથે મુત્તસિલ થાતાં, **અને** ઇલમ તહેસીલ કરતા, જઝીરાના હુજત અને તે પછી બાબુલ અબવાબને પહોંચે છે. એક હદના બાદ બીજા હદના ઝિમનમાં રહીને, તેઓના અખલાક, આદાબ, અને ઇલમનો ફાયદો લેતાં બાબના ઝિમનમાં પહોંચે છે. બાબના ઝિમનમાં તમામ જઝીરાના હુ-

જાતોના ઝિમનથી આવેલી સૂરતો ભેગી થઇ એક **નૂરાની હેકલ** બને છે, કે જે **ઇમામના લાહૂત** છે.

જે **મુમિન** ગુનાહ અને બદીના કામથી બાઝ રહેનારા અને નેક છે, તેના **જાનનો હાલ** તેના મોત પછી ઉપર મુજબ થાય છે. તેનું **જીસમ** ત્રણ દીવસ પછી છુટું પડી વિખરાઇ જવા લાગે છે. પણ તેના જીસમમાં જાનની હરારત જૂઝ બાકી રહેલી હોય છે કે જેને **નફ્સ નામીઆ** અથવા **નફ્સ રીહી** કહે છે, તે મોત પછી જીસમમાંથી ત્રણ દીવસ પછી બાહેર નિકલે છે, અને કમરના કિરણો સાથે તે ફલક કમર તરફ જાય છે. આશિર મુદબ્બિરના ઇરાદા મુજબ તે ફલક કમરમાં કેટલીક મુદત રહેવા પછી તે ઉતારિદ અને ઝોહરાના ફલકમાં રહે છે, તે પછી ઝોહરાની મારફત શમ્સમાં જાય છે. ત્યાંથી મુશતરીમાં જાય છે, અને સાફ થાય છે, એ મુજબ બધા જઝીરાથી **નફ્સ રીહી** શમ્સના દાએરામાં ભેગા થાય છે, અને ત્યાંથી મુશતરીમાં જાય છે, અને વધારે સાફ અને લતીફ બને છે. તે પછી જ્યારે આશિર, આલમ જીસમાનીમાં, નવા ઇમામનું વુજુદ ચાહે છે, તે વખત એ ભેગા થએલા નફ્સ રીહી ( નફ્સ નામીઆ ) શમ્સ તરફ પાછા ઉતરે છે, અને ત્યાંથી ઝોહરા અને ઉતારિદમાં થઇ ફલક કમરમાં આવે છે. ફલક કમર એ નુફ્સ રીહીને શબનમના રૂપમાં કમરના કિરણો મારફત દરાખ, અંજીર કે એવા મેવાના ફળમાં ઉતારે છે. અને તે ફળ જે ઇમામ દુનયામાં મોજૂદ હોય તેના સિવાય બીજા કોઇના હાથમાં ન જાય તેની આશિર સંભાળ રાખે છે. અને હરકોઇ રસ્તેથી તે ઇમામના હાથમાં પહોંચે છે. ઇમામ તે ફળને પોતે ખાય છે, અને તેમાંથી જુઝ હિસ્સો પોતાની તે બઇરોને ખિલાવે છે કે જે બઇરોથી બીજા, ઇમામ પેદા થવાના હોય. તે પછી ઇમામ તે બઇરોથી મિલે છે, અને તે બઇરોના રહેમમાં નુતફો પહોચતાં બેવે નુતફા મિલે છે, અને ઇમામનું હમલ રહે છે. આ **ઇમામનૂં નાસુત** છે. ૯ મહીના બાદ એ ઇમામનૂં નાસૂત જનમ લે છે. તે પછી, ૪૦ દીવસ પછી, અથવા ૪ વરસ પછી, **ઇમામી લાહૂત,** જે ઉપર જણાવ્યૂં છે તેમ બાબુલ અબવાબની પાસે રહેલૂં હોય છે તે, બાબ વફાત થઇને બાબના સાથ ઇમામના લાહૂત–ઇમામનૂં નૂરાની જીસમ બને છે.

**તમામ મૂમિનના** જાન ઇમામના લાહૂત, અને નફ્સ રીહી ઇમામના નાસૂત બને છે, તેની કેફીયત ઉપર આપી છે. આ નવા ઇમામને તેમના બાવા ઇમામુઝ ઝમાન નસ કરે છે, તે વખત તેમને અકલ અવ્વલ તરફથી

માઅદદો, બધી ઉકુલો અને આશિર મારફત આવી મલે છે, કે જે માઅદદો એ નવા ઇમામ પોતાની દાવતના હુદ્દદોને પહોંચાડે છે. ઇમામુઝ ઝમાન વફાત થાતાં, તે આશિર અકલના, આશિર મુદબ્બિરના ઝિમનમાં પહોંચે છે. **આશિરના ઝિમનમાં** તમામ અનબીઆ, અવસીયા, અને ઇમ.મોની એક હેકલ નૂરાની કુદસાની ભેગી થઇને, તે **કાએમ અ૦ સ૦ ના** નફસ આલીની સાથે મુત્તસિલ થાય છે. પછી કાએમ અ૦ સ૦ આલમ જીસમાનીમાં, આશિર મુદબ્બિરના ઇરાદા મુજબ, મુકીમ રહીને, આલમ જીસમાનીથી નકલ કરે તે વખત તે **આશિરના કાએમ મકામ** થાય, અને આલમ અજરામ અને આલમ અજસામની તદબીર કરવા ઉપર લાઝિમ થાય છે, અને આશિર પોતાના ફોકના રૂતબાની તરફ, અને ફોક તેના ફોકના રૂતબાની તરફ, એ રીતે આખરમાં **મુનબઇસ અવ્વલના દાએરામાં** પહોંચે છે. એ મુનબઇસ અવ્વલનો દાએરો **હઝીરતુલ કુદુસ** છે, જ્યાં **આલમ ઇબદાઅની** તમામ અકલો ભેગી થાનાર છે, સબબ કે અકલ અવ્વલનો રૂતબો વહદતનો છે, એક છે, એ રૂતબામાં કોઇ નહી પહોંચે.

**કશફના દોરના** ૫૦૦૦૦ વરસમાં **૭ કાએમ** થાય છે, પછી **ફતરતના** ૩૦૦૦ વરસ અને **સતરના** ૭૦૦૦ જુમલે ૧૦૦૦ વરસમાં **૧ કાએમ** થાય છે. સબબ એ કે ફતરત અને સતરના લોકો કશફના દોરના લોકો જેટલા સાફ હોતા નથી, વધારે બગડેલા હોય છે.

**મુમિન કામિલના મઆદની** ઝિકર ઉપર આવી. હવે **મુખાલેફીનના મઆદની** ઝિકર કરીએ, કે જે હકના અહેલને અદાવત કરતા હોય, બદીના આઅમાલ કરતા હોય, ઝુલમગાર લોકો હોય, ગેર ઇનસાફ અને ફસાદના કરનારા અને દુનયા ઉપર પરાપરી કરનારા, દુનયાને હિરસ કરનારા, અને લોકોને ઠગનારા છે.

**બદ, યાને ખરાબ લોકોની સૂરત ઝુલમાનીયા,** યાને કે અંધારી-નૂર વગરની સૂરત, એના જીસમથી જુદી થાય છે. તેનો **જાન હિરસીયા** એના જીસમમાં આમેઝ થાય છે. મોત પછી એ **સુરત ઝુલમાની** હવામાં ફિરે છે, ઉપર ચઢી શકતી નથી, પછી એ સૂરત તેની મિસલની બીજી સુરતો સાથે મલીને આ દુનયામાંજ ભટકે છે. આશિરના ઇરાદા મુજબ, તે ભટકવા પછી, **રાસ અને ઝનબ** (રાહૂ અને કેતૂ) તરફ તે જાય છે. સબબ

કે રાહૂ અને કેતૂ પણ મુશિર મુસતકબિરની સુરતનો મજમઅ છે. જેના ગુનાહ કમ છે તેવાની **સુરત ઝુલમાની** વહાંજ ઇમામની દાવતને કબૂલ કરે તો ઇનસાની કાલિબમાં આવે. જેઓના ગુનાહ ઘણા હોય તેઓ માઅદિન, નબાત, હયવાનાત વિગેરેમાંથો થઇને પછી ઇનસાન બને. હરએક શખસના બદ આઅમાલ, બદી, અદાવત, ફસાદ દુનયાદારી, વિગેરે આઅમાલના પ્રમાણમાં સૂરતો લે છે. ઝેહરીલા અને હસદ અને કીનાના લોકો ઝહેરી રોપાઓ અને ઝહેરી જાનવરો બને છે. જેના ગુનાહ કમતી છે તે બહેતર જાનની સૂરત લે છે. બદ લોકોના જાન કુરરતુલ અસીરની તરફ ચઢે છે, અને ઝનાબતતીનના દાએરામાં, મુદબ્બિરના ઇરાદા મુજબની મુદત સુધી રહે છે. તે અઝાબ અદનાની બરઝખ તરફ વલે છે, અથવા અઝાબ અકબરની તરફ જાય છે.

**બદ લોકોના જાન હિસ્સિયા** મોત પછી તેના જીસમમાં આમેઝ રહે છે, ફકત તેઓની **સુરત ઝુલમાનીયા** ઉપર જણાવ્યા મુજબ જુદી થઇને ભટકે છે, સૂરત ઝુલમાનીયા સિવાય બીજું કંઇ જુદું થાતું નથી. તેનો જાન હિસ્સિયા કબરમાં દફન થવા પછી પાછો હુશયાર થાય છે, અને તે પોતાની સૂરત ઝુલમાનીયાને જોઇને ગભરાય છે, બીહે છે, અફસોસ કરે છે, દેહશત પામે છે. પછી જયારે કબરમાં જીસમ ફાટી જાય છે તે વખત, જીસમના અજઝાતત્વ છુટા પડે છે, અને આગ, હવા, પાણી અને માટી કે જેનું આ જીસમ બનેલું છે તે, દરેક તત્વ પોતપોતાની જાતમાં મલી જાય છે. અને આશિર મુદબ્બિરની ઇનાયતથી તેના અજઝા જળવાયેલા રહે છે. તેના આઅમાલ મુજબની મુદત તેમ રહીને, આશિર મુદબ્બિરનો ઇરાદો થતાં, તે અજઝા ફરીથી ભેગા થાય છે, તે વરસાદના પાણી રૂપે, એક હિસ્સો કે જે માટી રૂપે જમીન ઉપર હોય છે તે ઉપર વરસે છે, અને તેમાંથી નબાત પેદા થાય છે, જે ઈનસાન, મરદ અને બઇરોને પેટે જન્મ લેવાનો તે મુસતહિક હોય છે તેની તે અનાજ ગિઝા થાય છે, અને એ ગિઝા મારફત તે ફરીથી જન્મ લે છે, ફરીથી ઇનસાન પેદા થાય છે. જેઓના ગુનાહ ઘણા હોય છે તેઓ, ઉપર કહયૂં તે મુજબ, માઅદિન, નબાત, હયવાનાત વિગેરેના બરઝખમાં થઇને પછી ઇનસાન થાશે.

જેઓ અનબિઆ, અવસિયા અને ઇમામોના દુશ્મનો થયા છે, અને જેઓએ તેઓ ઉપર ઝુલમ અને સિતમ કીધા છે, તેઓ હલકી જાતના ઇનસાનો, બેવકૂફો, વિગેરે તરીકે જનમ લઇને, પછી તમામ જાતના જાનવરો,

તે પછી વનસપતીની જાતોમાં, તે પછી ખનીજની જાતોમાં, એ રીતે ભટકતા નીચે ઉતરતા જાશે. તે પછી ભટકતા ઉપરની જાતમાં થઇને ઇનસાન બનીને કાયમ અ૦ સ૦ ની પાસે આવશે. તેમનો ઇનસાફ થાશે, કતલ થાશે, આગમાં જલશે, અને પાછા પહેલાની માફક બરઝખો, ખોલીઓમાં ફરશે.

એ રીતે હર ઇનસાન તેના ગુનાહના પ્રમાણમાં સઝા ભોગવીને પાછો ઇનસાન બનશે, તે વખત તોહીદ કરીને, તોબા કરીને, ઝમાનાના ઇમામના હાથ ઉપર ઇમાન લાવી, ઇલમ તહેરીક કરશે, અને નેક અમાલ કરશે, તે વખત તે મરતબાઓમાં ચઢતો ચઢતો પહેલાં બયાન કીધું છે તેમ નજાત હાંસલ કરશે, અને આખર **મુનબઇસ અવ્વલના દાએરામાં** જઇ પહોંચશે, કે જે તરફ બધાઓને વલવાનું છે.

મબદ અને મઆદની આ કેફીયત છે, તેમાં કોઇ તાવીલ કે રમઝ નથી. એમ કિતાબના રચનાર જણાવે છે.

**ઇકશીદી**—ઇબને અહેસાન ! તમે શું વાચ્યું. મને લાગે છે કે આ કીતાબના ઘણા વીચારો આપણી માન્યતાને મલતા આવે છે. એ કીતાબ ફારસી ભાષામાં લખાયલો છે તે ઉપરથી મને લાગે છે કે કોઇ ઇરાની ફીરકાની એ માન્યતા હશે.

**મુશરરા**—મને કહેવામાં આવ્યું છે કે એ અરબી પુસ્તકનો તરજુમો છે.

**ઇબને અહેસાન**—આપણી માન્યતાને મલતું આવે તેવું છે. એ ઉપરથી સાબીત થાય છે કે આવી માન્યતા ધરાવનારા અનેક ફીરકાઓ હસ્તીમાં છે.

**વખત ઘણો થઈ જવાથી** તેઓ જમવા જવા ઉઠયા, અને જમવા પછી દરેક જણ રાત ગુજારવા તૈયારી કરવા લાગ્યું.

---

# પ્રકરણ ૨૦ મું.

## ગાલીબ ખાનમની શાદી

## મીશાક અને નસ

**અમીર મુખલિસ** અને દાઇ અબૂ મોહરરિક હાલુલ મહાલ આવી પહોંચ્યા. અમિર અલ હુસામ તરફથી અમીર મુખલિસને ખાસ માન આપવામાં આવ્યું, અને તેની આગતા સ્વાગતા થવા લાગી. શિકાર માટે

જવાની તઇયારીઓ થઇ રહેલી હતી, પણ તોફીક પાશા તરફથી હજી કંઇ સમાચાર મલ્યા ન હતા. બીજે દિવસે જબરેલ તરફથી કાફલો આવ્યો. **સાહુરા ખાનમ** અને તેની રૂપવંતી બેટી **ગાલિબ ખાનમ** ત્યાં આવી પહોંચ્યા. દાઇ અબૂ રિઝામ તેઓને માર્ગમાં મલતાં આ બાનુઓને હાલુલ મહાલ લાવ્યો હતો, એવી વાત જાહેર થઇ. એ બાનૂઓ હાલુલ મહાલ રસતે થઇ અલમીના તરફ જવાની હતી, પણ અમીર અલ હુસામના ખાસ આગ્રહથી તેણીઓ ત્યાં થોભી ગઇ. અમીર મુખલિસ તેની ભાભી અને ભત્રીજીને મલ્યો. તેઓ વચ્ચે કેટલીક વાતચીત થઇ. બાકીનું કામ દાઇ અબૂ રિઝામ અને અબૂ મોહરરિકે બજાવ્યું, અને પરીણામે **અમીર અલ હુસામ અને ગાલિબ શાદીની ગાંઠથી જોડાઇ સ્ત્રી પુરૂષ થયાં.**

**અમીર અલ હુસામે** દાઇ અબૂ રિઝામને ગાલિબ ખાનમ અને તેની માને સમજાવી હાલુલ મહાલ લાવવા માટે, અને દાઇ અબૂ મોહરરિકને અમીર મુખલીસને લાવવા માટે છુટે હાથે નવાજ્યા. પૈસાના પુંજારી અલ હુસામે આ વખત મહોટું દિલ બતાવી તેના માનીતા દાઇઓને નવાજ્યા, તેમાં અબૂ મોહરરિકને ખાનગી રીતે વધૂ આપવામાં આવ્યું. અમીર મુખલિસને પણ અમીર અલ હુસામ તરફથી કેટલીક ઉંચી કીસમની સોગાદો મલી, અને અમીર અલ હુસામના નવાં સાસૂજી સાહરા ખાનમને પણ ખાસ રીતે નવાજવામાં આવ્યાં.

**નબળા મનના અમીર મુખલિસે** તેની ભત્રીજીના નિકાહ પઢી આપ્યા પછી તેણે કરેલા કામ ઉપર વિચાર કરવા લાગ્યો. તેને લાગ્યું કે તેના પિતા અમીર જલીલ, અને તેના વડા ભાઇ અમીર અરસલને ખબર વટિક આપવા વગર, તેણે જે પગલું ભરયું હતું તે વાજબી કરયું ન હતું. કંઇ નહી તો તેના પિતા અમીર જલીલને તો પૂછવુંજ હતું. ગાલિબને અમીર અલ હુસામ સાથે પરણાવી આપવાની વાત થયા પછી, તેણે વિચાર કરયો હતો કે, પ્રસંગ જોઇને તે તેના પીતા સાથે વાત કરશે. હાલુલ મહાલ આવવા તે બેરૂતથી રવાના થયો તે વખતે તેને સ્વપ્ને પણ ખ્યાલ થયો ન હતો કે, આ બધું એટલું અચાનક અને જલદીથી બનશે. તેને હવે ધભરાટ થવા લાગ્યો. તેનો ધભરાટ લુચ્ચો દાઇ અબુ મોહરરિક પામી ગયો. દાઇ અબુ રિઝામે પણ તેનું તે તરફ ધ્યાન ખેંચ્યું.

**અબુ રિઝામ**—મુખલિસ વિચારમાં પડેલો જણાય છે. શું સબબ છે?

**અબુ મોહરરિક**—હું તે સમજું છું. ગાલિબના નિકાહ કરી આપ્યા પહેલાં તેણે અમીર જલીલ કે અમીર અરસલ પાસે વાત પણ કરી નથી, તેનો તેને હવે ધભરાટ થાય છે. બેવકુફ, પાણી પીને પછી ઘર પૂછે છે. પોતે ઠેકાણે આવી જશે. આપણું કામ તો થઈ ગયું, હવે તે હવા ખાય.

**અબુ રિઝામ**—તમે એને નિકાહ પઢી આપવા અહીં મનાવી લઇ આવ્યા એ પણ ખૂબ કરી.

**અબુ મોહરરિક**—એ બેવકુફને ખબરજ નહોતી કે હાલુલ મહાલ શીકાર માટે આવતાં તેનો પોતાનો શીકાર થઇ જશે. અમીર અલ હુસામ તરફથી તોફીક પાશા સાથે શિકાર ઉપર જવાનું એને ઇઝન આપી લઇ આવ્યો છું. ગાલિબ અને તેની માતા અહીં આવે છે તેની તેને ખબર આપી ન હતી.

**અબુ રિઝામ**—ખૂબ કરી. મને પણ ખબર ન હતી કે તમે એને અહીં લઇ આવશો. સાહરા ખાનમ અને ગાલિબને, સાહરા ખાનમની બહેન તરફથી મીના આવવાનું ઇઝન પહોંચાડી, આ રસતે લઇ આવ્યો છું. અહીં આવ્યા પછી સાહરા ખાનમ પાસે વાત કરતાં તેણી આનાકાની કરવા લાગી કે મીના જઇ તેની બહેનને મલી તૈયારી કરવા પછી નિકાહ કરી આપવા, પણ તેણીના ઇમાનને જોશમાં લાવી તેણીને ખુશ કરી દીધી.

**અબુ મોહરરિક**—તેણી ઇમાનમાં અંધી થઇ જાય છે તે હું જાણું છું. મુખલિસ તેટલો તો નથી, પણ જરા કમ સમજ છે. અમીર અલ હુસામ પણ ધરાતો નથી. આ નવા વ્યવહારથી તે થોડાજ વખતમાં ધરાઇ જશે, કે તેને ફરીથી બીજું જોઇશે. તમોને ખબર હશે કે લતીફા ખાનમને તેણે ગયા અઠવાડીઆમાંજ તલાક આપી દીધી છે.

**અબુ રિઝામ**—મને ખબર છે. પણ આ નવી ઘોડી ઘણી તેજ છે. અમીર જો ટરટર કરશે તો લાત મારવા વગર ચુકશે નહિ.

**અબુ મોહરરિક**—અલ હુસામ પણ કમ નથી. દોલત અને સત્તાએ તેનું માથું ફેરવી નાખ્યું છે. ઇમામ તો ખેર, પણ નબીના જેટલીજ સત્તાનો તે દાવો કરી રહ્યો છે. લોકો પણ એટલા ધર્મ ઘેલા છે કે એની ચાલબાજી સમજી શકતા નથી. મને લાગે છે કે એ નબીની મિસલ ૯ સ્ત્રીઓ કરવાની સત્તાનો દાવો કરે તો પણ શક નથી.

**અબુ રિઝામ**—તેવો દાવો કરે તો પણ તેની સામે થનાર કોણ છે?

ખરૂં કહું છું બિરાદર, પેટને ખાતર આવા માણુસની નોકરી કરવી પડે છે. ફરમતી દાવતને એ બરબાદ કરશે.

**અબુ મોહરશરિફ**—તમે હજી કાચા છો. અલ હુસામ બધું સમજે છે કે હાલના જમાનામાં આવી દાવત ટકવાની નથીજ. લોકોમાં કેળવણી વધતી જાય છે. તેઓ ઇસલામનાં ચોખ્ખા ઉસૂલોનો અભ્યાસ કરતા જશે, અને તેઓને કયાં દોરવવામાં આવે છે તે જાણુતા જશે. છેલ્લા દાહેકામાંજ જુઓ. કેટલો ફેર પડી ગયો છે. માટે હાલમાં તો "જેટલું લુંટાય અને ભેગું થાય તેટલું બાપનું" એવી રાજનીતિ અલ હુસામે અખત્યાર કીધી છે. આપણે માટે પણ એજ રસતો છે, નહિ તો બચ્ચાં છોકરાં ભૂખે મરશે.

**અબુ રિઝામ**—મને પણ એજ ચિંતા ન હોત તો ઇબ્નિ અહેસાન સાથે રમત રમવામાં આવી તેમાં હું ભાગ લેત નહિ. ગાલિબ હાથમાંથી ગઇ એવી ખબર તેને મલશે કે એ જાન પટકશે. મને અફસોસ થાય છે કે મેં આ દગલબાજીમાં હિસ્સો લીધો.

**અબુ મોહરશરિફ**—એ બીજો બેવકુફ છે. હજી પણ ખાનદાનીનો ફાંકો રાખી ફરે છે. તે સમજે છે કે અલ હુસામ તેના ખાનદાનની ઇજ્ઝત રાખી તેને મદદ કરશે. તે જાણુતો નથી કે હાલના જમાનામાં સ્વાર્થ અને દોલત એજ મહોટામાં મહોટી ચીઝો છે સ્વાર્થ અને દોલતના લોભમાં અલ હુસામે રકકાના પેલા બેવકુફ શેખ **તકીને** ઠેકાણે પાડયો, તેમજ **બનુ મોહસિનના** કુટુંબના કેવા હાલ કીધા, તેની એને ખબર નથી.

**અબુ રિઝામ**—તેને ખબર તો છે, પણ તે એવું માને છે કે એ બધુ તમારા ભાઇએ અને તમે દુશમનીનું વેર લેવા માટે કીધું, અને અલ હુસામનો તેમાં કસુર નથી.

**અબુ મોહરશરિફ**—હવે એ ઉપરથીજ એ નાદાનની નાદાની તમે સમજી શકશો. હજી તે અલ હુસામને ઓળખતો નથી, નહિ તો અમોને દોષિત કરતે નહિ.

**અબુ રિઝામ**—હજી એ નવો અને બિનઅનુભવી છે. પણ બિરાદર, **શેખ તકી** જેવા પરહેઝગાર અને નેક શખ્સ ઉપર ઘણો જુલમ થયો. એટલું થવું જોઇતું ન હતું. **બનું મોહસિનને** પણ હવે મનાવી લેવામાં આવે તો ઘણું બહેતર. એ ખાનદાને ઘણી નેકીના અને લોક લાભના કામો કીધાં છે, અને હજી પણ કરતા રહ્યા છે.

**અબુ મોહરરિક**—અલ હુસામને જમાનાનું વેર લેવું છે. **બનું મોહ-સિન ખાનદાન** પાસે જે દાવતની અંદરની કારરવાઇ અને કાવાદાવાને લગતા દસતાવેજો છે તેની પણ અલ હુસામને ઘણી બીહક છે, તે સબબ આ રસતો તેણે લીધો છે. હું કબુલ કરૂં છું કે આ રસતો નુકસાનકારક નિવડશે. એ ગેરઈનસાફ બલકે ઝુલમ ભરેલું છે. પણ એનો નતીજો હાલ તરત એ થયો છે કે લોકોમાં ધર્મ જનુન ઉશ્કેરી શકાયું, અને તેનો લાભ લઇ લાખો ભેગા કરી શકાયા. આટલી દોલત આગળ કોઇ વખત ભેગી થઇ શકી ન હતી. **હાલની રાજનીતિ** એ છે કે, વખત હાથમાંથી જાય તે પહેલાં બની શકે તેટલું લુંટીને ભેગું કરી જાઓ, પછી થનાર હશે તે થશે. જમાનાનો રંગ બદલાતો જાય છે તેને તો કોઇ પણ રોકી શકશેજ નહી માટે વખતનો શા માટે લાભ લેવામાં ન આવે.

**અબુ રિઝામ**—હું તમને એક સવાલ પુછું છું જે મારા મનમાં લાંબા વખત થયા ઘેરાયા કરે છે. આપણે અમીર અલ હુસામની સત્તા વધારવામાં ઘણી મદદ કરી છે. બનુ મોહસીનના કુટુંબનો સંબંધ બંધ કરવા માટે જે પ્રપંચ રચાયો, અને તે પછી વકફ મીલકતોના સબંધમાં જે કેસ ચાલ્યો, તેમાં આપણે અમીરને દીલોજાનથી મદદ કીધી, અને ખાસ કરી મેં અમીરે શીખવ્યું તેવી જબાની આપી. બેવકુફ કરમતી આગેવાનોને બેવકુફ બનાવી, શીખાવી, તૈયાર કરી, આપણે જબાનીઓ અપાવી. એ બધાનું પરિણામ એ આવ્યું કે, અમીર અલ હુસામની આજે એટલી સત્તા વધી છે કે જેટલી તેના બાપ દાદાના વખતમા કોઇ હુજતે સત્તા વાપરી ન હતી. અમીર હવે એ સત્તા આપણી વિરૂદ્ધ પણ વાપરવા લાગ્યા છે. આપણે હથીઆર બની, તેણે જેમ કહ્યું તેમ કીધું, દીન અને ઇમાનને પણ આપણે બાજુએ મુકયું. તે બધાનું પરિણામ શું આવશે?

**અબુ મોહરરિક**—ભાઈ ઘી ખાના શકરશે, અને દુનયા ખાના મકરશે. મેં અને મારા ભાઇઓએ તેને જેટલી મદદ કીધી છે તેટલી બીજા કોઇએ કરી નહિ હોય, એ તો તમે કબુલ કરશો. મારો તેની સાથે જે સગપણનો સંબંધ છે તે પણ તમે જાણો છો, તે છતાં પણ મારાથી પણ તે મકર રમે છે. પણ હું મારૂં ઘર સંભાળતો રહ્યો છું. દરેક કામ કરતી વખત પુરા નાણા તેની પાસેથી કહડાવી લેવા હું ભુલતો નથી. પાસે હશે તો જ કામ આવશે. હું તમને આ ખાનગી સલાહ આપું છું તમે મારા સગા

અને સ્નેહી છો. વાસતે હું ભલામણ કરૂં છું કે, પહેલા નગદ મુકાવવાની વાત કરવી, અને પછી કામ કરવું, નહી તો ગરજ સરી કે વૈદ વેરી જેવું થશે.

અબુ રીઝામ—અમીરે જે નવું મીશાકનામું દાખલ કીધું છે તે માટે તમારી રાએ શું છે?

અબુ મોહરરીક—અમીર કયા કામમાં શરીઅતની નઝરથી જોવા જેવું છે? હાલની શરીઅતો એજ છે કે "મને માનો, મને પુંજો, અને મને આપો." તમારૂં દીન ઇમાન બધું તેમાજ સમાઇ ગયું. "તમારા જાન, માલ, મીલકત, મુખત્યારી, બૈરો, બચ્ચાં, અકલ હુશયારી, વીગેરે દરેક ચીઝનો હું મુખત્યાર, ધણી, માલીક, અને મોલા છું. મારો કોલ તેજ શરીઅત, શરીઅતમા એ સીવાય બીજું કંઇ નથી, બલકે મારા સીવાય બીજું કંઇ નથી. સબબ હું હકીકતમા જમીન ઉપરનો ખુદા છું. બસ હું કહું તેમ થાય, તેમા સવાલ ન થાય." આ અમીરની શરીઅત છે, એટલે હવે તેમાં કહેવા જેવું શું બાકી રહયું છે?

અબુ રીઝામ—આ બધું શરીઅતથી બરખીલાફ, ઇસલામથી બરખીલાફ અને ઇનસાનીઅતથી બરખીલાફ છે. આપણે આપણા જાનને કેટલી હદ સુધી વહેચીશું!

અબુ મોહરરીક—અલ્લાહતઆલા પોતાના દીનને બચાવશે. આપણાથી કંઇ થવાનું નથી. વધારે ટેં ટેં કરશું તો રોટલીના! પણ ભુખા રહીશું.

અબુ રીઝામ—અમીર મુખલીસને ગઇ કાલે અમીર અલ હુસામે મુબારકબાદી આપતા કહયું કે, "બેશક મુમીન વાસતે અલ્લાહતઆલા જન્નતનો જામીન થઇ, તેઓ પાસેથી તેઓના જાન અને માલ ખરીદી લીધા છે, કે તેઓ ખુદાની રાહમા જહાદ કરીને મારીને મરે. જન્નતનો એવો મીઆદ અલ્લાહ તરફથી તોરાત, ઇનજીલ અને કુરઆનમાં આપવામાં આવ્યો છે. ખુદા વચનનો આપનાર એ કીતાબો ઉપરથી જણાઇ આવશે. હવે ખુદા જેવો બીજો કોણ પોતાના વચનને પુરો કરનાર છે? માટે અલ્લાહતઆલા સાથે તમે જે લેવડ દેવડ કીધી તે બાબતની વધામણી લો! તમારી જીત ભારીમાં ભારી છે."

અબુ મોહરરીક—ઠીક બેવકુફ બનાવ્યો. અમીર અલ હુસામની ચાલાકીને પણ હદ નથી. બાબ અબહાનના કીતાબ બલાગત સબામા જે

હુકમ છે તેને તો અલગ રાખ્યો, લેકીન **કુરઆનને** પણ મુકું. કલામે શરીફમાં **મીશાક અને ઐલ** વીશે આયાતો છે તે સુરા અનામ, આયત ૫૨. સુરા બકર, આયા ૮૩, ૮૪, ૧૧૪. સુરા તા. હા. આયત ૧૧૫, સુરા બકર આયત ૬૩, ૧૨૪ સુરા અલ ફતાહ આયત ૧૦, ૧૮, સુરા અલ અહઝાબ આયત ૬, વીગેરે. **અમીરને** પુછો કે તે પોતે આ આયતોના ફરમાન પ્રમાણે ચાલે છે કે? 'ખુદ રા ફઝીહત વ દીગર રા નસીહત,' એવુ અમીર અલ હુસામનું કામ છે. મારી પાસે નેસાપુરની દાવતના એક દાઇ નામે **સયદના એહમદ બીન મહમદ નેસાપુરીનો** લખેલો કીતાબ મુજેઝતુલ કાફીયા છે. તેમાં **મીશાકની શરતો** જે તે તરફ ચાલતી હતી તે બતાવી છે.. તેમાં જણાવે છે કે, મીશાક ફક્ત ઇમામ તરફથી જ લેવામાં આવે. એ મીશાકમાં, અલ્લાહતઆલા તરફ તાબેદારી, અલ્લાહના ફરીશતાઓ. પેગમબરો, વસીઓ અને ઇમામોને માનવું, ઝમાનાના ઇમામ તરફ વફાદારી, દીનના ફરાએઝ જેવા કે રોઝા, નમાઝ, હજ વીગેરે પાલવા માટે વચન લેવામા આવે, એવું બયાન છે. મીશાક લેનાર દાઇ પહેલાં અલ્લાહતઆલાની હમદ અને સના કરે, નબી અને ઇમામો ઉપર સલવાત અને સલામ પઢે, તે પછી ફકત ઇમામ તરફ વફાદાર રહેવાનું વચન લે. **વફાદારી ફકત ઇમામ વાસતે,** બીજા કોઇ વાસતે નહી. વફાદારીનું વચન બાબ વાસતે પણ લેવાય નહી, તો પછી હુજત વાસતે કયાંથી જ લેવાય! એ કીતાબમાં મીશાકનામાની નકલ છે, તેમાં ચોખ્ખું લખેલું છે કે, દાઇઓ **મીશાક** લે તે **ફકત ઇમામ વાસતેજ,** અને ઇમામના નામથી જ લે. પછી ઇમામ ઝાહેર હોય કે પડદામા: કોઇ પણ વખત ઇમામ સીવાય બીજા વાસતે મીશાક લેવાય નહી. **ઇમામ પડદે હોય** તે વખત પણ મીશાકનામામા ઝમાનાના ઇમામ વાસતે વફાદારીનું વચન લે, બાબ, હુજત કે દાઈ પોતાનું નામ પણ મીશાકનામામા દાખલ કરે નહી. આપણી દાવતના કુતુબોમાં પણ એજ હુકમ છે. ફકત ઇમામ વાસતે મીશાક લેવાનો સબબ એજ કે, બાબ, હુજત અથવા દાઇ દગલબાઝ નીવડે તો લોકોના નુફુસ જાએ જાય નહી. ખાસ કરીને જ્યારે ઇમામ પડદામાં છે, અને હુજતો ઇમામ તરફથી દાવત કરી રહયા છે, તે વખત તો આ વાતની ઘણીજ સાવચેતી રાખવી જોઇએ. આવા વખતમા હુજતો દગલબાજ નીવડવાના સંભવો ઘણા છે, અને લોકો આડે મારગે દોરવાઇ જાય તેની ખાસતી વધારે રહે છે. આપણી જ હાલત જુઓ! **અમીર** અલ હુસામના આઅમાલ તરફ નઝર કરો! શું તમે કદી

શકશો કે તેને ઇમામની પરવાહ છે? જાહેર મજાલીસોમાં હાથ લાંબા કરી કરીને ઇમામને જાહેર થવા અરઝ કરે છે, તે જાહેરી દેખાવ ઉપરથી ભુલતા નહી. એ તો લોકો ઉપર અસર ઉપજાવી લોકોને કબજામા રાખવાનો હુનર છે. એવો હુનર કામમા ન લે તો કોમ ઉપર કાબુ કેમ જાળવી રાખે યાદ રાખજો કે આવતી કાલે ઇમામ જાહેર થાય તો, તેમની સામે લડવા, અને તેમનું ખુન કરવા, અમીર અલ હુસામ પહેલા બાહેર પડે. હું આ બધું સમજું છું. પણ હું પુછું છું કે, આપણે તેની સામે થઇને કરી શું શકશું? કોમ જાહેલ છે, તે આપણુનેજ કાફર સમજી બેસસે.

**અબુ રીઝામ**—આપણી કોમનો સુધારક વર્ગ પણ કહે છે કે જો કોઇ હુજત, અથવા દાઇ, કે કોઇ પણ આમીલ શરીઅતના અમરને પીઠ પાછળ મુકશે, અને સહેજ બાબતમાં પણ **ઇમામની અમાનતમા** ખ્યાનત કરશે તો તે હુજત નથી, તે દાઇ દાઇ નથી, તે આમીલ આમીલ નથી. કેમકે જે અહેદુલ્લાહીલ કરીમ તેના ગલામા છે તે તેણે તોડયો છે. તે પછી એવા શખશની દાવત ઇમામી દાઅવત નહી કહેવાય, તેની હવા નફસીની દાવત કહેવાસે.

**અબુ મોહરરીક**—તેઓ ખરૂંજ કહે છે. પણ આપણે જો તેવું જાહેર રીતે કહીએ તો અમીર અલ હુસામની નોકરી હાથથી જાય, અને લોકોજ આપણને કાફર કહેવા લાગે. **જયાં સુધી લોકોમા જહાલત** છે ત્યાં સુધી આપણું કંઈ વલવાનુ નથી. જે આકીલ અને સમજદાર છે તે તો સાફ સમજે છે કે, અમીર અલ હુસામની બધી કારરવાઇ પોતાની સત્તા એવી રીતે જમાવવાની છે કે, જો કાલે ઇમામ જાહેર થાય તો લોકોને એવા ઉશકેરી મુકે કે, ઇમામને જુઠા માની તેમની સામે લડવા પણ નીકરે. અમીર અલ હુસામે હાલમા જે **મીશાકનામુ** દાખલ કીધુ છે, તેમા જગે જગ પોતાનુ, યાને હુજતનું નામ દાખલ કરી દીધું છે. તમે બધી બાબતમા હુજતના હુકમને ઉઠાવશો, હુજત જે મના કરે તે તમે કરશો નહી, હુજત જેને મહોબત કરે તેની સાથે તમે મહોબત કરશો, અને હુજત જેની વીરૂધ હોય તેને તમે તમારા દુશમન ગણશો, જેની વીરૂધ લડવાનો હુજત તમને હુકમ આપે તેની સામે તમે લડશો, અને જે શખસ હુજતના આ હુકમોને માને નહી તે દાવતથી ખારીજ છે, એવી શરતો મીશાકનામામા લગાવી, ઇમામને બદલે પોતાની તાઅત કરાવે છે, તેનો ભેદ શું છે? એજ કે આવતી કાલે ઇમામ જાહેર થાય, અને હુજત લોકોને હુકમ કરે કે તેની સામે લડો, તો લોકો

પોતાની જહાલતમાં ઇમામ સાથેજ લડવા નીકરે. આગલા **સતરના જમાનામા** પણુ કેટલાક હુજતો અને દાઇઓ તો શું, પણ બાબ પણ ઇમામની દુશમની ઉપર તૈયાર થઇ ગયા હતા. તેવોજ મામલો હાલમા પણ ચાલુ થયો છે. આ ચાલાકીઓ સમજી શકે તેટલી સમજ કોમમા આવી નથી. હજી લોકો ગફલતીમા રહે તે માટે મીશાકનામામા ઉમેરયું છે કે "તમે હુજતના દુશમનથી. મુલાકાત રાખશો નહી, હુજતના દુશમનને તમારા દુશમન ગણુશો, તમે તમારો માલ મીલકત વીગેરે હુજતની સેવામા અરપણુ કરશો, અને ખરચ કરશો. જો કોઇ હુજતનો દુશમન ખાનગી અથવા જાહેર જોવામા આવે તેની તમે હુજતને પોતાને ખબર આપશો" વીગેરે શરતો મીશાકનામામા નાખી લોકો ઉપર એટલો કાબુ કીધો છે કે. અગર આપણે એક લફ્ઝ પણ સાચ્ચે સાચો લોકોને કહીએ તો, લોકો આપણા દુશમન થઇ જાય. આપણું કઇ વલ્લવાનુ નથી. વાસતે એ તો જેમ ચાલે છે તેમ ચાલવા દીઓ. જે કરશે તે ભરશે. આપણે તેનું નીમક ખાઇએ છીએ, તે સબબ નોકરી બજાવીએ છીએ.

**અબુ રીઝામ**—કેટલાક લોકો હવે સમજતા થયા છે.

**અબુ મોહરરિક**—સમજતા થયા છે ? મારા ભાઇ કોણ સમજતું થયું છે ? જો સમજતા થયા હોત તો આવી ચોખ્ખી સુબુતીઓ સાથ પણ અમીર અલ હુસામને હુજત માનતે કે ? **હીદાયત પાશાને માનપત્ર** આપવા વખતે અમીર અલ હુસામના હુકમથી પારટી આપવામાં આવી, તે વખત ખુલ્લી રીતે **શરાબ આપવામાં** આવ્યો હતો, તે શું લોકો જાણુતા નથી ? ફ્રેન્ચો, અંગરેઝો, અને ખ્રીસ્તી વીગેરેને એ પારટીમાં બોલાવવામાં આવ્યા હતા તો શું થયું ! શું ઇસલામી ગેરત પણ ગઇ કે ? માનશીઅર ફોકે તો સાફ ટીકા કીધી કે, આ જે **શરાબ નદીની પેઠે** વહે છે તે અમીર અલ હુસામના ક્યા ભદાળમાંથી આવ્યો છે ? આવી ખુલ્લી રીતે અમીર અલ હુસામ શરાબ પીવરાવે, તે સાથ પણુ લોકો ન સમજે ! **વીઆજનું ખાવું** તો અમીર માટે મુરઘી અને ભેદાં જેવું થઇ પડયું છે. તેના કાકા હુજત હતા તે વખતે, અને અમીર અલ હુસામના વખતમાં ચક્રવ્રતિ બ્યાજ લેવાની શરતોના દસ્તાવેજ થયા છે, તેની લોકોને કયાં ખબર નથી ! પણુ કોણુ તે વાતની દરકાર કરે છે ! અમીર અલ હુસામ હુંદીઓ ઉપર નાણાં ધીરે છે, અને પોતાના મદદગારોની હુંદીઓ ઉપર એનદાર્સ કરી આપે છે, એટલે કે સહી કરી આપે છે, એ બધું આજે કોણુ નથી જાણતું ? લોકોની માન્યતા

તો એટલે હદ સુધિ વધી છે કે, અમીર અલ હુસામ જે હુકમ બાહેર પાડે તેજ શરીઅત, અને અમીર કહે તેજ ખરી વાત, બાકી બધું જુઠું. જ્યાં આવા ઢોલાઓ હોય ત્યાં આપણે શું કરી શકીએ ! વાસતે બહેતર એજ કે, આપણે પણ આપણા બચ્ચાં છોકરા માટે કંઇ ભેગું કરી જઇએ, નહી તો બચ્ચાં છોકરાં ભુખે મરશે. આ બધી આપણે અમીરના જાહેર કામોની વાત કહી, પણ બાતેનના કામોથી તમે કયા અણુજાણુ છો ? કેવા કાવા દાવા ચાલે છે ? પોતાના ખાસ ખાંધીઆઓ રાખી તેની મારફત જે કામ લે છે તે તમે કયાં જાણતા નથી ? તમારી ઉપર અને મારી ઉપર દેખરેખ રાખનારા કેટલા જાસુસો તેણે રાખ્યા છે, તેની પણ તમને કયાં ખબર નથી ? અમીરના ખાનગી કામ કરનારાઓ સલતનતના લાલચુ અમલદારોને લાંચ રૂશવત આપી તેઓના મહોડા બંધ રાખી, કેવાં કેવાં કાવતરાઓ કરે છે તે તમારાથી અણુજાણુ નથી. અને એ બધા કામોની બદનામી અમને ભોગવવી પડે છે.

અબુ રીઝામ—નસ વીષે જે તકરાર ચાલે છે એ બાબત તમારો કેવો મત છે ?

અબુ મોહરરીક—નસ બાબત હુકમ છે કે, નસ્સે જલી થવી જોઇએ. નબી મહમદ (સ. અ.) ને અલ્લાહતઆલા તરફથી હુકમ થયો કે એ મહમદ તમે અમાનતને જાહેર રીતે અદા કરો. તે સબબ ગદીરના મેદાનમાં નબી સાહેબે લોકોની જમાઅત ભેગી કરી, હઝારો લોકોની રૂબરૂ અમીરૂલ મુઅમેનીન અલી ઇબને અબીતાલીબ ઉપર નસ્સે જલી ફરમાવી. એ સાબેતી છે કે, નસ સાફ સાફ, ચોખ્ખા અલફાઝોમા, અને ખુલ્લી રીતે થવી જોઇએ, કે જેથી કોઇ પણ જાતનો શક અથવા સુબાહ ન રહે. નોમાન અલ ઝકીના મમ્માવા હુજત હતા. તેમને ઝહેર આપી શહીદ કરવામાં આવ્યા, અને અમીર અલ હુસામના દાદા ગાદી ઉપર ચઢી બેઠા. ઝહેર આપનાર બાઇ અમીર અલ હુસામના દાદાની સાસુ હતી. સાસુએ ઝહેર પહોચારયું, અને જમાઇ ગાદી ઉપર બેસી હુજતપણાનો દાવો કરી બેઠા. પોતાના દાવાની સાબેતીમાં એ જમાઇજિ કહે છે કે, તેમની ઉપર ઇશારો કરવામાં આવ્યો હતો. હુજત ઝહેરથી શાહીદ થયા પછી, જે શખસ ગાદી ઉપર બેસે છે તે ઇકરાર કરે છે કે, તેની ઉપર નસ થઇ શકી નહી; સબબ આગલા હુજતનો ઇરાદો હતો, પણ હુજત ઇરાદો પુરો કરે તે પહેલા ઝહેરથી શહીદ થયા. એવું અમીર અલ હુસામના દાદાનું કહેવું છે. જેને ખુદાએ સહેજ અકલ આપી હોય તે પણ આવી વાત કબુલ કરશે નહી. લોકો એટલા જાહીલ છે કે, તેઓ આવી

વાતો સોંચતા નથી. લોકો તો બસ અમીર અલ હુસામનેજ હુજ્જત, બલ્કે ઇમામ, બલ્કે ખુદ અલ્લાહ માની બેઠા છે. તેઓને કોણ સમજાવે ? ખુદા તેઓને હીદાયત આપે તો જુદી વાત છે, લેકીન હાલત તો એવી છે કે એ બારામાં કંઈ પણ ચું ચરા કરવી પોતાના ગલાં ઉપર છુરી ફેરવવા જેવું છે. જમહુરની તબીયત હંમેશાં એવી રહી છે કે જેને સત્તાની ગાદી ઉપર બેઠેલો જોય તેમને તાબે થઈ જાય છે.

**અબુ રીઝામ**—ત્યારે આપનો મત છે કે નસ જાહેર થવી જોઇએ !

**અબુ મોહરરીક**—હાજ તો. નસ્સે જલી શબ્દનો અર્થ સરકારી ભાષામાં કરીએ તો Ordanance થાય છે. તેનો અર્થ એ થાય છે કે, સલતનત અથવા સુલતાન તરફથી આમ લોકોની જાણ માટે બાહેર પડેલો હુકમ **નસ્સ "અરબી શબ્દનો સાધારણ અર્થ"** જાહેર કરવું. કોઇ વાતને ખુલ્લી કરી બતાવવી, લેખીત જાહેરાત કરવી. લોકોની સામે કોઇ પણ બાબતસર અથવા બનાવ બાબત સાફ સાફ શબ્દોમાં કોઇ વાત જાહેર કરવી. દસ્તાવેજ કરી આપી શાક્ષી અથવા સાબેતી આપવી. To make a statement, or declaration, to dictate a declaration, to reveal, to specify clearly.

**નસ શબ્દની સાથે જલી શબ્દ જોડી અર્થ વધારે સાફ કરવામાં આવ્યો છે.** જલીનો અર્થ સ્પષ્ટ, ખુલ્લુ, જાહેર, સાફ, ચમકતું, તરત સમજાય તેવું, શક ન રહે તેવું, એવા અર્થ થાય છે. તે અરબી શબ્દ જલાનું એક રૂપ છે જેનો અર્થ ઘસીને સાફ કરવું, ચોકખું કરવું, ચમકતું કરવું, એવો થાય છે. to polish and make clear, to display to dis-close, to manifest things to others, to reveal, to unveil.

**એ રીતે નસ્સ જલી શબ્દનો અર્થજ કહી** આપે છે કે ઇશારત નસ બાએઝ નથી. ધારો કે નોમાન અલ ઝકીના મમ્માવાનો ખરેખર ઇરાદો હતો કે તે અમીર અલ હુસામના દાદા ઉપર ખુલ્લી રીતે નસ કરી જાય. પણ તેમ તે કરી શકયા નહીં, તેનો સબબ એજ કે ઇમામી એન્જાઝ હતો. **ઈમામી ઝઝમાનને એ નસ થવી મંજુર ન હતી.** તે સબબ નોમાન અલ ઝકીના મમ્માવા પોતાની ઉમેદ પુરી કરી શકા નહી. અને વાત ચોકખી છે કે, નોમાન અલ ઝકીના મમ્માવાને ઝહેર અપાવનાર અમીર અલ હુસામના દાદાજ હોવા જોઇએ. શાયદ તેની નોમાન અલ ઝકીના

મમ્માવાને ખબર નહી હોય. તે સબબ ઇમામી એલાઝ થયો, અને નોમાન અલ ઝકીના મમ્માવા નસ કરી શકા નહી. હાલત એટલી બધી સાફ છે કે, તેમાં જરા પણ શક જેવું નથી. પણ આપાણું માનશે કોણ? હમણા આવી વાત જાહેર કરવા લાગો તો, અમીર અલ હુસામ લોકોને એવા ઉશ્કેરી મુકે કે, તેઓ આપણું ખુન કરે. બીચારા શેખ તકીનો જ દાખલો લીઓ. રક્કાના એ બેવકુફ શેખે લોકોની જહાલત ઉપર નજર કીધી નહી, અને સાફ સાફ વાત કરવા ગયા, તો તેના કેવા હાલ થયા. લોકો મારા ભાઇને નેહને છે, પણ મારા ભાઇએ શું કીધું? જે કંઈ કીધું તે અમીર અલ હુસામના ખાનગી કારીંદાઓએ કીધું. તેઓનોજ હાથ હતો, બદનામી મારા ભાઈ ઉપર આવી. આવી હાલત છે. વાસતે ચુપ થઇ બેસવું બહેતર. હાલતો અમીર અલ હુસામની નોકરી કરી જે બની શકે તે ભેગું કરી જાઓ, પછી અલ્લાહને મંજુર હશે તે થાશે.

**અબુ રીઝામ**—કહે છે કે **નોમાન અલ ઝકી** છુપી કોશીસ કરી રહયો છે, અને તેની સાથમાં કેટલાક આગેવાનો પણ છે.

**અબુ મોહરરિક**—નોમાન નબલા મનનો છે, તેથી કંઈ થવાનું નથી, કકશીદી પણ તેવોજ છે. તેથી પણ કંઇ નહિ થાય. અમીર અલ હુસામ મીલકતો પોતાના નામ ઉપર કરાવતો જાય છે, તેમાં દસતાવેજમાં શું લખાવે છે તે જુઓ. એવું લખાણુ કરાવે છે કે, જો કોરટમાં સાબીત થયું કે, તેના દાદા ઉપર નસ થઈ નથી. તો પણ આ દસતાવેજને આધારે તે દાવો કરશે કે મીલકતો ઉપર મારો અને મારા પછી મારી ગાદી ઉપર જે આવે તેનો હક છે. એ દસતાવેજને લીધે અમીરના દાદા ઉપર નસ થઇ કે નથી થઇ તે સવાલજ ઉડી જાય છે, અને એવું સાબીત થાય છે કે, તેના દાદા ઉપર નસ થઇ ન હોય. તેના દાદા જુઠા હોય, તો પણ મીલકત તો દસતાવેજને લીધે અમીર અલ હુસામ, અને અમીર અલ હુસામ જેને ગાદી ઉપર બેસારી જાય તેનીજ મીલકત છે, બીજા કોઇની મીલકત નથી. ચાલાકીમાં અમીર અલ હુસામને કોઇ પહોંચશે નહી. તે બહુજ ખંધો છે. તે સમજે છે કે હુજ્જત તરીકે તેનો દાવો બીલકુલ લુલો છે. તે વાસતે હવે તે તેના દાદા ઉપર નસ થઇ કે નથી થઇ તે વાતને ઉડાવીજ નાખવા માગે છે. અને એવું સાબીત કરવા માગે છે કે, આ મીલકત લોકોયે મને અને મારી પછી જેને હું મારી ગાદી આપી જાઉં તેનીજ માલેકી વાસતે આપી છે. મારા ભાઇ તમે અમીર અલ હુસામની ચાલાકીને નહી પહોંચો. તે નોમાન

અલ ઝકીને વાયદા આપે છે કે, હુજ્જતની ગાદી તેને સોંપી જાશે. અમીર અલ હુસામે તેના ભાઇ અમીર મનસુરને પણ એજ રીતે ખાનગી વાયદો આપી ખુશ રાખ્યો છે. પણ યાદ રાખજો કે એ લુચ્ચો અમીર **ગાદી પોતાનાજ બેટાને સોંપી જશે.** એટલે અમીર અલ હુસામની ઓલાદ ગાદીની પણ માલીક અને મીલકતોની પણ માલીક થશે. અમીર અલ હુસામની ચાલાકીઓ હું સમજું છું, અને હું મારા હાથમાં તેના કરતુકોના આઅમાલ નામા રાખતો જાઉં છું, કે જેથી અમીર અલ હુસામ કે તેનો બેટો મારાથી કે મારી ઓલાદથી દગલબાજી કરે તો તેનો ઇલાજ લઇ શકાય.

અબુ **રીઝામ**—અમીર અલ હુસામે નવું મીશાકનામુ ચાલું કીધું છે તે લોકોને તેના ગુલામ બનાવી મુકે છે, એટલે હવે આપણું શું ચાલશે. ઇમામ ઝાહેર થાય તો પણ આપણા લોકો સમજવાના નથી. અમીર અલ હુસામ જે જાહોજલાલી ભોગવે છે તે કદી પણ પડતી મુકે નહીં.

અબુ **મોહરરીક**—મારા ભાઇ! ઇમામનું તો નામજ છે, બાકી ઇમામ કયાં અને અમીર અલ હુસામ કયાં! લોકોને અમીર ઇમામને તાબે થવા કહે એ તો રાતની વખત સુરજ ઉગવાની વાત કરવા જેવું છે. અમીર અલ હુસામ પોતેજ પહેલાં ઇમામના કતલ માટે તજવીજ કરે. **મીશાકના મામા** તેણે દગલબાજીથી પોતાનું નામ અડાવી દીધું છે, તેજ તેની સાબેતી છે. ઇમામ સીવાય બાબ, હુજ્જત કે કોઇ પણ બીજા માટે એક શબ્દ પણ મીશાકનામામા હોવો જોઇએ નહી. તમે ખરૂ કહો છો કે મીશાકનામાની ઇબારત લોકોને ગુલામ બનાવી મુકે છે. કોમ જાહેલ છે, તેને સુધજ નથી કે કેવો, મીશાક આપે છે. તેઓ તો જે વંચાયું તેમા નઅમ નઅમ કહેવુંજ સમજે છે. ઘણાઓ તો નઅમ શબ્દનો અર્થ પણ સમજતા નથી. આઝાદ માણસોને ગુલામ બનાવવા જેવું મીશાકનામું અમીર અલ હુસામે બનાવી નાખ્યું છે. આગલ કોઇ વખત પણ આવું ગુલામી ખત હસ્તીમા ન હતું. **ઇસ્લામી શરીઅત પ્રમાણે અસીલ તે અસીલ છે અને ગુલામ તે ગુલામ છે.** કીમત આપી ખરીદ કરેલો શખ્સ ગુલામ છે અસીલને મીશાકનામાથી ગુલામ બનાવી શકો નહી. જો અસીલ મીશાક આપવાથી ગુલામ થઇ જાતો હોય તો તે ગુલામની વહુ બેટી ગુલામડીઓ થઇ, તે સબબ તે માલીક માટે વગર નીકાહે હલાલ થઇ ગઇ. અમીર કોઇની પણ વહુ બેટીને બુલાવી લે, તેમા અમીરનો મીશાક કબુલ રાખનારાઓ ઇનકાર કરી શકે નહી. કોઇ જમાનામા

મીશાક અસીલોને ગુલામ બનાવવા જેવો ન હતો. હાલના નવાં મીશાકના· મામા જાન માલના માલીક હોવાનું લખાણ દાખલ કીધું છે. જો અમીર લોકોના જાન માલના માલીક છે, તો પછી વારસા વીરાસતના કાયદા ઉડી ગયા. મરનાર શખસના વારસો તેની મીલકતમાંથી એક પાઇ પણ વારસા તરીકે લઈ શકતા નથી, અને બધી મીલકત અમીર અલ હુસામને મળવી જોઇએ, કેમકે મરનારના જાન, માલ, મીલકત, વીગેરેના તેજ માલીક હોવાનો દાવો છે. એ રીતે ઇસ્લામના વીરસા વારસાના કાયદાઓ પણ ઉડી ગયા. વકફે મીલકતની માલેકી, અને વાત વાતમા "રજા" નો રીવાજ અમીરે દાખલ કીધો છે, તે અને અમીરના બીજા કામો જોતાં ઇસલામી શરીઅતના કાયદા કાનુનો બધા ઉડી જાય છે. અમીર અલ હુસામ બધાનો માલીક, અને અમીર કહે તેમજ કરવું, એજ શરીઅત, એજ દીન, અને ઇમામ થઇ જાય છે. એ બધું ઇસ્લામ અને ઇમાનથી બરખીલાફ છે. ફકત લોકોની જહાલતના સબબજ આવું અંધેર ચાલી શકે છે. મારા ભાઈ આપણે બોલીએ તેમાં કંઇ સાર નીકલશે નહી. લોકોજ આપણને ગાલો દેવા લાગશે, વાસતે એ તો જેમ ચાલે છે તેમજ ચાલવા દીઓ. આપણે શા માટે અલખામણા થઇએ, અને આપણી પોતાની રોજી પણ ગુમાવીએ.

અબુ રિઝામ—હું આપને એક નાજુક સવાલ પુછું છું. બાબ અબદાનના કીતાબ બલાગત સબામાં બયાન છે કે, બાબુલ અબવાબ હમદાન અલ અશસે મીશાકની રીત પહેલ વહેલી શરૂ કીધી, તે અગાઉ મીશાક લેવાની રીત કોઇ પણ ઇસલામી ફીરકામા ન હતી. ફકત જેઓ નવા મુસલીમ થાતા તેઓ પાસેથી બેત લેવાતો, કે જેવો બેત હજી પણ અહેલે સુન્નત અને શીઆઓ પણ લે છે. હું પુછું છું કે હમદાન અલ અશસે મીશાકની રીત દાખલ કીધી તે ઇમામના હુકમથી હતી કે ?

અબુ મોહરરીક—ભાઇ! ઇમામો તે વખત પડદામાં હતા; બલકે હું તમને કહી દઉં કે, "ઇમામ પડદામાં છે અને ઇમામના હુકમથી હું કરૂં છું," એવો દાવો હમદાન અલ અશસે કીધો તેજ જુઠો દાવો હતો. એવા બહાના કહાડી હમદાન અલ અશસને પોતાની દાવત શરૂ કરવી હતી. બેત અને મીશાક માટે અલ્લાહતઆલાના હુકમો છે તે કુરઆનમા સાફ છે. એ વિષે ઇકશીદી જે કહે છે તે સાચે સાચુ કહે છે. (જુઓ ઇકશીદીના વીચારો પ્રકરણ ૭મું.) ફકત ઇકશીદીને એ ભેદની ખબર નથી કે બાબ અબદાન અને હમદાન અલ અશસ ઇમામ મસતુરીનના નામથી પોતાની દાવત ચલાવતા

હતા. હાલના જમાનામા અનેક ફીરકાઓએ પોતાના સ્વાર્થ માટે બેત અને મીશાકને હથીયાર બનાવી દીધાં છે, પણ હકીકતમા એ સાધારણ રીવાજ છે. જે દરેક કોમ, ધર્મ અને ફીરકામા જણાશે. એનો હેતુ એ છે કે, નવા વટલાયલાને ધર્મમા દાખલ કરવાની કીયા કરવી, અને તેને ધર્મની ફરીઝ-તોથી વાકેફ કરવો.

અબુ રિઝામ—રફાના કેટલાક રઇસો થોડા દીવસ પહેલાં અમીરને મલવા આવ્યા હતા. તેઓ સાથે મને કેટલીક વાત થઇ. તેઓએ મને કહયું કે તમારા ભાઇ અબુલ અદાદ મગનસીસામા કેટલાક દીવસો સુધી શેખ તકી વીરૂધ જોશ ફેલાવ્યો લોકોમા ખુબ ઉશ્કેરણી ફેલાઇ તે વખત; અગાઉથી ગોઠવણ કરવામા આવી હતી તે પ્રમાણે, ત્રણ જણાને શેખ તકીને સજા કરવા હુકમ આપવામા આવ્યો. તેઓને હુકમ મલ્યો હતો કે બની શકતી કોશીસથી શેખ તકીનું નાક કાપી નાખવું. એ હુકમ મલતાં, એ ત્રણે જણા, બીજા બે મદદગારોને સાથે લઇ, શેખ તકીના ઘર ઉપર ચઢી ગયા, અને શેખ તકીને સજા કીધી. તેઓ નાક કાપવાની કોશીસમા હતા તેટલામા તુરક અફસરો ત્યાં આવ્યા, તે સબબ ભાગવું પડયું, અને કેટલાક પકડાયા.

અબુ મોહરરીક—તમે કહો છો તે સહી વાત છે. પણ તમે જાણો છો કે અમીર અલ હુસામે બધા ઉપર જાસુસો રાખ્યા છે. જે દાઇ તેના હુકમ પ્રમાણે કામ નથી કરતો તેને બીજી વખત આવકવારા ગામની અમા-લત આપવામા આવતી નથી. મારા ભાઇએ પેટને ખાતર અમીરના હુકમ પ્રમાણે કારરવાઈ કીધી, તો પણ અમીર અલ હુસામના રફાના કારોબારીએ કોણ જાણે અમીર અલ હુસામને શું લખી મોકલાવ્યું કે તેથી અમીર અલ હુસામે ગુસ્સામાં આવી મારા ભાઇને એ કામ કરવા માટે ઠરાવેલી રકમ પુરી આપી નહી.

અબુ રિઝામ—એક બીજો સવાલ હું પુછું છું. અમીર કહે છે કે ઇમામ પડદે હોવાથી તેને નબી જેટલી સત્તા છે; તે હુજત મુતલક છે; મુતલક એટલે બધી વાતની સત્તા. પુરેપુરી સત્તા, એવો અર્થ કરે છે.

અબુ મોહરરીક—એ બીજી જુઠ છે. મુતલક શબ્દનો અર્થ જ બતાવે છે કે, તેને ફકત હુજત જેટલીજ સત્તા છે, અને હુજતને જેટલી સત્તા હોય છે તે કરતાં તે વધે નહી. મુતલક શબ્દ ફકત માઝુન કે દાઇઓ માટે વપરાતો હતો. માઝુન મુતલક અને દાઇ મુતલક એવાં નામ હતાં. યાને હું એમ કહું

છું કે, માઝુન મુતલકનેજ દાઈ મુતલક પણ કહેતા હતા. સબબ કે તેઓને ફક્ત નવા વટલાયલાઓનો બેત લઈ દાવતમા દાખલ કરવા ઉપરાંત વધુ સત્તા હતી નહી. હુજત સાથે મુતલક શબ્દ જોડાયો તે સાફ સાફ બતાવે છે કે, તેની સત્તા ઉપર વધારે મઝબુત અંકુશ રાખવા એ શબ્દ જોડવામા આવ્યો છે. હવે જો એક હુજત નબી જેટલી સત્તાનો દાવો કરે, અથવા ઇમામ જેટલી સત્તાનો દાવો કરે, તો પછી નબી, ઇમામ અને હુજતના મરતબા વચ્ચે ફરક રહયોજ નહી. નબી, ઇમામ હુજત વીગેરે નામો અમ-સમાજ કહેવાય. નામમા કંઇ કીમત નથી, જે કીમત છે તે સત્તામાજ છે. અમીરની એ ચાલાકી છે કે, તે નબી કે ઇમામ હોવાના દાવાને બદલે નબી જેટલીજ સત્તાનો દાવો કરે છે કે જેથી લોકો ઉશકેરાય નહી, અને પોતે મનમા આવે તેમ કરી શકે.

—o—

# પ્રકરણ ૨૧ મું.

## ઇબને અહેસાન મીસરમા

## ઝેદીઓ, મુતઝલ્લા, મુતકલ્લેમીન, સુફીઓ.

**ઇબને અહેસાન**, ઇકશીદી અને મુશરરા બેરૂતથી રવાના થવા પછી બીજે દિવસે પોર્ટસઇદ આવી પહોંચ્યા. ઇકશીદી અને મુશરરા પોર્ટ સઇદમાં ઉતરી ગયા, કેરો તરફ જનારા મુસાફરો ત્યાંથી સીધા રેલ્વે રસતે જવા માટે રવાના થયા, પણ ઇબને અહેસાનને સિકંદરીઆ થઇને જવાનું હોવાથી તેણે સ્ટીમરમાં મુસાફરી ચાલુ રાખી. સ્ટીમર ત્યાંથી ઉપડતાં મનઝલેહ સરોવર નજદીકના સમુદ્રના છાછલાં પાણીથી બચાવ કરવા કિનારાથી દુર ચાલવા લાગી. રાતમાં તે નીલ નદીના અલ દુનીયત નામના મુખ પાસેથી, દિવાદાંડીની મદદથી, સમુદ્રમાં આગળ વધેલી નીલ નદીની માટીની બનેલી જમીનથી ચેતીને, પશ્ચિમ તરફ આગળ વધી, અને બીજી ફજરે નીલ નદીના રશીદ નામના મુખ પાસે આવી પહોંચી. ત્યાંથી અબુકીરનું અખાત ઓળંગી સ્ટીમર ઇસકંદરીઆ—સિકનદરીઆ બંદર આવી.

**સિકંદરીઆ** ઇસા નબીના જન્મથી ૩૨૮ વરસ પહેલાં અલેકઝાંદર ધી ગ્રેટ નામના ગ્રીક શાહએ મીસર ફતેહ કરતી વખત વસાવ્યું હતું. તે પછી ગ્રીક રાજકરતાઓના વખતમાં તે વધીને ૬૦૦૦૦૦ માણસોની વસતી સાથે

૧૫ માઇલના ઘેરાવામાં ફેલાયું હતું. રોમન શહેનશાહતના જમાનામાં સિકંદરીઆ તેના શોભિતા મહેલો અને મકાનો, રોનકદાર રસતાઓ તથા બાગો, તેમજ વસતી અને વિસતારને કારણે રોમ પછી બીજે દરજે આવતું શહેર ગણાતું હતું. ખલીફ ઉમરના વખતમાં અમર બિન આસે મિસર ફતેહ કરી ઇ. સ. ૬૪૧માં સિકંદરીઆ તાબે કીધું. તે વખત પણ આ શહેરમાં ૪૦૦૦ મહેલો; ૪૦૦૦ હમામો, ૪૦૦ નાટકશાળાઓ, અને ફકત વનસ્પતિ શાકભાજી વહેંચવાની ૧૨૦૦૦ દુકાનો હતી. તે વખત શહેરમાં લગભગ ૪૦૦૦૦ યહુદી કુટુંબો હતાં. મિસરના ટોલમી રાજકરતાઓના વખતથી સિકંદરીઆ હિંદુસ્તાન, અરબસ્તાન, અને ઇથીઓપીઆ તરફથી માલ લાવવાનું મુખ્ય બજાર થયું હતું. તે સબબ તેનું બંદર વેપારી વહાણોથી ભરેલું રહેતું. શણ અને કાચના કારખાનાઓ પણ એ જમાનામાં ત્યાં સંખ્યાબંધ હતાં. શહેર જ્યાં વસેલું હતું તેની સામે સમુદ્રમાં ફેરોસ નામનો એક નહાનો બેટ આવેલો હતો. જેને શહેર સાથે પાજ બાંધી જોડી દેવામાં આવ્યો હતો, અને જે ઉપર એક મહોટી દિવાદાંડી બાંધવામાં આવી હતી. આ બેટ અને પાંજની બેઉ તરફ વહાણો માટે બંદર હતું. પુર્વ તરફનું બંદર હાલમાં વપરાતું નથી. પશ્ચિમ તરફનું બંદર ખેદીવ મહમદઅલીએ સુધારવા પછી લગભગ ૧૭૦૦૦ એકર જેટલી જગ્યા સ્ટીમરોને ઉભવા માટે ધરાવે છે, જેને ૩૦૦૦ વાલ જેટલી લાંબી બરેક વાટર બાંધી લઈ વધુ સલામત બનાવવામાં આવ્યું છે. ટાલીમીઓના વખતનું સિકંદરીઆ રોમન શાહ સિઝરે ચલાવેલી કતલ અને આગને લીધે, તેની મશહૂર લાયબ્રેરી સાથે નાશ પામ્યું હતું; તે પછી રોમન શાહઓના વખતમાં અવારનવાર થયેલી કતલને લીધે તેની વસતી કમતી થતી ગઈ હતી. અમર બિન આસને આ બંદર તાબે કરતાં ૧૪ મહીના લાગ્યા, અને લગભગ ૨૩૦૦૦ લશકરીઓની જીંદગી આપવી પડી. તુરકી સલતનતના હાથમાં આ બંદર ઇ. સ. ૧૫૧૭ માં આવ્યું. કેપ આફ ગુડ હોપ ઓળંગીને હિંદ તરફ જવાનો માર્ગ શોધવામાં આવ્યો ત્યારથી સિકંદરીઆની પડતી થતી ગઈ. ઇ. સ. ૧૮૮૨ માં યુરોપીઅન, ખાસ કરીને બ્રિટિશ સલતનતને મિસરની સ્વતંત્રતાનો નાશ કરવા માટે જે હીલચાલ કરી હતી તેને પરિણામે જાગેલા બળવાને લીધે સિકંદરીઆમાં નાશ ફેલાવવામાં આવ્યો, અને બ્રિટિશ મનવારોએ જુલાઇ માસમાં શહેર ઉપર તોપોનો મારો ચલાવ્યો, જેથી શહેરનો ઘણો ભાગ અને કિલ્લો વિગેરે નાશ પામ્યો. હાલમાં પણ ત્રણ લાખ ઉપરાંત સિકંદરીઆમાં વસ્તી છે.

**ઇબને અહેસાન** સિકંદરીઆમાં બે ચાર દિવસ રહેવાં પછી નહેર અલ મોઇઝની આસપાસ આવેલા ગામડાઓમાં વસતા કરમતીઓની તપાસ કરવા ગયો, અને ત્યાંથી ઇમામ આરમિના ઇજનેર અબુલ મુનજી નામના યહૂદીએ શારકીઆ પ્રાંતને ફળદ્રુપ કરવા માટે ખોદાવેલી નહેર શારકાવીઆ ઉપર આવેલા શિબીની ગામ જઈ રહયો. શિબીની આવ્યા પછી થોડાજ દિવસમાં મહમલ પાછા ફરવાનો તહેવાર આવતો હોવાથી ઇબને અહેસાન કેરો આવ્યો અને મહમલ પાછા ફરતી વખતની સવારી જોવામાં શામિલ થયો. તપાસ કરતાં તેને જણાવ્યું કે સવ્વાલ મહીનામાં કાબા માટે કિસવા તઇયાર કરી, તેને સવારી રૂપે મસજીદ હસનેનમાં લઈ જવામાં આવે છે. ત્યાર પછી હજ માટેના કાફલા સાથે કિસવાને મહેમલમાં મુકી શાહી સવારી સાથે રવાના કરવામાં આવે છે. આ રિવાજ મિસરમાં મમલૂકોની હકુમત હતી ત્યારથી ચાલૂ કરવામાં આવ્યો હતો. મમલૂકોના જમાનામાં સવારી ઘણાજ ઠાઠમાઠથી કહાડવામાં આવતી હતી. તે વખત સવારીમાં ઉમરાવો-અને દરબારીઓ ઉંચી કિસમના લિબાસ સાથે શામિલ થતા હતા. તેઓના રંગબેરંગી રેશમી લિબાસો, ઉંટ અને ઘોડાના સાજ, શાહીં ધજા, વાવટાઓ અને તોરણો, વિગેરે મલીને એવો દેખાવ થતો હતો કે, તે જોવા દૂરદૂરથી મણસો આવતા. હવે એ ઠાઠમાઠ રહયો ન હતો, તો પણ પ્રજાનો ઉમંગ તેટલોજ હતો.

**કેરોમાં** ઇબને અહેસાનને ઉમર બિન અલી નામના એક **ઝેદીની** મુલાકાત થઇ. ઉમર તરતનોજ ફ્રાન્સથી અભ્યાસ કરી કેરો આવ્યો હતો, અને અલ અંતીકાના ઉપરી અમલદારના હાથ નીચે નોકરીમાં જોડાયો હતો. ઇબને અહેસાન અને ઉમર વચ્ચે પહેલી મુલાકાતેજ મીત્રાચારી પેદા થઇ. એક બે દિવસમાં તો તેઓ જમાનાના મીત્રો જેવા બની ગયા, અને ઉમરે તેના આ નવા મિત્રને ઇઝન કરી પોતાને ત્યાં બુલાવ્યો.

**ઇબને અહેસાન**—તમે અભ્યાસ કરવા જરમની ગયા તેનૂં શું કારણ?

**ઉમર**—ફ્રેન્ચ અને યુરોપની કેટલીક યુનીવરસીટીઓમાં અભ્યાસ કરવાની જેટલી સહેલાઇ છે તેવી બીજે ઠેકાણે નથી. બીજું કારણ એ કે એ યુનીવરસિટીઓમાં હરએક મઝહબના તત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં આવે છે. ત્યાંની લાયબ્રેરીઓમાં આગલાં જમાનાના અરબી કીતાબોનો પણ કીમતી ખજાનો ભેગો કરેલો છે, તે સબબ ત્યાં એ પુસ્તકોમાં નજર કરવાનું પણ બની શકે છે. **ઝેદી તત્વજ્ઞાન** ઘણે ભાગે **મુતઝલ્લીત** વિચારો ઉપર

આધાર રાખે છે, અને મુતઝલ્લીત વિદ્વાનોનાં પુસ્તકો અને લેખો ત્યાંની લાયબ્રેરીઓમાં ઘણા છે.

**ઇબ્ને અહેસાન**—તમારા ફિરકાના વિચારો મુતઝલ્લીત ખ્યાલાતો ઉપર આધાર રાખે છે કે?

**ઉમર—ઝેદીઓમાં** કેટલાક ફિરકાઓ છે, પણ તે બધાઓનું તત્વજ્ઞાન મુતઝલ્લીત વિદ્વાનોના શિક્ષણને મલતૂ છે. ફિકેહકના સંબંધમાં કેટલાક હનફી અને કેટલાક શાફેઈ તરીકા ઉપર છે, કેટલીક નહાની બાબતોમાં સહેજ જુદા પણ પડે છે.

**ઇબ્ને અહેસાન**—ત્યારે તમો શિઆઓ નહી પણ સુન્નત જમાતના કહેવાઓ.

**ઉમર**—પ્રિય ભાઇ! ખરી રીતે જોતાં ઇસલામમાં શિઆઓ કે સુન્નીઓ જેવું કંઇ પણ નથી. જેઓ અહેલેબેત તરફ મહોબત રાખે તેઓ શિઆઓ, અને જેઓ નબી સાહેબની સુન્નત મુજબ ચાલે તેઓ સુન્નીઓ. એ અર્થે શિઆઓમાંના ઘણાઓ સુન્નત ઉપર ચાલતા હોવાથી તેઓ સુન્નીઓ છે. અને ઘણા સુન્નીઓ અહેલે બેત તરફ મહોબત રાખતા હોવાથી તેઓ શિઆઓ છે. ઝેદીઓ ઇજમાઅને માનનારાઓ છે, તે સબબ તેઓને સુન્નત જમાતના કહી શકાય. તેઓમાં ઇસનાઅશરીઓની પેઠે મુજતહીદૂન છે, એટલે તમો તેઓને શિઆઓ પણ કહી શકો ઝેદીઓએ પહેલા બે ખલીફાઓને માન્ય રાખ્યા છે, તે સબબ તમો તેઓને સુન્નીઓ કહેશો. બીજી તરફ ઝેદીઓ સાધારણ રીતે ઇમામ હસન અથવા ઇમામ હુસેનની ઓલાદના ઇમામોને માને છે, તે સબબ ઝેદીઓ શિઆઓ કહેવાય છે. ઝેદીઓનો ફિકેહનો કિતાબ અલ અઝહર લખનાર ઇમામ મહેદી લે દીનિલ્લાહ એહમદ બિન યાહયા હિ. સ ૭૭૫-૮૪૦ તપાસતાં તમોને તે ઇશના અશરી નહી પણ સુન્નત તરીકા ઉપર રચાયલો જણાશે, તે ઉપરથી તમો કહેશો કે ઝેદીઓ સુન્નત જમાત સાથે મલતા છે, પણ સુન્નત જમાત સહેવના સિજદાઓને માન્ય રાખતા નથી, અને ઝેદિઓ માન્ય રાખે છે, તે ઉપરથી ઝેદીઓ શિઆઓ જણાશે.

**ઇબ્ને અહેસાન**—તમો હઝરત અબી બકર અને ઉમરની ખિલાફતને માન્ય રાખો છો, તે સાથે ફાતેમી ઓલાદની ઇમામતને પણ માનો છો એ કેમ?

**ઉમર—ઝેદીઉસુલ** પ્રમાણે ઇમામત અમીરૂલ મોઅમેનીત અલી ઇબ્ને અબી તાલિબ અને ફાતેમા અ૦ સ૦ ની ઓલાદ માટે છે. રાજદ્વારી કાર-

ણોને લીધે જ્યારે પણ ઇમામોનું સલતનતની ગાદી ઉપર બેસવું સલાહકારક ન ગણાય, તે વખત, જે કોઇને ગાદી ઉપર બેસાડવું ઇસલામના ફાયદા માટેનું ગણાય, તેને **ખલીફ** અથવા **ઇમામ અસગર** માની શકાય. નબી સાહેબ (સ. અ.) ના વફાત વખત હાલત એવી હતી કે અમીર ઉલ મુઅમેનીનનું ખીલાફત ઉપર બેસવું સલાહકારક ન હોતું, તે સબબ હઝરત અબી બકર અને તે પછી હઝરત ઉમરને ખિલાફત સોંપવામાં આવી. તેઓએ ઇસલામનો ફેલાવો અને તરક્કી કીધી, શરીઅતને જાળવી રાખી, અને નબીની સુન્નતને કાયમ કીધી, તે સબબ તેઓ **ઇમામ અસગર** કહેવાય છે. **ઇમામ અકબર** હઝરત અલી ઇબ્ને અબીતાલિબ મોજૂદ હતા. આવી નેમણૂંકોને અમો તફદીલ કહીએ છીએ. એટલે કે **અફઝલની** મોજૂદગીમાં **મફઝુલની** નીમણુંક કરવી સલાહ ભરેલું ગણાય, તેવે વખતે તેવી નીમણુંક કરવાનું અમો માન્ય રાખીએ છીએ. અમો એ પણ માનીએ છીએ કે, ઇમામ અથવા ખલીફામાંથી જે કોઇ શરીઅત વિરૂધ ચાલે, અથવા ઇસલામને નુકસાન પહોંચાડે, તેની સામે થઇ તેને ગાદી ઉપરથી દૂર કરવું. એ રીતે હઝરત ઓસમાનને દુર કરવામાં આવ્યા હતા.

**ઇબ્ને અહેસાન**—બીજા ફાતેમીઓ કેવા કેવા વિચારના હતા?

**ઉમર**—મારા મત પ્રમાણે બધા ફાતેમીઓ મુતઝલ્લીત ખ્યાલના હતા. ઇમામ હસન બિન અલી બિન અબીતાલિબના એક બેટા જેનું, નામ પણ હસન હતું, તેના પૌત્રા ઇદરીસે ઇફરીકીઆમાં સલતનત સ્થાપી ફેઝ શહેર વસાવ્યું, તેની ઓલાદ ઇદરીસી સુલતાનોના નામથી મશહૂર છે, તેઓ પણ એજ ખ્યાલના હતા. તબરિસતાન અને જીલાનમાં થઇ ગએલ ફાતેમી ઓલાદના આગેવાન સુલતાનો અને ઓલેમાઓ પણ એજ માન્યતા ધરાવતા હતા. યમનના જુદા જુદા ભાગમાં જુદે જુદે વખતે સત્તા ચલાવનારા ફાતેમીઓ પણ એજ અકીદાના હતા. મીસરના ફાતેમી ખલિફાઓ પણ એજ ઉસૂલના હતા. તેઓને તમો શિઆઓ પણ કહી શકો, અને સુન્નીઓ પણ કહી શકો. શિઆ અને સુન્ની એ અલફાઝો અથવા નામો રિવાજી થઇ ગયા છે. શિઆઓ નબી સાહેબની સુન્નતને માન્ય રાખે છે, અને સુન્નત જમાત અહેલે બેત તરફ ઓછી હમદરદી રાખતી નથી. ફિકેહ અને શરીઅતનેજ નજરમાં રાખવામાં આવે તો શિઆ અને સુન્નત જમાત વચ્ચેનો ઘણો તફાવત નિકલી જાય છે. જે તફાવત ઉત્પન્ન થયો છે તે મહોટે ભાગે રાજદ્વારી કારણોને લીધે.

**ઇબને અહેસાન—મુતઝલ્લીતોની ઉત્પતી કેમ અને કયારે થઇ ?**

**ઉમર—હસન બિન અબિલ હસન અલ બશરી,** જેનો જનમ હિ. સ. ૨૧ માં થયો હતો, તેને ઇસલામના તે વખતના નામચીન ઓલેમાઓમાનો એક ગણુવામાં આવે છે. મુઆવીઆના મોત પછી યઝીદને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો તે વખત ઇબને શીરીન અને અલ શાહબા જેવાઓ બિહકને લીધે ચુપ રહયા, પણ હસન અલ બશરીએ યઝીદની વિરૂધ પોતાના વિચારો જાહેર કીધા. તેમણે અબદુલ મલિક અને હજાજને પણ ખુલ્લા અલફાઝોમાં કાગલો લખ્યા. લગભગ ૭૦ અસહાબો પાસેથી, અને ખાસ કરીને અનસ બિન માલિક પાસેથી, તેણે હદીસ ભેગી કરી કિતાબો લખ્યા છે. હસન અલ બસરી **સુફી** ખ્યાલોની ઉત્પતી કરનાર કહેવાય છે. તેના ચેલાઓમાં **અબુ હુઝેફા વાસીલ બીન અના અલ ગઝલ** ઘણો બાહોશ આલીમ થઈ ગયો. વાસીલ બીન અતા અને હસન અલ બશરી વચ્ચે માન્યતા સબંધી વાંધો પડતાં **અબુ હુઝેફા વાસિલ બિન અતા** એ પોતાનો જુદો દરસ સ્થાપયો. તેઓ **અહેલ અલ ઇતીઝાલ** અથવા **મુતઝલ્લા** કહેવાયા. વાસિલ બિન અતાનો દરદ થોડા વખતમાં મશહૂર થવા પામ્યો. એ દરસમાં અકલને પ્રધાનપદ આપી, અકલને રઇસ બનાવી, ધાર્મિક ફિલસુફી શિખવામાં આવતી હતી. બનૂ ઉમય્યાઓના શરૂઆતના ખલીફાઓએ જોકે ઇસ્લામ સ્વિકાર્યું હતું, પણ ખરેખરા મુસલમિન ન હતા. તેઓના વિચારો બુતપરસ્તી અને ઇનસાનપરસતી તરફ ઢળેલા હોવાને લીધે, તેઓ વાસિલ બિન અતાના શિક્ષણ વિરૂધ જુંબેશ ચલાવવા લાગ્યા, પણ વાસિલ બીન અતાના દરસ અને તેના શિક્ષણ તરફ ઘણા આગેવાન મુસલિમ સરદારો હમદરદી રાખતા હતા, એટલુંજ નહી પણ મદદ પણ કરતા હતા. તેને પરિણામે મુતઝલીત મત વધતો ગયો. અહેલુલ ઇતીઝાલમાંથી ઇસલામના ઘણા બાહોશ વિદવાનો પેદા થયા. અબુલ હુઝેલ હમદાન, ઇબરાહીમ ઇબ્ને સય્યાર અનનઝમ એહમદ ઇબને હેત, ફઝલ અલ હદસી, અબુ અલી મહમદ અલ જુબ્બએ વિગેરે ઓલેમાં આ દરસને પરિણામે પેદા થયા. તેઓએ ગ્રીક ફીલસુફીનો અભ્યાસ કરવા ગ્રીક તત્વજ્ઞાનના પુસ્તકોનાં અરબીમાં ભાષાંતર કરયાં. ગ્રીક વિદ્વાનોના પુસ્તકોના અભ્યાસને લીધે મુસ્લીમ વિદ્વાનોમાં ઇલમુલ કલામ The Science of Reason નો અભ્યાસ થવા લાગ્યો.

**ઇબને અહેસાન**—તમો કહેવા માગો છો કે મિસરના ફાતેમી ઇમામો પણ એજ વિચારના હતા ?

**ઉમર**—હા. અલી બિન અબી તાલિબના કિતાબ **નહજુલ બલાગમાં** પણ એજ વિચારો નજરે પડશે, અને મિસરના ફાતેમીઓના શિક્ષણમાં પણ એજ વિચારો જોવામાં આવશે. ઇબને અબિલ હદીદ નામના મુતઝલ્લીતણે નહજુલ બલાગની શરેહ કીધી છે તે તપાસો, મિસરના ફાતેમીઓની કોલેજના ખાસ પ્રોફેસરો પણ તેઓજ હતા. જેઓને આપણે મુતઝલ્લીત કહીએ છીએ, તેઓ તે જમાનામાં **અસહાબુલ અદલ વત તોહીદ** કહેવાતા હતા. મિસરના ફાતેમી ઇમામો ઘણાજ ઉદાર વિચારના અને વિદ્યાના ઉત્તેજક અને મદદગાર હતા. ફાતેમીઓની કોલેજોમાં ફકત મુસલીમોજ નહી પણ યહુદીઓ અને નસારાઓ પણ શિક્ષણ આપતા. સલતનતની નોકરીમાં કે વિદ્યાર્થીઓ અથવા ઓલીમાઓ વચ્ચે ફાતેમીઓએ ધર્મ ભેદ રાખ્યો નથી. વિદ્યાના શોખીન અને શોધખોળ કરનારા ફાતેમીઓ ધર્મની બાબતમાં ઘણા ઉદાર, અને ગ્રીક ફીલસુફોની પેઠે ઇનસાનની અકલને છુટાપણૂ આપનારા હતા. મિસરની ભૂમીજ એવી ખાસીયત ધરાવે છે. આગલા જમાનામાં મિસરમાં **રમાસીસ ફીરઓનો** થઇ ગયા, તેઓ પણ વિદ્યા, હુનર, અને શોધખોળના એવાજ શોખીન, અને ધર્મની બાબતમાં એવાજ ઉદાર હતા. તે પછીના એક જમાનામાં **ટાલમી** નામના ગ્રીક ઓલાદના રાજકરતાઓ થઇ ગયા, તેઓ પણ વિદ્વાન, વિદ્યાને ઉત્તેજન આપનારા, અને નવી શોધખોળ કરવા માટે છુટે હાથે ખરચ કરનારા થઇ ગયા. **બિતલીમુસ** નામથી અરબી સાહિત્યમાં પ્રખ્યાત થએલો ફિલસુફ પણ એ જમાનામાં થઇ ગયો છે. **પીસાગોરસના** અભ્યાસનું મથક પણ મિસર માનવામાં આવે છે. અલેકઝાંદરીઆ-સિંકદરીઆ પ્રથ્વી ઉપર તત્વજ્ઞાન શીખવાનાં નામચીન મથકોમાનું એક હતૂં. ત્યાં હિંદના ધાર્મિક પુસ્તકો, ઇસરાઇલી અને યહુદી ફિલસુફી, ગ્રીક તત્વજ્ઞાન, વિગેરેનો અભ્યાસ એકજ જગ્યાએ કરવામાં આવતો. તેને પરિણામે બીજા દેશોના પ્રમાણમાં મિસરમાં વિચારો આપ લે કરવા માટે ઘણું છુટાપણું હતૂં. પ્રખ્યાતીને પામેલૂં મીસર **ફાતેમી ઇમામોના** હાથમાં આવ્યું ત્યારે ફાતેમીઓએ તેની નામના હજી પણ વધારી, અને સલતનતની આવકમાંથી મ્હોટી રકમ વિદ્વાનો અને વિદ્યાના ઉત્તેજન માટે અલાહેદી કહાડી. તેમાંથી કોલેજો સ્થાપવા અને વિધવાનોને આપવા માટે ખરચ થવા લાગ્યૂં. **મિસરના ફાતેમીઓ** પોતે મુતઝલ્લીત મત ધરાવતા

હોવાથી, અને વિદ્યાના વધારા માટે છૂટે હાથે ખરચ કરતા હોવાથી, દૂર દૂરથી અહેલુલ ઇતીઝાલના વિદ્વાનો મિસર આવી રહયા. એટલુંજ નહી પણ ખ્રિસ્તી અને યહૂદી વિધવાનોને પણ ફાતેમીઓએ સલતનતની નોકરીમાં જગ્યા આપી ઉત્તેજન આપ્યું ઝેદી ઈમામો અને ફાતેમી ઇમામોના ધાર્મિક મત લગભગ એક સરખાજ હતા. ફરક માત્ર એજ હતો કે ફાતેમી-ઓના ઇમામો જુદા હતા, અને તેઓ તફઝીલને સ્વીકારતા ન હતા. એટલે કે અફઝલની મોજૂદગીમાં મફઝૂલની ઇમામ તરીકેની નીમણૂંક તેઓ કાયદેસરની ગણતા ન હતા. ફાતેમી ઇમામો પોતાને ઇસમાઇલ બિન જાફર અસ્સાદેકની ઓલાદમાંથી ગણે છે. અબદુલ્લાહ અલ મહેદીએ ઇફરીકી-આમાં ફાતેમીઓની સલતનત સ્થાપવા પછી, તેમની નસલમાં મનસૂર બિલ્લાહ, મોઇઝ બિલ્લાહ, અઝીઝ બિલ્લાહ, વિગેરે બળવાન અને મશહૂર ઇમામોએ મિસરમાં ફાતેમી સલતનતને મઝબૂત બનાવી, તેઓનો નિયમ એ સલતનતને તેઓની ઓલાદમાં જાળવી રાખવાનો હતો.

ઇબને અહેસાન—અમો કરમતીઓ માનીએ છીએ કે મિસરના ફાતેમી ઈમામો અમારા મતના હતા, એટલુંજ નહિ પણ કરમતી દાવત ! તેઓ મુરબ્બી અને ઇમામ હતા. કરમતી શિક્ષણ એ ઇમામોના હુકમથી એ ઇમામોના બાબ અને હુજતોએ ફેલાવ્યું હતું.

ઉમર બીન અલી—ઇમામ અબદુલ્લાહ અલ મહેદી, જેમણે ઇફરીકી-આમાં ફાતેમી સલતનતની શરૂઆત કીધી તેમણે, અને તેમના પિતા અને દાદાએ કરમતીઓને મદદ અને ઉત્તેજન આપ્યું હતું. તેઓ જયારે ફાતેમી સલતનત સ્થાપવાની હીલચાલ કરી રહયા હતા. તે વખત અબાસી સલતનત તેઓને ફાવવા દેતી ન હતી. તે સબબ અબાસી સલતનત સામે હથીઆર ઉભાં કરવા માટે કરમતીઓ, બાતેનીઓ વિગેરેને તેઓએ મદદ આપી હતી. પણ ફાતેમી ઇમામો પોતે મુતઝલ્લીત મતના હતા. તેઓએ દારૂલ હિકમતની સ્થાપના કરી ફાતેમી ફિલસુફી શીખવવા માટે જે દરજાઓ કીધા હતા તેના સાત, આઠ અને નવમાં દરજામાં દાખલ થનારાઓને શિક્ષણ આપવામાં આવતું તે મુતઝલ્લીત વિદ્વાનોના મત સાથે મલતું હતું. ઈમામ મનસુર, મોઇઝ, અઝીઝ વિગેરે ઘણા આગલ વધેલા ફિલસુફો હતા. ઈમામ મોઇઝની ઉદારતા એટલી હતી કે તેમણે સેન્ટ મરકુરીઅસનું ફુસતાતમાં આવેલું દેવલ પોતાને ખરચે

ખ્રિસ્તીઓ માટે બંધાવી આપ્યું, એટલું જ નહી પણ ખ્રિસ્તી અને મુસલિમ ઓલેમાઓ વચ્ચે જાહેરમાં વાદવિવાદ કરવાની પણ છૂટ આપી હતી. મિસરના **ફાતેમી ઈમામોની રાજનીતી** ઇસલામને આગળ વધારવામાં ઘણી ઉપયોગી થઇ પડતે, તેઓનો વિદ્યા અને શોધખોળ માટેનો ચાહ ઇસલામને દુન્યામાં ઘણું બળવાન કરતે. પણ તેઓનો બહેરેનના કરમતી અને સીરીઆના બાતેનીઓ સાથેનો સબંધ, તેમજ **અલમુતના નિઝારી** ઇસમાલીઓએ ફેલાવેલો ત્રાસ, મિસરના ફાતેમીઓને નુકસાન કરતાં નિવડયાં. ઇમામ મનસુર મોઇઝ, અને અઝીઝે અહેલુલ ઇતીઝાલને મદદ આપી મુતઝલીત વિચારો ફેલાવવા કોશિશ કીધી, પણ છેલ્લા એક બે ઇમામો બાતેનીઓની માન્યતાને ઉત્તેજન આપવાની લાલચમાં પડયા. તે સબબ મિસરમાં ફાતેમી શહેનશાહત નબલી પડતી ગઇ, અને અંતે નાશ પામી.

**ઇબને અહેસાન—જામેઅલ અઝહરની** મેં ગઇ કાલે મુલાકાત લીધી હતી. તમને એ જામેને લગતી જે કંઇ ખબર હોય તે જણાવવા મહેરબાની કરશો.

**ઉમર**—ફાતેમી ઇમામ અબુ તમીમ મઆદ **અલ મોઇઝ બિલ્લાહએ** કેરો શહેર નવેસર વસાવી, ત્યાં સલતનતની ગાદી સ્થાપી. તે પછી બીજે વરસે તેમના હુકમથી તેના સાલાર જોહર અલ કાતિબ અલ સિકીલી, કે જે **અલ સકલાબી** પણ કહેવાતા હતા, તેમણે હિ. સ. ૩૬૦ માં જામે અલ અઝહરનો પાયો નાંખ્યો, અને હિ. સ. ૩૬૧ના રમઝાન માસમાં ત્યાં નમાઝ પઢાવવાની શરૂઆત થઇ. તે વખત એ જામેની એક તરફ દેલમી લશકરની, અને બીજી તરફ તુરકી લશકરની છાવણી હતી. તેના ગુંબજ ઉપર જોહર સાલારે જે લેખ લખાવ્યો હતો તે હમણા નાશ પામ્યો છે પણ તેની નકલ મિકરીઝના અલ ખિતત નામના પુસ્તકમાં છે. મોઇઝ બિલ્લાહએ શરૂઆત કરવા પછી, **અઝીઝ બિલ્લાહએ** એ જામેને યુનીવરસીટીનું રૂપ આપી, તેને નિભાવવા માટે જાગીરો અને મિલકતો વકફ કરી આપી, તેમજ સલતનતની આવકમાંથી અમુક રકમ દર વરસે આપવાનો પણ હુકમ આપ્યો. હિ. સ. ૩૬૫માં અઝીઝ બિલ્લાહએ ગરીબ વિદ્યાર્થીઓ માટે જુદું મકાન બનાવી આપ્યું. **ઇમામ હાકિમ બિલ્લાહ** એ પણ હિ. સ. ૩૮૬માં જામે અલ અઝહરમાં વધારો કરી આપ્યો, જામે અલ હાકેમીની પણ સ્થાપના કરી, તેમજ વધુ જાગીરો વકફ કરી આપી. તેને લગતા દસતાવેજની નકલ મિકરીઝીના પુસ્તકમાં જોવામાં આવશે. ઇમામ

**આમીરએ** પણ જામેમાં વધારો કર્યો. તેણે લાકડાંના કોતરકામના મહેરાબ બનાવ્યા, જેનો એક નમૂનો કેરોના અરબ મ્યુઝિઅમમાં જોવામાં આવશે. **જામે અલ અઝહરનું** નામ ફાતેમાં ઝહેરાના નામ ઉપરથી રાખવામાં આવ્યું છે. ફાતેમી ઇમામોના વખતમાં તેની હાલત આબાદ હતી. જે વિદ્યાર્થીઓ ત્યાં અભ્યાસ કરતાં હતાં તેમાં એક ભાગને રહેવા તથા ખાવાપીવા વિગેરેનો બંદોબસ્ત વક્ફ મિલકતોની આવકમાંથી થતો હતો. બીજા કેટલાક વિદ્યાર્થીઓ જામેમાં રહેતા, પણ તેઓને સલતનતના સરદારો અને તવંગર અસામીઓ નિભાવતા હતા. તે સિવાય બીજા કેટલાક જામેની બાહેર ખાનગી રહેતા, અને જામેમાં આવીને શિક્ષણ લેતા હતા. જામેના જુદા જુદા રીવાકમાં જુદાં જુદાં ઇલ્મ અને અકીદાના ઓલેમાઓ શિક્ષણ આપતા હતા અને વિદ્યાર્થીઓ તેમની મરજી મુજબ ગમે તે ઇલ્મ અથવા અકીદાને લગતો અભ્યાસ કરતા. ફાતેમી સલતનતની પડતી પછી **અય્યુબી સલતનત** મિસરમાં ચાલુ થઇ, તે વખત અય્યુબીઓએ સુન્નત જમાતના શિક્ષણ સિવાય બીજું નહી શિખવવાનો હુકમ આપ્યો, ઈમામ હાકીમ બિલ્લાહએ વક્ફ જાગીરો આપી હતી તે જપ્ત કીધી, અને ફાતેમી ઇમામોએ જામે અલ અઝહરને ખુતબો પઢવાનો સ્વતંત્ર હક બક્ષયો હતો તે હક પણ છીનવી લેવામાં આવ્યો. **મમલુક સુલતાનોની** મિસરમાં હકુમત ચાલુ થવા પછી હિ. સ. ૬૬૫માં મમલુક સુલતાન રૂકનુદ્દીન બેબાર અઝ ઝાહિરે જામે અલ અઝહરના હકો ફરીથી સપુરદ કીધા, અને ફાતેમી ઇમામોના ઉસુલ મુજબ જામે અલ અઝહરને સ્વતંત્ર ખુતબો પઢવાનો હક પણ પાછો સોંપ્યો. અઝ ઝાહિર અને તે પછીના સુલતાનોએ જામે અલ અઝહરમાં વખતો વખત વધારો કર્યો છે, જે તમો મારી સાથે ચાલશો તો હું તમોને બતાવીશ. **હાલમાં જામેમા** ૩૮ રિવાક છે, અને ૧૫ હરાત છે. હરાતમાં તાલિબ ઇલ્મો રહે છે, અને રીવાકોમાં તેઓને શિખવવામાં આવે છે. દરેક રિવાકમાં જુદા જુદા દેશના વિદ્યાર્થી શિક્ષણ લે છે. એક રિવાકમાં ફકત તુરકોને શિખવવામાં આવે છે, બીજા એકમાં શામીઓને, એકમાં હિંદીઓને. રિવાક સુલેમાનીયામાં અફગાનિસ્તાન અને ખુરાસાનના વિદ્યાર્થીઓને, રિવાક હરમેનમાં મક્કા અને મદીનાના વિદ્યાર્થીઓને, રિવાક હનફીયામાં હનફી શિક્ષણ આપવામાં આવે છે. રિવાક હમબલીયામાં હમબલી શિક્ષણ આપવામાં આવે છે, વિગેરે. જે ઉદાર રાજનીતીથી ફાતેમીઓના વખતમાં શિક્ષણ આપવામાં આવતું હતું, અને જાત જાતના ઇલ્મો શિખવવામાં આવતાં હતાં, તે હવે

નથી. હાલમાં તો ત્યાં ફક્ત મોલવીઓ પેદા કરવાની કોશિશ જુના જમાનાની રીત મુજબ થાય છે. નવું શિક્ષણ લેવાનો કે નવી શોધખોળ કરવાનો જમાનો ગયો.

**ઈબ્ને અહેસાન**—તમે ઝેદીઓ શા માટે કહેવાઓ છો ?

**ઉમર બિન અલી**—અમો જેઓને **ઈમામ અકબર** માનીએ છીએ તેઓમાં (૧) અલી, (૨) હસન, (૩) હુસેન, (૪) અલી ઝેનીલ આબેદીન, (૫) હસન બીન અલી ઇબ્ને અબીતાલીમ, (૬) ઝેદ બીન અલી ઝેનીલ આબેદીન છે. તે પછી અનેક ઇમામો થઇ ગયા છે. **હુસન બીન હુસન** અને ઝેદ **બીન અલી ઝેનીલ આબેદીનના** વખતમાં બની ઉમય્યાઓની બીદવત વધવાના સબબ હસન બીન હસન અને તે પછી ઝેદ બીન અલી ઝેનીલ આબેદીને ઇસલામને બચાવવા આગેવાની લીધી. તે પછી ઝેદની ઓલાદમાંથી કેટલાક ઇમામો તબરીસતાનમાં હકુમત કાયમ કરી શકા, અને કેટલાક યમનમાં કાયમ રહી શકા. કેટલાક ઇમામો હસન બીન હસનની ઓલાદમાંથી પણ થયા છે. અમારા ઉસુલ પ્રમાણે ઇમામ હસન અથવા હસનની ઓલાદમાંથી હોવા જોઇએ, અને તે ઝેદી તરીકાના કાએલ હોવા જોઇએ.

---

# પ્રકરણ ૨૨ મું.

---

## મીસરની સલતનત

## ફાતેમી ઈમામો, કરમતીઓ અને અહેલુલ ઇત્તેઝાલ

કેરો શહેરનું અરબી નામ અલ કાહેરા છે. તેની અને મીસરની પ્રાચીન તવારીખ જાણવા ઇબ્ને અહેસાન કેરોમાં રહી ગયો. ઉમર ઝેદીએ તેને ફીર-ઓનોના જમાનાના પાયતખ્ત **મેમફીસ** અને **હીલીઓપોલીસના** ખંડીએરો બતાવ્યાં. મીસરનું પાયતખ્ત મેમફીસ પડતી દશામાં આવ્યું તે વખત હીલીઓ-પોલીસ પાયતખ્ત થયું. તે પછી ગ્રીક લોકોએ **બેબીલોન** નામનું શહેર વસાવ્યું. રોમન શહેનશહતને તાબે મિસર આવતાં તેઓએ **રોમન લશકર** માટે છાવણી અને કિલ્લા બંધાવ્યા, જેના ખંડીએરો પણ ઇબ્ને અહેસાને જોયાં. ઈ. સ. ૬૪૧ માં અમર બિન આસે રોમન કિલ્લા અને છાવણી ફતેહ કરી અરબ

લશકર માટે નવી છાવણી અને મસજીદ બંધાવી, તે જગ્યા ફુસતાત કહેવાય છે. આ જગા હાલના કેરો શહેરની ઉત્તરે આસરે એક માઇલ ઉપર છે. બનુ ઉમય્યાના વાલીઓ ફુસતાતમાં રહેતા હતા. બનુ અબાસની સલતનત હસ્તીમાં આવી એટલે તેઓએ નવી છાવણી બંધાવી જે અલ અશકર કહેવાય છે. અબાસી વાલીઓ ત્યાં આવી રહેતા હતા. અબાસી ખલીફ મુતાસિમના વખતમાં અરબોને લશકરમાં આગેવાન ન કરતાં તુરકોને સત્તા સોંપવાની રાજનીતી શરૂ થઇ, તે સબબ અરબો કાપ્ટ ખ્રિસ્તીઓ સાથે મલી સામે થયા, પણ હાર્યાં, અને મીસર તુલુન ઓલાદના તુરક હાકેમોની સત્તામાં સોંપવામાં આવ્યું. એહેમદ બિન તુલુન ઇ. સ. ૮૭૩માં હાકેમ નિમાતાં તેણે અલ અશકરને તજી દઇ તેની બાજુમાંજ નવું શહેર અલ કતાઇ વસાવ્યું. ઇ. સ. ૯૦૦ની આસપાસ મિસરમાં બળવાઓ થવા લાગ્યા તેને લીધે અબાસી ખલીફે મોકલેલાં લશકરે અલ કતાઇમાં આવેલો તુલુન હાકેમોનો મહેલ વિગેરે નાશ કીધો, અને મહમદ બિન તુગજ નામના તુરક સરદારને મિસરની હકુમત સોંપી, જેની ઓલાદ ઇકશીદી સુલતાનો કહેવાય છે. મહમદ ઇકશીદીના મોત પછી તેનો હબસી ગુલામ, સાલાર કાફુર, સત્તાવાંન થયો. કાફુરે મહમદના બેટા ઉનજુરને, તે પછી તેના બેટા અલીને સુલતાન બનાવ્યો, અને અલીના મોત પછી પોતે હાકિમ થયો. કાફુરે મોત વખત ઇબને ફુરાતને ખરી સત્તા સોંપી ઇકશીદી સુલતાનની ઓલાદમાંથી મહમદ અબુલ ફવારિસને ગાદી ઉપર બેસાડયો. ઇ. સ. ૯૬૯ હિ. સ. ૩૫૭માં ફાતેમી ઇમામ મોઇઝના સાલાર જોહરે મિસર ફતેહ કરી ફાતેમી ઇમામોની સલતનત સ્થાપી, અને અલ કાહીરા વસાવ્યું. આ પ્રાચીન ઇતિહાસની ખબર મેળવવામાં, અને યુરોપના સમાગમથી ઉત્પન્ન થયેલી અસરને પરીણામે નવા બંધાયલા રસતાઓ, ઇમારતો, મહેલો, હોટેલો, હમામખાના, મ્યુઝીઅમ અને બાગો જોવામાં તેમજ તુલુન, મમલુક વિગેરે સુલતાનોની મસજીદો જોવામાં ઇબને અહેસાને કેટલોક વખત પસાર કીધો. જામે અલ અઝહર અને જામે અલ હાકેમીની પણ મુલાકાત લીધી, ઇબને અહેસાન ઉમર ઝેદી અને તેના બીજા મિત્રો સાથે વિજ્ઞાનની વાતો પણ કરતો રહ્યો હતો. આ મિત્રોમાં મિ. એમદન નામનો એક જરમન હતો. જે મિસરના પ્રાચીન ખંડીએરોની તપાસ માટે ત્યાં આવ્યો હતો. બીજો શરીફ હમુદ હતો, કે જે મોરાકકોના સુલતાન ઇદરીસ બિન ઇદરીસના બેટા ઉમરની ઓલાદમાંથી, એટલે કે ઇદરીસી નસલમાંથી હતો. ત્રીજો મિત્ર મુખતાર કબાબી નામનો મિસરનો રહેવાસી હતો. એ મિત્રો

કોઇ વખત મિ. એમદનની હોટેલમાં, તો કોઇ વખત મુખતાર કબાબી કે શરીફ હમુદને ત્યાં અથવા ઉમર એફેંદીને ત્યાં મલતા હતા.

**ઇબ્ને અહેસાન**—રફીક ઉમર તમો કહો છો કે ફાતેમી ઇમામો કરમતી ઉસૂલ માનનારા ન હોતા, પણ અમો કરમતીઓ તેઓને ઇમામ માનીએ છીએ. તમે તમારૂ કહેવું સાબિત કરી આપશો ?

**ઉમર બીન અલી**—એ સાબિત કરવું મુશ્કેલ નથી કે કરમતી, બાતેની વિગેરે અનેક ફિરકા ઉત્પન કરનારા ફાતેમી ઇમામોના ફરી ગએલા હુજતો અને દાઇઓ હતા. **ઇમામ અબ્દુલ્લાહ અલ મહેદી**, કે જેણે ઇફરીકીઆમાં ફાતેમી સલતનત સ્થાપી તેના બાપદાદા સિરીઆમાં મસતૂરીન ઇમામો તરીકે રહેતા હતા. **એ મસતૂરીન ઇમામોથી ફરી ગએલા હુજતોએ** કરમતી ફિરકો ઉત્પન કર્યો છે. તવારીખમાં નજર કરવાથી જણાશે કે, અબ્બાસી ખલીફ મુતાદીદના વખતથી, સીરીઆમાં, **કરમતીઓ** અબ્બાસી ખલીફની સામે લડતા જાહેર થયા. તે વખત ઇમામ અબ્દુલ્લાહ અલ મહેદીના પિતા, અને તે પછી ઇમામ મહેદી પોતે, યમનમાં અને ઇફરીકીઆમાં સલતનત સ્થાપવાની કોશિશ કરતા હતા. **સીરીઆ, બહેરેન, યમન અને ઇફરીકીઆમાં** કરમતી. બાતેનીઓ, તાલીમી, વિગેરે નામથી ઓળખાતા ફિરકાઓ, ખલીફ મુતાદીદ અને મુકતફીના વખતમાં, અબાસી સલતનત સામે લડતા રહયા, જેને પરીણામે ખલીફ મુકતફીના મોત પછી, ખલીફ મુકતદીર અબ્બાસી ખિલાફત ઉપર આવ્યો તે વખત, ઇફરીકીઆમા **ફાતેમી ઇમામ અબ્દુલ્લાહ અલ મહેદી** પોતાની સલતનત સ્થાપી શકયા, હિ. સ. ૨૯૭ ઈ. સ. ૯૦૯ માં ઇમામ મહેદીએ ઇફરીકીઆમાં સલતનત સ્થાપી, અને કેરવાન શહેરને પાયતખ્ત બનાવ્યું. તે પછી તેમણે મિસર તાબે કરવા કોશિશ કીધી, અને સિરીઆમાં કરમતીઓ અબાસી સલતનત સામે લડતા રહયા. ઇમામ મહેદીના બેટા, કાએમ, મિસર તાબે કરવા કોશિશ કરતા હતા, તે સબબ અબ્બાસી ખલીફે **તુલુન** ખાનદાનના સુલતાનને મિસરની હકુમત ઉપરથી ખસેડી **મહંમદ ઇકશીદીને** મિસરનો હાકમ કરી મોકલાવ્યો. ઈ. સ. ૯૩૪ માં **ફાતેમી ઇમામ કાયમ** ગાદી ઉપર આવતાં તેમણે મિસર તાબે કરવા કોશિશ ચાલુ રાખી. તે વખત કરમતીઓ અને બાતેનીઓ સીરીઆ, બહરેન, વિગેરે તરફ અબ્બાસી ખલીફની સામે લડતા રહયા હતા. **ફાતેમી ઇમામ મનસૂરના** વખતમાં પણ **કરમતીઓ** અબાસીઓ વિરૂધ

લડતા હતા. ઇ. સ. ૯૬૯ માં **ઈમામ મોઇઝ** મિસર તાબે કરી શક્યા. તે પછી તરતજ તેમણે **ફાતેમી સાલાર જોહરને** સિરીઆમાં **કરમતીઓને** તાબે કરવા મોકલાવ્યો. એ ઉપરથી જોવામાં આવે છે કે, ફાતેમી ઈમામો અને કરમતીઓ વચ્ચેનો સંબંધ રહ્યો ન હતો. **ફાતેમી સાલાર જાફર** બિન ફલાહે દિમશક તાબે કીધું તેની સામે **કરમતી હુજત** અલ હસન બિન એહમદ અલ આઅસમ લડનો હતો, અને એ કરમતી હુજતને અબાસી ખલીફનું લશકર મદદ કરતું હતું. જાફરની હાર થતાં, કરમતી હુજતે દીમશક તાબે કરી, અબાસી ખલીફના નામનો ખુતબો પઢાવ્યો. કરમતી હુજત હસન અલ આઅસમે તે પછી પેલેસતાઇન અને મિસરનો થોડો ભાગ પણ તાબે કીધો, પણ છેવટે તેને **કાએદ જોહરે** હરાવ્યો. હિ. સ. ૩૬૫ ઇ. સ. ૯૭૫ માં મિસરની સલતનત ઉપર ફાતેમી **ઈમામ અઝીઝ બિલ્લાહ** આવ્યા. તેના વઝીર આઝમ જેકબ બિન કીલીસે કાએદ જોહરને ફરીથી સિરીઆમાં પેદા થએલા ફસાદ દબાવી દેવા મોકલ્યો. તે વખત કરમતીઓ તુરકોની સાથે લઇ ફાતેમી ખલીફની સામે લડતા હતા. કાએદ જોહર તેઓ સામે ન ફાવતાં, ઇમામ અઝીઝ બિલ્લાહએ પોતે લશકરની સરદારી લીધી, કરમતીઓને હરાવ્યા, અને તુરક સરદાર અફતકીનને માફી આપી મિસર પોતાની સાથે લાવ્યા. આ બનાવો અને તે પછીના બનાવો ઉપરથી જોવામાં આવે છે કે, ફાતેમીઓ અને કરમતીઓ એક બીજા સાથે વખતો વખત લડતા રહયા હતા. એ દેખીતું છે કે **કરમતી, બાતેની** વિગેરે ફિરકાની ઉત્પતી કરનારા હુજતો પોતાની સ્વતંત્ર સત્તા જાળવી રાખવા કોશિશ કરતાં હતા. તે સબબ કરમતીઓ, બાતેનીઓ, અને ફાતેમી ઇમામો વચ્ચે અવાર નવાર લડાઇઓ થતી રહેતી હતી. દુનયામાં આવા ફિરકાઓ અને મત મતાંતરો ઉભા કરનારાઓ સ્વાર્થ અને રાજદ્વારી સત્તા હાથ કરવાની લાલચથી વધારે પ્રેરાય છે. **ફાતેમી ઇમામો** ધર્મની બાબતમાં ઘણાજ ઉદાર હતા. જેમકે **ફાતેમી ઈમામ અઝીઝ બિલ્લાહના** વખતમાં કેટલાક વરસ વઝીર આઝમ નેસટોરીઅસનો બેટો ઇસસ નામનો ખ્રિસ્તી હતો, અને સિરીઆનો વાલી મનાસેહ બિન અબરાહામ નામનો યહુદી હતો. **ઈમામ હાકેમ બે અમ-રિલ્લાહની** હકુમતની શરૂઆતમાં વઝીર બરજુવાન સ્લેવ જાતનો હતો. **ઈમામ મુસતનસેરના** વખતમાં પણ અબૂ સઅદ અને ઝકરીઆ બિન જોસફ અલ ફલાહી નામના યહુદીઓ વઝીર પદ ભોગવી ગયા. આ બનાવો ઉપરથી તમે જોશો કે જે કરમતીઓ ફાતેમી ઇમામોના બાબ અને હુજત

હોવાનો દાવો રાખતા હતા, અને જમહૂરને તેવું સમજાવતા હતા, તેઓ વખતો વખત એ ઇમામો સામે લડતા રહયા હતા. એથી સાબિત થાય છે કે કરમતી બાબ અને હુજતોના દાવાઓ જુદા હતા. તેઓએ ફાતેમી ઇમામોના નામને હથીઆર બનાવી પોતાનો જુદો ફિરકો ઉભો કીધો હતો. ફાતેમી ઈમામો ઘણીજ ઉદાર રાજનીતીના હતા, તેમજ ફાતેમી ઈમામોએ મુતઝલ્લીત વિદ્વાનોને આસરો આપ્યો હતો, તે ઉપરથી કહી શકાય કે, તેઓ મુતઝલ્લીત ખ્યાલના હતા.

**મુખતાર** કબાબી મારા મિત્ર ઉમર પોતાના વિચારોમાં ગલતી કરે છે. ફાતેમી ઈમામોની **રાજનીતી** ઘણી ઉદાર હતી, પણ તે ઉપરથી તેઓના ધર્મ સંબંધી મત બાંધી શકાય નહી. **ફાતેમી** ઇમામો વિષે ઘણાઓએ ઘણી ગપો હાંકી છે. દાખલા તરીકે ઇમામ હાકેમ બે અમરિલ્લાહના સંબંધમાં પણ ઘણી ગપો તવારીખ લખનારાઓ લખી ગયા છે. સુલતાન એહમદ બિન તુલૂન, તેમજ મહમદ બિન તુગજ ઇકશીદીએ, રઇયતને સંતાપ થાય તેવા ગેલછા ભરેલા હુકમો બાહેર પાડયા હતા, તેની ચોખી સાબીતીઓ હોવા છતાં, વેરભાવથી, એ આક્ષેપો ઈમામ હાકેમ બે અમરિલ્લાહને લાગૂ પાડવામાં આવે છે. બીજી તરફ જોતાં ઈમામ **હાકેમ બે અમરિલ્લાહે** વિદ્યા અને શોધખોળને બીજા કોઇ પણ ફાતેમી ઇમામ કરતાં ઓછું ઉત્તેજન તો નથીજ આપ્યુ. બલકે કેરો શહેરમાં **શાહી લાયબ્રેરી** માટે એક આલાદરજાનૂં કીમતી મકાન તેમણે બંધાવ્યુ, અને તેમાં પૃથ્વીના દરેક ભાગમાંથી સાહિત્ય ભેગૂં કરી પુસ્તકો લાવી રાખ્યા. પૃથ્વીની જુદી જુદી ભાષા, અને જુદા જુદા ધર્મ અને જ્ઞાનને લગતાં પુસ્તકો એ કુતુબખાનામાં ભેગા કરવામાં આવ્યાં હતાં, એટલૂજ નહી પણ તેના અરબી ભાષામાં ભાષાંતર કરવા વિદ્વાનોને રોકવામાં આવ્યા હતા. એ કુતુબખાનૂં આમ લોકો માટે ખુલ્લૂં હતૂં. ગમે તે દેશ કે ધર્મનો માણસ એ કુતુબખાનામાં બેસી કોઈ પણ પુસ્તકનો અભ્યાસ કરી શકે, અને નકલ કરનારને કાગલો વિગેરે મફત આપવામાં આવતા હતા. બગદાદ અને કેરોનૂ કુતુબખાનૂં તે જમાનામાં દુનીયામાં મશહૂર થયાં હતાં. **કેરોનું એ કુતુબખાનું** ફાતેમી ઇમામ મુસતનસિર બિલ્લાહના વખતમાં, તેમના હબશ અને તુરક સાલારો વચ્ચે ફિસાદ પેદા થયો તેને પરિણામે, આગ અને લૂટથી ઘણે ભાગે નાશ પામ્યૂં. **મુસતનસેર બિલ્લાહે** હબશ સરદારોને આગેવાની આપવાથી તુરક સરદારો ઉશ્કેરાયા, અને ફિસાદ પેદા થયો. તુરક સાલાર નસર ઉદ દોલાએ શાહી મહેલો લુટયા તે વખત એ

કુતુબખાનું લગભગ નાશ પામ્યું. હાકેમ બે અમરિલ્લાહની દરબારમાં ઇબને યુનુસ, વિગેરે પ્રખ્યાત થએલા વિદ્વાનો હતા, જેઓને ઘણી મદદ અને ઉત્તેજન મળતું હતું. એ બતાવે છે કે ફાતેમી ખલીફ હાકેમ બે અમરિલ્લાહ પણ વીદ્યા કળાને ઉત્તેજન આપનારા હતા. પણ આ બધા ઉપરથી તેઓના ધાર્મીક મત વિશે આપણે અનુમાન બાંધી શકીએ નહી. આપણે કહી શકીએ નહીં કે તેઓ અહેલુલ ઇત્તેઝાલનો મત ધરાવતા હતા. આપણે જોઇએ છીએ કે અનેક ફીરકાઓએ ફાતેમી ઇમામોના નામોને પોતાના હથીઆર બનાવી મુકયા છે. નુસેરીઓ કહે છે કે અલી ઇબને અબી તાલિબને માનનારા આ દુનયામાં ફકત તેઓજ છે. ઇશના અશીરીઓનો દાવો છે કે, ઇમામ જાફર અસ્સાદિક પછી તેઓના જે ઇમામો થઇ ગયા, તે બધા અલી ઇબને અબીતાલિબનાજ વિચારો અને શરીઅત ઉપર હતા, અને તેઓનો ફિરકો હાલ જે મત ધરાવે છે તેજ સહી છે. નિઝારીઓ તેઓની વિચિત્ર માન્યતા માટે પણ એવુંજ કહે છે, અને એવોજ દાવો રાખે છે. દરૂઝ લોકો પણ એવીજ દલીલો આપવા બાહેર પડે છે. કરમતીઓના દાવા પણ તેવા છે. બાતેનીઓ પણ તેમજ કહે છે. નુસેરીઓ અલીને માટે, ઇશના અશરીઓ મહમદ અલ માહદી નામના બાળક માટે, નિઝારીઓ તેઓના હાઝર ઇમામ માટે, દરૂઝો હાકેમ બે અમરીલ્લાહ માટે, જે મત ધરાવે છે તે એક બીજાથી કેવા ઉલટા સુલટા છે તે તપાસો. તે અને દરૂઝો અને કરમતીઓએ મબદ અને મઆદની બાબતમાં જે ભેળસેળ સિદ્ધાંતો ઉભા કરી દીધાં છે તેને પણ આપણે ફાતેમી ઇમામોની માન્યતા અથવા શીક્ષણ કહી શકીએ નહી. એજ રીતે મુતઝલ્લીત વિધવાનો અને મુતકલ્લેમીન વિધવાનો પણ સિદ્ધાંતની દરેક બારીકીઓમાં એક મતના ન હતા.

શરીફ હુમદ—મિત્ર કુઆબીનું કહેવું ખરૂં છે. અમો પણ ફાતેમીઓ છીએ. ફાતેમાના વહાલા ફરજંદ હસન તેના બેટા હસન, તેના બેટા અબદુલ્લાહ અલકામીર હતા. અબદુલ્લાહના બેટા મહમદ અમીર ખ્વાસના, નેક તબીઅત, અને ચોખ્ખા સ્વભાવના હતા તે સબબ તેમને મહમંદ અન નફસ અઝ ઝકીઆ કહેતા હતા. અબાસો ખલીફ અબુ જાફર અલ મનસુર ગાદી ઉપર આવતાં તેણે અબદુલ્લાહ અને તેના ફરજંદોને દુઃખ શરૂ કીધું અબદુલ્લાહને કેદ કીધા, અને તેના બેટા મહમદ અને ઇબરાહીમ માર્યાં ગયા, ત્રીજા બેટા ઇદરીસ મગરિબ તરફ હિજરત કરી ગયા, અને ઇદરીસી સલતનત સ્થાપી તેઓ પણ ફાતેમી ઇમામો છે, અને તેઓની

ઓલાદમાંથી હોવાથી હૂં પણ ફાતેમી ઓલાદ છૂં અમો **અસહાબુલ અદલ વત્તોહીદ** છઇએ. મહેરબાની કરી અમોને **મુતઝલ્લી** ન કહો. એ બદનામ અમોને **હસનઅલ બશરીએ** આપ્યૂં છે. **વાસિલ બિન અતા,** જે ઇમામ જાફર અસ્સાદેકના શાગીરદ હતા, તે હસન અલ બસરી પાસે અખબાર શીખવા જતા હતા, પણ જયારે તેણે હસન અલ બસરીના ખ્યાલોમાં નુકસાન જોયું તે વખત તેનાથી અલગ થઇ ગયા, તે સબબ **નવાસિબ** લોકોએ અમોને એ નામ આપ્યું છે. હસન અલ બસરીને સુન્નત જમાત **આલિમ** માનતી હશે, પણ અમો તો તેને નવાસિબ માનીએ છીએ. મીસરના ફાતેમીઓના મતથી હું વાકેફ નથી, પણ અસહાબુલ અદલ નામથી ઓળખાતા બધા વિધવાનો એકજ મતના ન હતા.

**મુખતાર કબાબી**—હું પણ તેજ કહું છું, તે સબબ ફાતેમી ઇમામો કયા મુતઝલ્લીત મતના હતા તે તમો કહી શકો નહી. જોહરના સંબંધમાં અસહાબુલ અદલ વ તોહીદના એક વિદ્વાન **અબુ રશીદ સઇદ બિન મહમદ બિન સઇદ નિસાબુરીએ** કીતાબુલ મસાએલ નામનો કિતાબ લખ્યો છે, તેના, અબુબકર અલ બકીલાનીના, અને તે પછીના વિધવાનોના મત સમજાવવા અંગ્રેજી ભાષામાં લખાયલો એક લેખ તમોને વાંચી સંભળાઉં છું, જે ઉપરથી તમો જોશો કે વિધવાનોના મત વચ્ચે કેટલો તફાવત છે.

The atom, or, as it is commonly called, the substance (al-johar) possesses in itself (johar fard), as the attribute involved in its very essence, the capacity of filling space (Tahayyaz) The substances are of cubical form, and they are all of the same sort. Hence the only real difference among them lies in the fact that each occupies a definite portion of space (Hayyiz ) Besides existance and spatiality, each has likewise a certain range ( Jiha ) or spatial persistance, by means of which others are prevented from usurping its position. Finally the substance have the property of assuming accidents, in virtue of which they are qualitatively determined.

These substances move in empty spaces, and interact by pressure and impact. The proof of this is sought

not merely on deductive lines. but by way of simple experiments. According to the older form of atomism, as set forth by Democritus, NOTHING is no less a fact then SOMETHING and by "nothing" in this case was meant simply empty space. As a result of the infusion of later theories, however, this idea is wholly discarded in Islam, and the states of BEING and NOT-BEING are distinguished as existing in the substance itself. Or in other words, even the non-existent as something known, i. e. distinguished from something else, is possessed of substantiality.

The essence of atom, or substance, is independent of its existance a statement which probably means that such essence might form the content or object of the Divine thought or of human knowledge. The substances are not created by God; He simply brings them into existance, or lets them come forth. When they have attained the status of actual being, they have certain necessary modes of existance (akwan) such as motion and rest, unicn and separation. Other accidents again are contingent, i. e. each several substance may assume an indefinite number and variety of accidents so long as these are not mutually antagonistics.

The substance and the bodies they go to constitute are endowed with duration in time. Their annihilation-the cessation of their existance is possible, but only in their totality, i. e. only if the whole were to pass away at once.

Such, apart from insignificant differences of view, was the theory of the thinkers of Basra school of

thought. The Schoolars of Bagdad differed in many ways. A most comprehensive account of their doctrine is given by Maimonides and it is laigely on his description that the following outline is based.

The entire world of which God is the absolutely free Creator, consists of indivisible substances or atoms, and their accidents. These substances, taken separately, are mere points, they have no magnitued or extension, and are thus imperceptible to sense. They have their hayyiz, or natural position, which however, in contradiction to makan, does not involve quantity or spatial magnitued. Only by aggregation do the infinitesimal substances become spatially extended bodies occupying the tri-dimensional makan. By union or by separation of substances which are all of the same kind-bodies are produced or dissolved. What is true of space holds good also of time. The latter is generated by the combination of points of time or moments (anat) Motion also, like space and time, is discontinuous.

Every individual substance possesses at all times a large number of accidents. Some thinkers even hold that it possesses all possible positive accidents or their oppsites. Negative states, or privations, in fact, are just as truly accidents as positive states. Death as well as life, ignorance no less than knowledge, etc. Life, feeling, thought-in a word, the soul-are quite consistently classed amongst the accidents. Some writers regard the soul as belonging to all the atoms of the body, while others are of opinion that it is composed of finer atoms, or again, that the soul and the mind appertain to only one particular atom in the body.

No accident can subsist for more than an instant, and as the substance is inseparable united with its accidents, the measure of its persistence likewise shrinks to a moment of time. Now, since the entire aggregate of spatial points which constitutes the world can maintain itself only for a moment, it must follow that the world is created a new by God every instant. There is no such thing as causal connexion or natural law, nothing save the arbitrary act of an omnipotent Creator, to whom being and not-being are alike. God creates as many worlds one after another, as He chooses, and when He ceases to create any more, what He then really creates is Nothing.

આ લેખ ઉપરથી જોશો કે મુતઝલ્લીન વીધવાનો વચ્ચે પણ કેટલો મત-ભેદ હતો. મિત્ર ઉમર તમો કહી શકશો કે ફાતેમીઓનો મત કયા મતને મળતો હતો ?

**ઉમર બીન અલી**—તમોએ જે લેખ વાંચ્યો તેમાં અસહાબુલ અદલ વત્ત તોહીદના મત સાથે બીજા મુતકલ્લેમીનના મત પણ શામેલ છે. આપણે એ સંબંધી કોઇ બીજી વખત વાદવિવાદ કરીશું, કારણ કે એ વાદવિવાદ માટે આપણને બારીકીઓમાં ઉતરવું પડશે.

---

## પ્રકરણ ૨૩

## ફાતેમી ઓલાદ. શરીકો. ઇબને તુકેલ. તત્વજ્ઞાન ઉપર વાદ વિવાદ

કેરોમાં આજે તે મીત્રો ફરીથી ભેગા થયા હતા, તેઓએ શરીફ હમુદને ઇદરીસીઓની તવારીખ પુછી, જેના જવાબમાં શરીફ હમુદે જણાવ્યું કેઃ—

**શરીફ હમુદ**—તમો કદાચ જાણતા હશો કે અમારા દાદા ઇદરીસ, કે જેણે મગરીબ તરફ હીજરત કીધી તે, મક્કાથી ફક્ત એક ગુલામ રાશીદને સાથે લઇ ગયા હતા સફર દરમીઆન અસાહબુલ અદલ વત તોહીદ

ઇત્તેકાદના આગેવાનો તરફથી તેમને છુપી મદદ મલતી રહી. મોરાકકો પહોંચતા તેમણે બરબર સરદાર ઇસહાક બીન મહમદની મદદથી **ઇદરીસી સલતનત** સ્થાપી. બની ઉમયયા, જેઓ નામનાજ મુસલમાન હતા, તેઓ જાહેલીરતના ખ્યાલાતોની અસરના સબબ **જબ્બારીઆ મતને** ઉતેજન આપતા હતા. જબ્બારીઆ મતમા સીફાતી ખ્યાલાતો શામેલ થતાં, બની ઉમયયાના ખલીફાઓ **સીફાતીઆ મત** ધરાવવા લાગ્યા. તેઓ ખુદાતઆલાને સીફતો લાગુ પાડતાં, અને કહેતા હતા કે. હરએક ઇનશાન જે કંઇ કરે છે તે નસીબમાં લખાયલું હોય છે તે પ્રમાણે કરે છે. **હુસેન અ. સ**. ના કાતેલોએ જે કીધું તે નસીબમાં લખેલી હતું ને પ્રમાણે થયું. તે સબબ કાતીલો જવાબદાર નથી. બની ઉંમયયાના આખર વખતમાં અને અબાસી ખલીફાઓની શરૂઆતમા, **મુશબ્બાહુા મત** વધનો ગયો. તેઓ અલ્લાહને તશવીહ લગાવતા હતા. ફકત **શીઆએ અહેલે બેત** આવા વીચારોથી પાક હતા. અમારા દાદા **અલી ઇબ્ને અબીતાલીબ** નેહજુલ બલાગ અને બીજા ખુતબાઓમા સાફ સમજાવી ગયા છે કે. અલ્લાહતઆલા કોઇ એવી વસ્તુ નથી કે જેને તશબીહ લગાવીને કે સીફત લગાવીને ઓળખી શકાય અલ્લાહતઆલા ફાએલ ( Primal cause તત્કારણ રૂપ ) છે, પણ તેનો અર્થ એ નથી થતો કે અલ્લાહ હાલ ચાલ કરે છે. અમારા ઇમામ **મહુમદ બાકેર** અને ઇમામ **જાફેર અસ સાદેકે** પણ એજ શીક્ષણ આપ્યું છે. મતલબ કે શીઆએ અહેલે બેત સીફાતીઆઓ અને મુશબ્બહાઓના ખ્યાલાતોથી દુર હતા, તે સબબ નવાસીબ લોકો તેઓને **અહેલુલ ઈત્તેઝાલ** કહેવા લાગ્યા. **વાસીલ બીન અતા** હસન અલ બસરી પાસે અખબાર શીખવાં જતા હતાં. પણ વાસીલ બીન અતાએ હસન અલબસરીના ખ્યાલાતોમાં નુકસાન જોયું, તે સબબ તેનાથી અલગ થઇ ગયા, તે સબબ નાવસિબ લોકોએ અમોને અહેલુલ ઇત્તેઝાલ અથવા મુતઝલ્લી યાને અલગ થઇ જનારાઓ એવું નામ આપ્યું છે. પણ અમો અસહાબુલ અદલ વત તોહીદ છઇએ.

**મિ. એમદન**—મોરાકો અને એ તરફના દેશોમાં શોરફાઓ ઘણા છે. શું તે બધા ઇદરીસી ઓલાદના છે?

**શરીફ હમુદ**—નહી. ઇદરીસના ભાઇ મહુમદ, જે નફસ અઝ ઝકીઆ નામથી મશહુર છે, તેની ઓલાદના શોરફાઓ પણ છે. ઇદરીસી શોરફાઓ અને નફસ અઝ ઝકીઆની ઓલાદ હસની શોરફાઓ કહેવાય છે. તે ઉપ-

રાંત હુસેની ઓલાદના શોરફાઓ પણ ઘણા છે. જેઓ કાદીરી શોરફાઓ કહેવાય છે તેઓ અબ્દુલ કાદર જીલાનીની ઓલાદ છે, કે જેઓ પોતાને અમારા દાદા હસન બિન અલીની ઓલાદ માને છે, પણ અમો તેઓને એ ઓલાદના માનતા નથી. મોરાકકોમાં અમારા દાદા ઈદરીસે (બિન અબ્દુલ્લાહ અલ કામિલ બિન હસન બિન હસન બિન અલી અમિરૂલ મૂઅમેનીન) હિ. સ. ૧૭૨ ઇ. સ. ૭૮૮ માં ઈદરીસી સલતનત સ્થાપી, જે ઇ. સ. ૯૨૨ માં મિકનસા બરબર લોકોના ફસાદના સબબ તૂટી પડી. મગરિબ તે પછી ઇ. સ ૧૦૫૬ માં લમતુના બરબર સરદારો, કે જેઓ અલ મુરાબિતીન કહેવાય છે, તેના હાથમાં ગયું. તમો તેઓને અલ મોરેવિદ કહો છો તે પછી ઇ. સ. ૧૧૩૦ માં મગરિબ ઈબ્ને તુમારતની કોશિશથી મસમુદા બરબર લોકોના હાથમાં આવ્યું, કે જેઓની સલતનત અલ મોહેદ, અથવા મુવાહિદ દીનની સલતનત કહેવાય છે. તે પછી ઇ. સ. ૧૨૬૯ થી બની મરીન અને વતાસા બરબરોની હકુમત કાયમ થઇ. તે પછી ઇ. સ. ૧૫૪૪ થી મહમદ નફસ અઝ ઝકીઆની ઓલાદમાંથી હુસન અલ દાખિલ અને ઝેદાનની ઓલાદના શરીફોની હકુમત કાયમ થઇ, જેઓ હુસની શરીફો અને ફિલાલી શરીફો કહેવાય છે. ફિલાલી શરીફોની હકુમત હજી ત્યાં ચાલે છે. પણ તે નામનીજ છે. મોલાઇ યુસુફ પોતાના મહેલમાંજ મોજ કરે છે, ખરી હકુમત ફ્રેન્ચ લોકોના હાથમાં છે.

ઇબ્ને અહેસાન—ઈબ્ને તુમારત અને તે પછીના મગરિબના સુલતાનો અલ મોહેદ કહેવાય છે તેનું શું કારણ? સાધારણ રીતે તો ફકત બનુ ફાતેમી તોહીદના અહેલ કહેવાય છે.

શરીફ હમુદ—મગરિબમાં [ મોરોકકોમાં ] ઇદરીસી સલતનત મિકનસા બરબરીઓના ફસાદના સબબ તૂટી પડવા લાગી, તે જમાનામાં ટયુનિસમાં અગલબી સલતનતને મહેદી બિલ્લાહે ફતેહ કરી ફાતેમી સલતનતની શરૂઆત કીધી. બરબરોના હાથમાં મગરિબ જવા પછી તે ફાતેમીઓના હાથમાં આવ્યું. ઇ. સ. ૯૬૯ માં ફાતેમી ઈમામ મોઇઝ બિલ્લાહે કેરો શહેર વસાવી તેને પાયતખ્ત બનાવ્યું, અને મગરિબ સનહજા બરબર સરદાર યુસફ બુલુકીનના હાથમા આપ્યું. ફાતેમી ઇમામ મગરિબથી દૂર થતાં ટયુનિસમાં યુસફ સ્વતંત્ર થયો, અલજીઅરસમાં બનૂ હમાદ સ્વતંત્ર થયા, અને મોરાકકોમાં અલ મુરાબિતીન બરબરોની સત્તા થઈ. મગરિબમાં સુન્નત

જમાતના ઈમામ માલિક બિન અનસના વિચારો ફેલાવા લાગ્યા, અને ફાતેમીઓની ફિલસુફી નાશ પામવા લાગી. કલામેશરીફમાં અલ્લાહતઆલાના અરશ વિષે કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એ લેવામાં આવ્યો કે, અલ્લાહનું જીસમ છે, અને તે તખત ઉપર આવીને બેસશે, અથવા બેઠેલા છે. ગોયા બની ઉમય્યાનો જમાનો ફરીથી આવ્યો હતો, લોકો જબર અને સિફતને માનવા લાગ્યા હતા, અને મુશબ્બાહા થઇ ગયા હતા. ઇમામ આમિરના વખતમાં ઈબ્ને તુમારત સિકંદરીઆ અભ્યાસ માટે આવ્યો, ત્યાંથી તે મગરિબ તરફ ગયો, અને અલ મુરાબિતીન સુલતાનોના તજસીમના વિચારો વિરૂધ શિક્ષણ આપવા લાગ્યો. તેને અબ્દુલ મુમિનની મદદ હતી. તે પછી મસમૂદા બરબર કબીલાની મદદથી ઇબ્ને તુમારતે મોરાકકો, અલજીરીઆ વિગેરે ફતેહ કરી નવી સલતનત સ્થાપી, જે મુવાહિદ અથવા અલમોહેદ સલતનત કહેવાય છે. ઈબ્ને તુમાર પછી ગાદી અબ્દુલ મુમિનને મળી, જેણે મુરાબિત સલતનતનો અંત લાવી સ્પેનના કેટલાક ભાગ ઉપર પણ હકૂમત કાયમ કીધી. ઈબ્ને તુમારતે તેના હાથમાં સત્તા આવ્યા પછી પોતાને મહેદી જાહેર કીધો હતો. અબ્દુલ મુમિને પણ સલતનત હાથમાં આવ્યા પછી પોતાને ખલીફ અથવા અમીરૂલ મુઅમેનીન જાહેર કીધો. અબ્દુલ મુમિનના મોત પછી સલતનત અબૂ યાકૂબ યૂસફને મળી, કે જેની દરબારમાં ઇબ્ને તુફેલ આવી રહયો હતો.

**ઈબ્ને અહેસાન—ઈબ્ને તુફેલની** વિરૂધતા વિશે મેં ઘણું સાંભળેલું છે, પણ તે બધું ઉપર ટપકેથી. મહેરબાની કરી તમો એ વિષે કંઇ ખબર આપશો.

**શરીફ હમુદ—ઈબ્ને તુફેલનું** નામ અબૂ બકર મહમદ બિન અબ્દુલ મલિક હતું, અને તેમનો જન્મ સ્પેનમાં ગરેનેડાની નજદીક થયો હતો. સુલતાન અબૂ યાકૂબ યૂસફ ઉપર તેની લાગવગ ઘણીજ હતી, જે સબબ વિદ્વાનોનો ઘણો આસરો મળતો હતો. ઈબ્ને રૂશદ, જે યૂરોપમાં એવરરાસ કહેવાય છે તેને, ઇબ્ને તુફેલની શિફારસથી સુલતાને મદદ આપી, અને હિં સ૦ ૫૭૮ માં સુલતાનના હકીમની જગા આપી. ઇબ્ને તુફેલ તેના કિતાબ હય બિન યકઝાનના સબબ મશહૂર છે.

**ઉમર બિન અલી—એ** એક અજબ કિતાબ છે. જે અસરાર અલ હિકમાં અલ ઇશરાકીયા નામથી પણ ઓળખાય છે. મેં તેનો થોડો અભ્યાસ

કીધો છે. ખુબી એ છે કે, એ હિકમતનો કિતાબ વાર્તાના રૂપમાં લખવામાં આવ્યો છે, કે જેથી તેનો અભ્યાસ સહેલ થઈ પડે. **હય ઈબ્ને યકઝાન**, એટલે કે એક જીવતો અલ્લાહનો બંદો, એક બેટ ઉપર બાળક અવસ્થામાં આવી પડે છે, હરણનું દુધ પી તે મ્હોટો થાતાં તેને તેની નગ્ન હાલતનો ખ્યાલ થાય છે, એટલે ઝાડના પાતરાંઓથી તે પોતાની શરમને ઢાંકે છે, તે પછી ઈનિસાનમાં રહેલી શક્તિઓનો તેને કેવી રીતે અનુભવ મલતો રહે છે, અને એક પછી એક વિચારો કેમ ઉત્પન થાય છે, તે ઘણી સરસ ભાષામાં વર્ણવ્યું છે. ખનીજ, વનસપતી અને જાનવરોનું તેને જ્ઞાન થતાં, તે આકાશ તરફ નજર કરે છે; અને ચાર અરકાન, સિતારાઓ, અને અફ્લાકનું જ્ઞાન મેળવે છે. પછી તે તોહીદ શિખે છે, અને પોતાના નફ્સની તરફ નજર કરે છે, અને મનન કરવા લાગે છે. તે પછી વહયે થએલા મઝહબને માનનાર એક શખસ, જેનું નામ **અસલ** છે, તેની મુલાકાત થાય છે. અસલ હયને પાસેનાં ગામના રાજા સલમાનની મુલાકાત લેવા સમજાવે છે તેને પરિણામે તેઓ સલમાનની મુલાકાત લે છે, કે જેના મઝહબી વિચારો ફક્ત **તનઝીલ** ઉપર આધાર રાખતા હતા. એ રીતે હય જે તાઇદ અને **અનુભવથી** શિખેલો છે, અસલ કે જે **તાવીલ** ઉપર આધાર રાખનાર છે, અને સલમાન કે જે **તનઝીલ** ઉપર આધાર રાખે છે તેઓ વચ્ચે વાદવિવાદ થાય છે, અને **હકીકત** તત્વજ્ઞાનના અભ્યાસમાં તેઓ ઉતરે છે.

**મિ. એમદન**—એ પુસ્તકના જરમન, ડચ, ફ્રેંચ, સ્પેનીશ, અંગરેજી, હિબરૂ વિગેરે ભાષામાં તરજુમાં થયા છે. મેં તેની અંગરેજી ભાષામાં એક નોટ લખી છે તે તમોને વાંચી સંભળાઉ છું.

This philosophy is really that of the neo-platonic scholasticism in its most mystic form. IBN TUFAIL expounds it in a progressive fashion with great skill, by taking the case of a well endowed man with an inclination for speculation, who is placed on an island from childhood, and here discovers philosophy from his sheer force of reason, and step by step constructs the whole Muslim neo-platonic system for himself. This man, as the symbol of reoson, bears the name

HAIY "the living", IBN YAKZAN "son of the wakeful one" i. e. God; at the end of the story SALAMAN and ASAL appear who also have symbolic meaning.

The names HAIY, SALAMAN and Asal or Absal were not new in philosophic literature. AVICENNA had already writen a mystic allegory eutitled HAIY B. YAKZAN, and this work, which was well known in the middle ages, was also imitated by IBN EZRA.

The following is a synopsis of IBN TUFAIL'S romance. The book begins with an introduction which gives an interesting survey of the history of muslim philosophy. In it IBN TUFAIL praises his predecessois, notably IBN SINA (avicanna), IBN BADJDJA, and Al GEAZALI; and gives as the purpose of philosophy, according to the interpretation of the mystic soholastics, the aequisition of union with God, i. e. reaching a state of happiness and clear vision, where truth is no longer obtained by a process of deduction, but is recognised intuitively. Now follows the story of the novel. A boy is born, without a father, on a lonely island, or put on the sea by a princess in neighbouring island, and carried by the current to it. The possibility of spontaneous generation by the farmentation of the earth with moderate heat as fully discussed. A gazelle feeds the boy and becomes his first teacher. when the latter grows up a little, he notices that he is naked and unarmed unlike the animals he meets. He covers himself with leaves, and arms himself with astick, and thus recognises the importance of his hands. He now becomes a hunter, and his arts mako further progress, for example he replaces

the scanty coverings of leaves by an eagle's skin. In the meanwhile the gazelle which had brought him up becomes old and ill, this troubles him and he seeks the cause of the evil. For this purpose he studies himself and thus becomes conscious of his senses. thinking that the evil is in the breast, he has the idea of making an opening in the side of the animal with a sharp stone. by this experiment he becomes acquainted with the heart and lungs; but also he gets his first notion of an invisible thing that has escaped, thing that constitutes individuality more than body. When the body of the gazelle begins to decay HAIY learns from the ravens how to bury it.

By chance he discovers fire dead trees catching fire through the rubbing of the branches; he brings the fire to his dwelling and keeps it going. This discovery induces him to reflect on this visible fire and the animal warmth which he has noticed in living creatures; as a result he dissects other animals. His skill makes further progress; he clothes himself in skins, learns to spin wool and flax, and make needles; swallows show him how to build a house, and he teaches birds of prey to hunt for him, and learns to use eggs of birds and the horns of cattle etc. This part of the novel forms a very interesting and ingeniously arranged encyclopaedia.

His knowledge develops more and more, and becomes philosophy. After Haiy has studied all plants and minerals, and their properties, and the use of limbs in animals, he classifies them into kinds and

species. He divides the bodies into light and heavy. He comes back again to the spirit of life, the seat of which he has traced in the heart, and conceives the idea of an animal and vegetative soul. Bodies seem to him to be forms, out of which come qualities. He now seeks for the elementary substances, and recognises the four elements. While examining earth, he grasps the idea of matter, and concieves of bodies as matter of different extent. Observing that water becomes steam, he discovers the transition of one form from another, and recognises that every new certain must have a cause which produces it. He thus gets the idea of producer of forms in general. This he seeks first in nature, but as all elements are subject to change and destruction, he directs his attention to the heavenly bodies.

HAIY has now reached the age of 28, that is the end of the fourth septenary. Henceforth he begins to reflect on heaven: he asks if it is infinite, which he thinks absurd; he imagines it as spherical, observes the necessity of special spheres for the moon and the planets, and imagines the celestial world as a kind of of vast animal. He understands the necessity for the producer of everything not being a body, the motive power of the world not being included in it; if it is eternal: continuing to develop the conception of God, he deduces his qualities from the consideration of the beings of nature. God seems to him to have free will, to be wise, knowing, merciful, etc. Coming them to his own soul, he decides that it is incorruptible from which he concludes that he ought to find his

happiness in the contemplation of the perfect being. This happiness will be attained by imitating the celestial qualities, that is to say by practicing ascetic morals. HAIY then devotes himself to a life of contepla'ion, which he leads, till the end of his seventh septonary.

Then ASAL, a devout follower of the revealed religion, arrives from a neighbouring island; after the two men have begun to understand one another, revealed religion proves to be at bottom the same as the philosophical belief attained by HAIY. ASAL recognises in the doctrine which the hermit teaches him a transcendent interpretation of his religion and of revealed religions in general. He persuades HAIY to follow him to a neighbouring island, where a king named SALAMAN reigns, whose friend and vizier asal is, in order to expound to him his philosophy. But it is not understood and, after several vain efforts, ASAL and HAIY return together to the desert island to devote themselves to pure contemplation, while people continue to live by images and symbols.

**ઉમર બિન અલી**—મિત્રો, થોડા દિવસ થયાં હું **નાસિર ખુશરોના** પુસ્તકોનો અભ્યાસ કરૂં છૂં તમો જાણતા હશો કે અબૂ મુઇનુદ્દીન નાસિર ખુશરો (જન્મ ઇ. સ. ૧૦૦૪) ઈ. સ. ૧૦૪૭માં કેરો આવ્યા પછી ફાતેમી **ઈમામ મુસતનસિર બિલ્લાની** દરબારમા કેટલાક વરસ રહી, ફાતેમીઓના સિધ્ધાંતને સ્વીકારી, ખુરાસાનના ઇલાકાનો હુજત, નિમાઇ, ત્યાં દાવત માટે જઇ રહયો હતો. તેણે અનેક કિતાબો લખા છે, જેમાં ઝાદુલ મુસફિરીન અને વજહ એ દીન અભ્યાસ કરવા લાયક પુસ્તકો છે. તેની માન્યતા એ છે કે, અલ્લાહતઆલા ઇનસાનના વહેમથી અને વિચાર શકિતથી બાહેર હોવાથી તેને ઓળખી શકાતો નથી, તે ફકત રૂહાની આંખોથી સમજી શકાય

છે. અફ્લાક અને પૃથ્વી અલ્લાહતઆલાએ બનાવી નથી. અલ્લાહતઆલાએ **અકલ કુલ્લી** (પોતાના નૂરમાંથી?) પેદા કીધા. અકલ કુલ્લીમાંથી **નફ્સ કુલ્લી** પેદા થયા. અકલ કુલ્લી અને નફ્સ કુલ્લીના સમાગમથી–સંયોગથી **૯ અફ્લાકની** હસ્તી થઈ, અને એ ૯ અફ્લાકની હરકતથી **ચાર અનાસિર** પેદા થયા. તે પછી અફ્લાક અને અનાસિરની હરકતોના સબબ ખનીજ, વનસ્પતી, હેવાનાત અને ઇનસાન પેદા થયા. **ચાર અનાસીર** એટલે કે આગ, હવા, પાણી અને માટી, એજ આ પૃથ્વીનું અને પૃથ્વી ઉપરની દરેક વસ્તુનું મૂળ છે. **હર એક ફલક**–સિતારામાં અકલ કુલ્લી અને નફ્સ કુલ્લીનું જુઝ છે, અને તેના ચકકર સારી અથવા માંઠી અસર ઉપજાવે છે. **ઇનસાન** નફ્સ જુઝઝી અને ચાર અનાસિરના બનેલા જીસમનો બનેલો છે. **નફ્સ જુઝઝી** જાહેર Substance છે, અને **જીસમ** અરઝ Accident અથવા ઇત્તેફાક છે. જીસમ, જે ચાર અનાસિર અથવા અરકાનનું બનેલું છે તે નાશ પામશે. એટલે કે મોત પછી ચાર તત્વ કે જેનું તે બનેલું છે તે છુટા પડી વીખરાય જશે મિ. એમદન તમે નાસિર ખુશરોના વિચારોનો અભ્યાસ કીધો છે કે?

**મિ. એમદન—** મિસરના ફાતેમીઓ કેરોના કુતબખાનામાં જુદા જુદા ધર્મના પુસ્તકોના તરજુમાં કરાવી તેનો અભ્યાસ અલ અઝહારમાં કરાવતા હતા, તે તપાસવા **નાસિર ખુશરો** ફાતેમી દરબારમાં આવ્યો હતો. ત્યાંથી તે **ફાતેમી ઇમામના હુજત તરીકે** ખુરાસાન જઇ ત્યાં ફાતેમી ફિલસુફી ફેલાવી હતી. ખુરાસાન અને બદકશાનમાં હજી પણ એ સિલસલાના લોકો છે, કે જેઓ **નાસીરીઆ ઇસમાઇલી** કહેવાય છે. તેઓ હાલમાં જે માન્યતા ધરાવે છે તે મુજબ, **અકલ કુલ્લી** અને **નફ્સ કુલ્લી**, જેને અમો Universal Reason અને Uiiveral Soul કહીએ છીએ, તેના સંયોગથી આ સૃષ્ટી ઉત્પન થઇ છે. એ વિચારો **હિંદની ફિલસુફી** સાથે કેટલેક દરજે મલતા આવે છે. હિંદમાં **જયન મત** એ છે કે જીવ અને કર્મ એ બેના સંયોગથી સૃષ્ટીની રચના થઇ છે. જીવ અમર્ત છે, કર્મ મૂર્ત છે. જીવનો નાશ નથી, કર્મનો નાશ છે. એ બેના સંયોગ થવાના સબબ આ માયાનો ચક્ર ફરતો રહેશે. જયન મત મુજબ જાન અથવા આત્મા આનાદી છે, અને અલ્લાહતઆલાએ– પરબ્રહ્મએ સૃષ્ટી રચી નથી. તેઓ પુછે છે કે પરબ્રહ્મને સૃષ્ટી રચવાનૂં પ્રયોજન શું? સ્વભાવ વિગેરે બ્રહ્મગત છે, એટલે તેનો સૃષ્ટી રચવાની પ્રેરણા કરનાર કોઇ નથી. **હિંદીઓનો બીજો પક્ષ માને છે કે,**

સૃષ્ટીની રચના પુરૂષ અને પ્રકૃતીને કારણે છે એ એના સંયોગને લીધે સૃષ્ટીની ઉત્પતી થઇ છે. વેદ વ્યાસ કૃત ઉત્તર મિમાસા અથવા વેદાન્ત શાસ્ત્ર પ્રમાણે એક બ્રમ્હ સત્ય છે, અને જગત મિથ્યા છે, કપિલકૃત સાંખ્ય પ્રમાણે જેવો આત્મા નિત્ય તેવીજ પ્રકૃતિ નિત્ય– સારાંશ પ્રકૃતી પુરૂષ આનાદિ સિદ્ધ છે. જેવો પુરૂષ તેવી છાયા–પ્રકૃતિ, તેથીજ જગતની ઉત્પતી સ્થિતી અને લય ઇત્યાદી થાય છે. કેટલાક મુસલિમ તત્વ જ્ઞાતીઓ એવો મત્ત ધરાવે છે કે જેમ ઇનસાન જાન અને જીસમનો બનેલો છે તેમ આ આખી સૃષ્ટીમાં રૂહ અને માદ્દા સિવાય બીજૂં કંઇજ નથી. માદ્દાના હયુલા અને રૂહનો સંયોગ થતાં હગ્કત ઉત્પન્ન થાય છે, જેને પરિણામે આ સૃષ્ટીની ઉત્પતી થઇ છે. આપણા મિત્ર મુખતાર તે વિષે શું કહે છે? મુખતાર કબ્બાબીર હૂં ધુાંરૂં છૂં કે અનેક ધર્મ એ વાત ઉપર એક મત છે કે જેને અરબ લોકો અલ્લાહુ કહે છે, જેને હિબરૂ લોકોએ ઇલોહીમ અથવા યાહવે કહયો છે, જેને હિંદમાં પરબ્રહ્મા કહેવામાં આવે છે, તેને કોઇ પણ મખલૂકે ઓળખ્યો નથી. ઇનસાન કે જેની જીંદગીની હદ છે, જેની વિચાર શક્તિની હદ છે, જેની તાકત અને જેના કાર્યની હદ છે, તે ઇનસાન પોતાની વિચાર શકિતથી હજારો માઇલ દૂર એક વખત જોએલા કે અનુભવેલા બનાવનો ચિતાર એક પલકારમાં પોતાના મનમાં ચિતારી લઇ શકે છે, પોતાના તર્કને આસમાન અને પાતાળ તરફ સહેજવારમાં ફેરવી લાવે છે તેવા ઇનસાનને નીસ્તીમાંથી હસ્તીમાં લાવનાર કોઇ છે એવૂં માની લેવામાં અવે તો, તે હસ્તીમાં લાવનાર કેટલો પ્રભાવ, કેટલી મહીમાં કે મહત્તા ધરાવતો હશે તેનો અંદાઝ કરવાને પણ આપણે નિર્બળ છઇએ. તો આપણે તેને કેમ જાણી શકિએ? કુરઆનમાં અલ્લાહુને ઓળખાવવા કહેવામાં આવ્યું છે કે 'અલ્લાહો લા એલાહા ઇલ્લા હોવા, અલ હયયો અલ કયયુમ' અલ્લાહને સમજવા માટે વધુ કહેવામાં અવ્યૂં છે કે, 'અલ્લાહને નિર્બળતાના ઝોક કે ઉંઘ નથી,' જે કંઇ આસમાનમાં અને જમીનમાં છે તે બધૂં તેને વાસતે અથવા તેનૂં છે. (જુઓ સુરા બકરની આયત ૨૫૫ કે જે આયતુલ કુરસીના નામથી મશહૂર છે) એજ સૂરાની આયત ૧૧૭માં કહેવામાં આવ્યું છે કે "બદી ઉસ સમાવતે વલ અરધ, વ એઝા કઝા અમરન, ફ ઇન્નમાં યકૂલો, કુન, ફ યકૂન" આ આસમાન અને જમીનની અજાએબાતને હસ્તીમાં લાવનાર તેજ છે, અને જ્યારે તેની કુદરત જાહેર કરવા ચાહે છે ત્યારે થા શબ્દ ઉચ્ચારાય તેટલામાં થાય છે. ખચીત 'અલ્લાહો ખાલેક કુલે શય ઇન વ હોવા અલ

વાહેદ અલ કહહાર' (સુરા રઅધ આયત ૧૬) અલ્લાહતઆલા ફાતેરૂસ સમાવાત વલ અરધ્ધ છે, એટલે કે **આસમાન અને જમીનને** ફિતરતમાં લાવનાર અલ્લાહ છે, કે જેના જેવો બીજો કોઈ નથી (સુરા અસ્શુરા આયત ૧૧) જે કંઈ આપણને દેખાય છે તે હમેશગીનું કે અનંત નથી, જેમકે અલ્લાહતઆલા સુરા અલ અહકાફમાં ત્રીજી આયતમાં જણાવે છે કે "મા ખલકનસ્સમાવાત વલ અરધ્ધ વ મા બયનહોમાં ઇલ્લા બિલ હકકે વ અજલીન મોસમ્મા" સુરા અનામની શરૂમાજ જણાવ્યૂં છે કે, વખાણ તે અલ્લાહના કે જેણે આસમાન અને જમીનને પેદા કીધા, અને નૂર અને ઝોલોમાતને ચાલું કીધા પણ જેઓ નથી જાણતા તેઓ રબનૂં કુફર કરે છે. આયત ૧૦૩-૪ માં જણાવ્યું છે કે **બધી વસ્તુઓનો ખાલીક અલ્લાહ** છે, કે જે તમારો રબ છે, તેના સિવાય બીજો કોઇ ઇલાહ નથી, તમારી સમજશકિત તેને સમજી શકશે નહી, પણ તે પોતે "યુદરેકુલ અબસાર, વ હોવા લતીફુલ ખબીર" છે.

**અલ્લાહતાલા** માનવીની ઓળખવાની શકતિથી બાહેર છે. માનવીને માટે પેદાના કરનાર ગેબુલગુયુબને સમજવાનો રસ્તો કયાં ? જ્યારે મૂસા નબીએ સવાલ પુછયો ત્યારે તેને કહેવામાં આવ્યૂં કે, અલ્લાહતઆલાની ઓળખાણ એજ છે કે "તે છે" અલ્લાહતઆલાના હોવાપણાનો સ્વીકાર કરવા ઉપરાંત તેને બીજી રીતે ઓળખી શકાતો નથી. જુઓ બાઇબલ એક ઝોદસ પ્રકરણ ત્રણ વાકય ૧૩-૧૪.

**મિ૦ એમદન**— એ મત કેટલાક પ્રમાણમાં રીગવેદના શ્લોકમાં જણાવેલા વિચારોને મલતો આવે છે. રિગવેદનો મિ૦ ગ્રીફીથે તરજુમો કર્યો છે, તેમાં ૧૦-૧૨૯ શ્લોકમાં આગલા જમાનાનો એક કવી વિચારોના વમળમાં જણાવે છે કે જ્યારે હસ્તી પણ ન હતી, અને નિસ્તી પણ ન હતી, વાતાવરણ પણ ન હતૂં, અને આકાશ પણ ન હતું તે વખતે હોવાને ધરનાર કે આવરણ-ઢાકણ શું હતૂં ? શું ફકત અગાધ ઉંડા અને વિશાળ પાણી હતાં ? તે વખત મોત પણ ન હતૂં અને અમરપણું પણ ન હતૂં સૂર્ય પણ ન હતો કે જે રાત્રી અને દિવસને એક બીજાથી જુદા પાડી શકે, ત્યારે ફકત તે હતો કે જે પોતામાજ સ્વસ્થ હતો, તેનાથી જુદૂ અથવા તેના સિવાય બીજૂ કંઇ, કોઇ ન હતૂં. એ કવી જણાવે છે કે વિચારવંત અને પ્રેણાંવાળા માણસોએ તેઓના મનમા શોધી કહાડયૂં કે હસ્તીનૂં અંકુર

અનાદીસિધ્ધમાં મોજૂદ હતૂં પણ હસ્તીનૂં સ્વરૂપ પહેલાં કેમ પ્રગટ થયૂં તે કોણ કહી શકે?

There was neither existence, nor non-existence.
The kindom of air, nor the sky beyond.
What was there to contain, to cover in–
What it but vast, unfathomed depths of water?
There was no death there, nore Immortality.
No sun was there, dividing day from night.
Then was there only THAT resting within itself.
Apart from it, there was not anything.
At first within the darkness veiled in darkness.
Chaos anknowable, the all lay hid.
Till straightway from the formless void made manifest.
By the great power of heat, was born that germ
Rigveda X 129 Griffthe trans.

The poet gces on to say that wise men had discovered in their hearts that the germ of Being existed in Not Being. But who could tell how Being first originated?

પણ ગ્રીક અને હિંદના તત્વજ્ઞાનીઓમાના એનેક વિદ્વાનો પ્રાચીન માન્યતાને આધાર કહે છે કે હસ્તીની રચના આત્મા અને પ્રકૃતિ, રૂહ અને માદા, Spirit and matter, નુર અને ઝુલ્મા‌ત વીગેરે નામોથી ઓળખવામાં આવતી બે હસ્તી, કે જે નીત્ય છે, તેના જોડાણથી થઇ છે.

મુખતાર કબાબી—સુરાઅનામની પહેલી આયતમાં નુર અને ઝોલેમાત વિશે મજુસી લોકોની માન્યતા જુઠી છે તે જણાવ્યું છે. મજુસી લોકો માને છે કે આ ખલકત બે જાતની તાકતને પરિણામે હસ્તીમાં આવી છે, જે બે તાકાત અનંત અને અનાદી—સરૂમદી છે અબદી અને અઝલી છે. અલ્લાહતઆલા સૂરા અનામની એ આયતમાં સમજાવે છે કે, ઝોલમાતને અને નુરને ચાલૂ કરનાર અલ્લાહ છે, રાત અને દીવસની હસ્તી કરનાર અલ્લાહ છે, તે સબબ ઝુલ્મા‌ત અને નૂર અનાદીસિધ્ધિ નથી,

અને તેઓને અનાદી સમજવું એ અલ્લાહતઆલાની બરોબરીઆ ઉભા કરવા જેવૂં છે. એ આયતનો અર્થ "વખાણ તે અલ્લાહતઆલાને કે જેણે આસમાન અને જમીન પેદા કીધાં, અને ઝુલમાત અને નૂરને ચાલુ કીધાં, પણ જેઓ પોતાના રબનૂં કુફ્ર કરે છે તેઓ તેના બરોબરીઆ ઉભા કરે છે." કેટલાક કહે છે કે આ ખલકત પેદા થઇ તે અલ્લાહુતઆલાનો ઇરાદો ન હતો, એતો ફક્ત ઇત્તેફાક છે, અંધ છે. આવી માન્યતા પણ સ્વીકારી શકાય નહી. એ માન્યતાનો અર્થ—એ થાય છે કે, અલ્લાહતઆલાનો ઇરાદો અથવા અમર ન હતો, અને આ બધૂં આલમ તેના ઇરાદા વગર ઉત્પન્ન થયૂ. જો તેમ હોય તો અલ્લાહતઆલાને પણ હદ લાગૂ પડે છે, કે તેણે જે ધારયૂં ન હતૂં તે થયૂં એટલે તેની સત્તાની બાહેર કામ થયું પણ અલ્લાહતઆલા બધી હદની બાહેર છે. તે મહેદૂદ નથી, ગેર મહેદૂદ છે. જે જે રચના આપણી નજરે પડે છે, અને જે રચનાને આપણી જીસમાની આંખો જોઇ શકતી નથી, તે બધી રચનાનો રચનાર ફકત એકજ અલ્લાહત-આલા છે; અને જે થયૂં, થાય છે, અને થશે તે બધૂં તેની કુદરતથી, તેના ઇરાદાથી અને તેના અમરથી થાય છે. અલ્લાહુતઆલા સૂરા અલ રઅદ (૧૩ માં સિપારામાં) બયાન કરે છે તે જુઓ. ૧લીથી ૧૫ આયતોમાં સામાન્ય વર્ણન કરી, અલ્લાહતઆલાની કુદરતની મહીમાં બતાવ્યા પછી, ૧૬ મી આયતમાં સવાલ પૂછે છે કે, આકાશ અને જમીનના રબ કોણ છે? પછી જવાબ શીખવે છે કે, આ બધુએ અલ્લાહતઆલાએ પેદા કીધૂં છે. સૂરા બની ઇસરાઇલની આયત ૧૧૧ માં જણાવ્યૂં છે કે, અલ્લાહનો કોઇ બેટો નથી, ન કોઇ ભાગીદાર છે, તેમજ કોઇ મદદગાર પણ નથી. સુરા ફાતિરની પહેલી આયત જુઓ, અને 'ફાતેરિસ્સમાવાત વલ અરધ'ની કુદરત-ની વખાણ કરો. પછી આવો ૪૦ મી આયત તરફ, તેમાં જણાવ્યું છે કે, અલ્લાહતઆલાની દૂન જેઓને અલ્લાહના મદદગાર, કે આ રચના પેદા કરવામાં શરીક, તરીકે જેઓને તમો માનો છો તેઓએ આ ધરતીનો કયો ભાગ બનાવ્યો છે? અથવા આસમાનની રચનામાં તેઓ કેવી રીતે ભાગ લેનાર થયા તે બતાવી આપો! સૂરા અઝ ઝુમરની ૬૨ મી આય-તમાં જણાવ્યૂં છે કે અલ્લાહ કુલ શયનો—બધીએ વસ્તૂનો ખાલિક છે સૂરા મુમિનની ૬૨ મી આયતમાં જણાવ્યૂં છે કે, અલ્લાહ રાત અને દીવસને પેદાનો કરનાર છે, તે તમારો રબ છે, કે જે બધીએ વસ્તૂઓને હસ્તીમાં લાવનાર છે. સુરા બકરની ૧૬૪ મી આયતમાં કુદરતની રચનાઓનૂં અલંકારિક

વર્ણન કરવા પછી આયત ૧૬૫ માં કહેવામાં આવ્યું છે કે, કેટલાક ઇનસાન એવા છે કે જે અલ્લાહના દૂન બંદગી માટે જુદા જુદા સાધનો લે છે; કેટલાક મુર્તીઓને, કેટલાક ગુરૂઓને, કેટલાક સત્તાધિકારીઓને, કેટલાક કહેવાતા દેવો, પીરો, વિગેરે સાધનો લઇ તેઓને મહોબત કરે છે. સુરા અલ બરાતની આયત ૩૧ જણાવે છે કે, કેટલાકો પોતાના ધર્મ ગુરૂઓને અને કેટલાકો તપયાઓ કે પરહેઝગારોને અલ્લાહની દૂન પોતાના રબ માને છે. સુરા અઝ ઝુમરની ત્રીજી આયતમાં જણાવ્યું છે કે, આ બધાઓ એવું કહે છે કે, અમો તેઓને એટલા માટે ઓલિઆ માનીએ છીએ કે તેઓ અમને અલ્લાહની નજદીક લઇ જનારા છે. આ બત્રૂ જુઠું છે, ખાલિસ દીન અને ખાલિસ તાએદારી ફકત અલ્લાહ માટે છે. બીજા કોઇ માટે નથી.

અલ્લાહુતઆલાની તોહીદનો એ રીતનો ઇકરાર કરયા પછી, અલ્લાહની કુદરતની રચનામાં નજર કરી, તે રચનાના નિયમો ઇનસાનની તાકતના પ્રમાણમાં તપાસવાની ફરજ અલ્લાહએ આપણા સીર ઉપર મૂકી છે. કુરઆનશરીફમાં જગેજગે એ કુદરત કામેલા તરફ ઇશારા કરી કહેવામાં આવ્યું છે કે, તેમાં નજર કરો ! નજર કરો ! સુરા અલ રઅદ ની ૨–૪ આયતો જુઓ. સુરા અલ મુલક જે ૨૯ માં સિપારામાં છે તે જુઓ અલ્લાહતઆલાની કુદરત તેની કારીગરી, તેમાં જોવામાં આવતી ભિન્નતા, અને એ ભિન્નતામા નજરે પડતી કુદરતના નિયમોની સમાનતાનૂં વધૂ સરસ વર્ણન તમોને કદાચજ બીજે કોઇ ઠેકાણે મલશે. તેમાં પૂછ્યૂં છે કે "મા તરા ફી ખલકિર રહમાને મિન તફાવોતે ?" શૂં તમોને રહેમાનની ખલકતમાં તફાવત, અયોગ્યતા, અચૂકતા નજરે આવે છે ? જુઓ, ફરીથી જુઓ, શૂં કંઇ ફિતૂર, અવ્યવસ્થા, બે તરતીબ જોવામાં આવે છે ? નહીં ખચીત નહીં. અને તેજ અલ્લાહનૂં અદલ છે કે કુદરતના તમામ કાનૂનોમાં સમાનતા છે. માત્ર આપણે તેને પૂરી રીતે જાણતા નથી. "ફ અકિમ વજહકા લિદદીને હનીફા, ફિતરતિલ્લાહિલ લતી ફતરન નાસ અલેહા લા તબદીલા લે ખલકિલ્લાહે, ઝાલેકા દીનુલ કયયુંમ વ લાકીન અકસરન નાસે લા યાઅલમૂન " સુરા રૂમ આયત ૩૦. ઇસલામ કુદરતી નીયમોની શોધ કરી તે મુજબ ચાલવાના હુકમ કરનારૂ કુદરતી મઝહબ છે.

કુદરતની નિયમોની શોધ કરતાં, તપાસ કરતાં, વિદ્વાનો જણાવે છે કે, કેટલીક એવી તાકતો નજરે પડે છે કે, જેને હસ્તીની શરૂઆતની

તાકતો કહી શકાય. એ તાકતોને સમજવા માટે, અને તેની હસ્તીની શરૂઆત સમજવા માટે, ઘણાં ઉંડા અભ્યાસમાં ઉતરવાની જરૂર છે. આગલા જમાનામાં થઇ ગએલા વિદ્વાનો, અને ઈલાહી તાઈદવાલા તત્વજ્ઞાનીઓના વિચારો અને લખાણો તપાસવાની પણ જરૂર છે.

**કેરોમાં ઈબને અહેસાન**ના દિવસો એવા વાદવિવાદમાં જવા લાગ્યા. તેને અવાર નવાર ગાલિબ ખાનમ યાદ આવતી હતી, અને તેણીને મેળવવા કેવા ઉપાયો લેવા તે, તે વિચારતો હતો. એવી હાલતમાં તે હતો તે દરમિઆન તેને બેરૂતની અખબારો અને તેના મિત્ર લતીફ બેનો પત્ર મળ્યો, જે વાંચી ઇબને અહેસાનના હોંશ કોશ ઉડી ગયા. તેના મન ઉપર અંધકાર છવાઈ રહયો, અને જાણે તેનો જાન તેને છોડી ગયો હોય તેવું તેને લાગ્યું. તે લતીફ બેનો કાગલ અને અખબારમાની ખબરો અવારનવાર વાંચતો, ઘડીકમાં વિચારોના અંધકારમાં પડી જતો, અને ઘડીકમાં તે અખબારને ભૂલભરેલી સમજી લેતો. શું તેની સાથે દગલબાજી થઇ હતી? અલ હુસામ કે જેને તે તેનો રૂહાની પિતા માનતો હતો તેણે તેની સાથે દગલબાજી કરી હતી? શું સ્યાણી ગાલિબ ઇબને અહેસાન જેવા જોડીઆને, મુકી જેની ત્રણ સ્ત્રી છે તેવા, તેણીના બાપની ઉમરનાને પરણવા તઇયાર થઇ ગઇ હતી! પરણી હતી? તેમ થયું હોય તો શું કરવું?

—— × ——

# પ્રકરણ ૨૪ મુ.

## ગાલિબની શાદી ઇબને અહેસાન સાથે દગલબાઝી હતી?

ઈબને અહેસાન સીરીઆથી મીસર જવા રવાના થયો તે વખત તેના મિત્ર લતીફબેને તે મલી શકયો ન હતો. પણ સ્ટીમર ઉપર તેણે કાગલ લખી બેરૂત બંદર સ્ટીમર પહોંચતાં ટપાલમાં નાંખ્યો, અને લતીફબેને ખબર આપી. ઇબને અહેસાન અને લતીફબે વચ્ચે ગાઢી મિત્રાચારી હતી, અને તેઓ વચ્ચે પત્ર વહેવાર ચાલુ હતો.

**લતીફબેને** બેરૂતમાં ગાલિબ ખાનમની શાદીની ખબર મલતાં તે અજબ થયો. ગાલિબ અલ હુસામ સાથે શાદી કરે એ તેને મનથી નજ બની શકે તેવી વાત હતી. ગાલિબ અલ હુસામ સાથે શાદી કરી, તે

ખબર બૈરૂતની અખબારોમાં પ્રગટ થઇ ત્યારે લતીફબેની અજાયબીનો પાર રહ્યો નહીં. એ અખબાર ફેલાતાં તેને દરેક તરફથી જુદું જુદું રૂપ આપવામાં આવ્યું. ખાનગી ચરચા ચલાવનારાઓએ એ બનાવને વધારે રસદાર બનાવવા અલ હુસામ અને ગાલિબ વચ્ચે લેલા મજનૂન જેવી મહોબત હોવાની વાતો ફેલાવી. કેટલાકોએ જણાવ્યું કે ફિસાદ સ્વભાવની સાહસી ખાનમે હુજતની સામે બની રહેવા માટે એ કામ કર્યું હતું, કેટલાકો બધો ઠપકો અમીર મુખલિસના ભોળપણ ઉપર મૂકતા હતા. કેટલાકો કહેતા હતા કે અમીર જલીલને નીચો પાડવા માટેજ અલ હુસામે ચાલાકી કરી હતી, જ્યારે એવાઓ પણ હતા કે જેઓ ધારતા હતા કે ગાલિબે અલ હુસામને ઠેકાણે લાવવા અને કરમતી કોમની તરક્કીમાં અલ હુસામ જે અટકાવ નાંખી રહ્યો હતો તે દૂર કરવા ગાલિબ ખાનમે આ સાહસ કરયૂં હતૂં.

અમીર મુખલિસના મનની દશા પણ વિચિત્ર હતી. તેણે પોતાના પિતાને પૂછવા કે સલાહ કરવા વગર પગલૂ ભરયું તે માટે પસ્તાવો કરવા લાગ્યો હતો. દાઈ અબુ મોહુરરિક તેની ઉપર જે ધાર્મિક કાબૂ ધરાવતો હતો તેને તાબે થઇ હુજત સાથે ભત્રીજીને પરણાવી આપવામાં તેણે જન્નતની ચાવી મેલવવા જેવું માન્યૂં હતૂં; પણ ગાલિબ અને અલ હુસામ વચ્ચે ઉમરનો તફાવત, અલ હુસામની ત્રણ સ્ત્રી ઉપર ચોથી આપવામાં રહેલો જોખમ, વિગેરેનો વિચાર આવતાં તે ધારવા લાગ્યો હતો કે તેના પિતાને પૂછ્યા વગર તેણે જે પગલૂં ભરયું હતૂં તેમાં તેણે ભૂલ કરી હતી.

ગાલિબ ખાનમના અલ હુસામ સાથે નિકાહ થવાની વાત હાલુલ મહાલમાં જાહેરમાં આવી કે તરત જબરેલ તરફ તાર ગયા, અને અમીર જલીલને થએલી દગલબાજીની ખબર મલી, પણ એ શ્યાણા અમીરે બની ગએલા બનાવ ઉપર શાંતી અને ચુપકીદી પકડવામાં ડહાપણ ધાર્યૂં.

લતીફબેને આ વાતો જુદા જુદા રંગમાં રંગાએલી પહોચતાં તેણે ખરી હકીકત મેળવવા કોશિસ કરી. તેણે બે દીવસ અહીં તહીંથી સાર મેળવવા પછી ઇબ્ને અહેસાનને કાગળ લખ્યો, જેમાં બીજી બાબતો સાથે તેણે લખ્યૂં કે :—

"વહાલા મિત્ર, તમે ગાલિબખાનમમાં જે ઉમેદ રાખતા હતા તે બેશક ખોટી ઠરી છે, કેમકે ગાલિબ તો આજે ત્રણ દીવસ થયા અલ હુસામ સાથે નિકાહ કરી તેની સ્ત્રી થઇ છે. નિકાહ પછી તેણી બે રાત હાલુલ મહાલ

અફાફના ગુજારી મીના અવી છે, અને તઈયારી કરી એ ચાર દીવસમાં તેણી હાલુલ મહાલ જઈ રહેશે. ગાલિબની શાદી બાબત અહીં ઘણી ગપ ચાલી રહી છે, પણ તેણીના કાકા મુખલિસે હાલુલ મહાલમાં નિકાહ પઢી આપા, એ વાત ચોકસ છે. કહે છે કે અમીર અલ હુસામે તેણીને થોડો વખત પહેલાં હાલુલ મહાલમાં જોઈ ત્યારથીજ તેણીને મનાવી લીધી હતી. તે પછી તેઓ વચ્ચે ખાનગી મુલાકાતો થતી રહી હતી, અને ભેટ સોગાદો પણ આપ લે થતી હતી. પણ તે એવી છુપી રીતે કે તેણીની મા સાહરા ખાનમ સિવાય બીજા કોઇ પણ કુટુંબીને ખબર થઇ ન હતી.

હૂં એક હફતા પછી સિકંદરિઆ આવવાનો છૂ, તે પ્રસંગે તમને ફેરો આવી મલીશ, અથવા બની શકે તો તમો મને સિકંદરીઆ આવી મલશો તો વધૂ ખબર આપીશ."

ઇબ્ને અહેસાનને કાગલ મળતાં તેના હોશકોશ ઉડી ગયા. તેણે મહીનાઓ સુધી બાંધેલા હવાઇ કિલ્લાઓ એક પળમાં તૂટી પડેલા જણાયા. તેને લાગ્યૂં કે તેના જેવો કમનસીબ આ દુન્યામાં બીજો કોઇ નહી હોય. તેનું ખાનદાન કમ નસીબીમાં આવી પડ્યૂં હતૂં, અને ઇમાનદારી અને મોઅતબરી છતાં ફકત દોલત ન હોવાથી હલકા ગણવા લાગ્યા હતા. દોલતની કમનસીબીને લીધે તેને નોકરી કરવી પડતી હતી, અને એજ કમનસિબીને લીધે ગાલિબ પણ તેના હાથમાંથી ગઇ. જો તેની પાસે દોલત હોત તો ગાલિબ ખાનમ તેના જેવાને મૂકી અલ હુસામને પસંદ કરતે નહીં. હાલુલ મહાલની તે અણચીંતી મુલાકાત વખતે અલ હુસામે ગાલિબને જોઇ હતી, તે દિવસે, તે મુલાકાતે તેના મનમાં જે વિચારો ઉત્પન કીધા હતા, તેને તે વખત તેનું મન જે ચેતવણી આપી રહયું હતું, તે ઉપર શા માટે તેણે અમલ કીધો નહીં! તેને તે વખત લાગ્યું કે, અલ હુસામને ગાલિબનો મોહ લાગ્યો હોય તો, અલ હુસામ તેણીને હાથ કરવા ગમે તે ઇલાજ લેશે. પણ અલ હુસામને ત્રણ સ્ત્રીઓ હતી, એટલે તે ચોથી સ્ત્રી કરે નહીં. શું તેની ત્રણ સ્ત્રીઓમાંથી એકાદ અચાનક મરણ પામી હતી? આગળ એવું થયું હતું કે અલ હુસામને નવી પરણવાની ખ્વાહેશ થઇ આવતાં એકાદીને તલાક મલતી, અથવા એકાદ મરણ પામતી. અલ હુસામના વિરૂધીઓ તે માટે અલ હુસામ ઉપર આક્ષેપ મૂકતા હતા. શું તે તોહમત ખરૂં હતું? તેને તે વખત લાગ્યું હતું કે, અલ હુસામ ઇમાનુઝઝમાનનો ખરો હુજત અને સાચો સેવક હોવાથી, અને તાસીસના મરતબાના સાહેબ તરીકે

રૂહાની તાકત ધરાવનો હોવાથી, તેમની ઇચ્છા પૂરી થવા માટે તે બધું એજાઝથી થતું હતું. તે જઝીરાની દાવતનો સાહેબ અને માલિક અને મોલ્લા હતો, તેના ફએલ્લ હિકમતથી ભરેલા અને સાધારણ માણસોની સમજની બાહેર હતાં. ઇબને અહેસાનને તે વખત લાગ્યું હતું કે, હુજત નેહાર તરીકે આ દુનયામાં અલ્લાહતઆલ્લાનો એલચી, અને ઇમામિઝઝમાનનો નાએબ અલ હુસામ હતો. એટલે હકીકતમાં અલ હુસામ આ દુનયામાં અલ્લાહતઆલ્લાનો નાએબ અને એલચી હતો, બલકે ખરેખુદ આ દુનયાનો અલ હુસામ અલ્લાહુ હતો કરમતી લોકોનો જમહુર આવી માન્યતા તરફ વળેલો હતો, અને બીજાઓને તેવી માન્યતા ધરાવતા જોઇ ઇબને અહેસાન પણ તે વખત કંઇક આનાકાની સાથે તેવું માની લેતો હતો, અને અલ હુસામને તે પોતાનો રૂહાની પિતા માનતો હતો. પણ ગાલિબ, તેની બેટી, તેના સાચા સેવક અને મુરીદની ભવીષ્યની થનારી સ્ત્રીને તેણે પોતાની સ્ત્રી શા માટે કરી લીધી, શ્યાણી ગાલિબને તેણે કેવી રીતે મનાવી? અલ હુસામ પાસે તેણે પોતે ગાલિબ સંબંધી વાત કરી હતી, અને મદદ માગી હતી, એટલે અલ હુસામને ખબર તો હતીજ કે ઇબને અહેસાન તેણીને ચાહતો હતો, અને તેણીને પોતાની સ્ત્રી કરવા તલપી રહયો હતો. એવું જાણવા છતાં તે, કે જે રૂહાની પિતા ગણાતો, તેણે તેના રૂહાની ફરઝંદની જીંદગી બરબાદ કરી હતી. ઇબને અહેસાનને હવે લાગ્યું કે તેને હલબ મોકલાવી આપવામાં, અને તે પછી મિસર તરફ ધકેલી દેવામાં ભેદ સમાએલો હતો, અને એવી રીતે તેને અહીં તહીં ધકેલી દેવામાં અબુ રિઝામ શામેલ થયો હતો. પણ અબૂ રિઝામ શું કરે? તેને અલ હુસામની લુચ્ચાઇની ખબર ન હોય, અને તે સબબ અલ હુસામના હુકમ મુજબ તેણે ઇબને અહેસાનને કહયું તેમાં અબૂ રિઝામનો શું કસુર? શું અબૂ રિઝામ ઇબને અહેસાનને ગાલિબ મેળવી આપવામાં મદદ કરતો ન હતો? એ ભલા દાઇ અને રફીકનો તેમાં કસુર ન હતો, પણ અલ હુસામે પોતેજ ગાલિબ ઉપર મોહી પડી સાહરા ખાનમને સમજાવી લીધી હતી. તે જાણતો હતો કે સાહરા ખાનમ અલ હુસામનો પડતો બોલ ઉચકવા વગર રહે નહી. સાહરા ખાનમ ઘરડી ન હતી, તેણી અલ હુસામની સ્ત્રી થવા વધૂ લાયક હતી, તેણીના મરણ પામેલા ધણી અને અલ હુસામ એકજ ઉમરના અને મિત્રો હતા. અલ હુસામ તેના મરણ પામેલા મિત્રની છોકરી સાથે પરણે તે કરતાં તેની વિધવા સાથે પરણે એ અલ હુસામ માટે બહેતર

હતું. ગાલિબ તો હજી છોકરી, અને અલ હુસામની દિકરી જેવડી હતી. એ સંસાર કેમ અને કેટલો વખત નિભશે? ગાલિબ આ શાદીથી સુખી થશે કે દુઃખી? ગાલિબ સુખી થાય એવું ઇબને અહેસાન ઇચ્છતો હતો, પણ અલ હુસામ સાથે તે કેમ સુખી થશે. અલ હુસામે ઠગાઇ કરી હતી એ દેખીતું હતું. બલકે અલ હુસામના બધા દાવાઓ પણ ઠગાઇ ભરેલા હતા. ઇમામુઝઝમાનના નામને હથીઆર બનાવી પોતાને હુજત નેહાર અને તાસીસીના મરતબાના સાહેબ મનાવી, લોકોને ખોટે રસતે દોરવી, તે પોતાનો સ્વાર્થ સાધતો ફરતો હતો. શેખ તકી જેવા નેક અને પરહેઝગાર શખસ ઉપર હુમલો કરાવી, તેના અહેલની ઇજત લઇ, તે બુઝુરગ આલિમને દુઃખી કરનાર અલ હુસામ પોતેજ હોવો જોઇએ. તેનો માતેલો દાઇ અબ્દુલ એદાદ જે શરારત કરતો હતો તે અલ હુસામની મરજી વિરૂધ તો કરી શકેજ નહી. બનું મોહસિન ઉપર જે કહેર વરસાવતો હતો તે પણ શું ગેર ઇનસાફ ન હતો? આ જુલમો અને આવા ગેરઇનસાફ ઉપરાંત, પોતાના મુરીદની મરજી જાણવા પછી, તેની થનારી સ્ત્રીને ભોળવી લેનાર શું રૂહાની તાકત ધરાવતો હશે? શું મુશરરાના વિચારો ખરા નથી? શું આવા ફિરકાઓ ઉત્પન કરનાર, અને મુસલિમોને ખોટે રસ્તે લગાડનાર સ્વાર્થી ધર્મ ગુરૂઓજ જવાબદાર નથી? કોઇએ ગપ ફેલાવી છે કે, ઇમામ પડદામાં છે. તેનો હું પોતે હુજત છું, બીજાએ બાબ હોવાનો દાવો કીધો છે. આ દાવાદારો પાસે તેઓના દાવાના ટેકામાં ઇમામ તરફના દસતાવેજ કે પુરાવા છે? તેને હવે લાગ્યું કે દરૂઝ ફિરકો અને કરમતી ફિરકો જેઓને બાબ અને હુજત માની બેઠા છે તે જૂઠા દાવાદારોજ હોવા જોઇએ. તેને તેના મિત્ર ઉમરે જણાવ્યું હતું કે, કરમતીઓ અવાર નવાર મિસરના ફાતેમી ઇમામો સાથે લડતા રહયા હતા તે શું બતાવે છે? જેઓ કરમતીઓ બાબ હોવાનો અને હુજત હોવાનો દાવો કરી ગયા છે તેઓ જો ખરેખર ફાતેમી ઇમામના સેવકો હોત તો, ફાતેમી ઇમામો વિરૂધ લડાઇઓ શા માટે કરતે? કરમતીઓ ઈમામોને જુદા રૂપમાં માને છે, દરૂઝ લોકો જુદા રૂપમાં માને છે, એ બતાવે છે કે તેઓએ ફાતેમી ઇમામોના શિક્ષણનો અને સિધ્ધાંતનો અભ્યાસજ કીધો નથી. ફાતેમી ઈમામની તવારીખ અને તેઓની ફિલસુફીનો બરોબર અભ્યાસ કરવો જોઇએ. અને આ થઇ બેઠેલા હુજતનો તેમની સાથે કેટલો સંબંધ છે તે પણ તપાસવું જોઇએ, ગાલીબ તો હવે હાથથી ગઇ. તેણીનો વિચાર કરવો નકામો છે. તેણી હવે

સુખી થાય એવી તેણે દુવા માગવી જોઇએ. બીજું શું થઇ શકે ? પણ હવે તે અલ હુસામની નોકરીમાં રહી શકે કે ? જો નોકરીમાં રહે તો કદાચ ગાલિબને મલવાનો તેને પ્રસંગ આવે અને તેવી મુલાકાત વખતે ? તેણી હાલુલ મહાલમાં જઇ રહેશે એવું લતીફ એએ લખ્યું છે, પણ ત્યારે ફાતેમાં ખાનમ કયાં રહેશે ? ફાતેમા ખાનમ ! તેણીએ શું ગાલિબને તેને માટે સમજાવી ન હતી ? ફાતેમાં ખાનમે પણ શું ઇબને અહેસાન જેવા એક ગરીબ સાથે દગલબાજી રમવામા ખોટું માન્યું નહી ? પણ ફાતેમાં ખાનમ દગલબાજી કેમ રમે ! ખરેખર તેણી તો એવું ઇચ્છતી હતી કે, અલ હુસામ ગાલિબને જોય નહી તેણી ઘણી આતુર હતી કે ગાલિબ હાલુલ મહાલ આવે તે વખત અલ હુસામ ત્યાં ન હોય શું તેણીના ચહેરા ઉપર એ અંદેશો નજરે પડતો ન હતો. ખચિત તેણીને એ વાતની ઘણી બિહક હતી કે, અલ હુસામ ગાલિબને જોય અહી, નહીતો અલ હુસામનું મન વહી જતાં વાર લાગશે નહી, અને તેણીની એ બીહક સાચીજ પડેલી સાબીત થઇ છે. હવે ફાતેમાં ખાનમ કયા રહેશે, શું તેણી પણ હાલુલ મહાલજ રહેશે ? તેણીને આ વાતથી ઘણું દુઃખ થતું હશે કોઇ પણ રીતે તેણીને મલીને આ બધું કેમ થયું તે જાણવું તો જોઇએ.

આવા આવા વિચારોમાં ઇબને અહેસાન બેબાકળો લતીફએને મલવાની રાહ જોઇ કેરોમાંજ રહયો. એક હફતા પછી લતીફએ સિકંદરીઆ આવ્યો ત્યાં એક બે દીવસ તેના ધંધાને અર્થે રહી તે કેરો આવી પહોચ્યો, અને ઇબને અહેસાનને મલ્યો. તેઓ વચ્ચે જે વાત થઇ તેનો ટુંક સાર નીચે પ્રમાણેઃ—

**લતીફએ**—એ નકકી છે કે આ શાદીની ગોઠવણ થઇ છે તેની ખબર પણ અમીર જલીલને ન હતી. તેઓ આ શાદીથી નારાજ છે. પણ હવે થાય શું ? તમે જાણતાજ હશો કે અમીર જલીલ અને અમીર અરસલ ઘણા આગળ વધેલા ખ્યાલના છે. તેઓની કોશિશ હમેશાં એજ રહી છે કે કરમતીઓને કેળવણી આપી બીજી આગળ વધેલી કોમોની હરોળમાં લાવવા કે જેથી તેઓ સલતનતના કારોબારમાં, તેમજ સંસાર વ્યવહાર અને વેપાર હુનરમાં, આગળ વધેલી કોમ તરીકે જીંદગી ગુજારતા થાય. તેઓ કરમતીઓમાં દીની અને દુનયવી કેળવણી વધેલી જોવા આતુર હોવાથી હમેશા તેવા ખાતાઓ સ્થાપવામાં કે એવા ખાતાઓને મદદ કરવામાં આગેવાન હિસ્સો લેતા રહયા છે. આ બધું અલ હુસામને પસંદ નથી, જેથી તે

કરમતીઓમાં અમીર જલીલના કુટુંબની વિરૂધ લાગણી પેદા કરવાની કોશિશ કરતો રહયો હતો. એ કારણને લીધે અમીર અલ હુસામ અને અમીર જલીલ વચ્ચે અંદરખાને ઘણું ઘસાનું ચાલતું હતું. એ કારણને લીધેજ ગાલિબ ખાનમ અને તેની માને હાથમાં લઇ શાદીનો બંદોબસ્ત ખાનગી રીતે કરવામાં આવ્યો હતો. પણ વહાલા મિત્ર જે થયું તે સારૂજ થયું છે. ગાલિબ તમારી સાથે શાદી કરતે નહી તે અમીરજાદી અને ખરચાલૂં સ્વભાવની હોવાથી તમારી સાથે સંબંધ જોડાતે તો પણ સુખી નિવડતે નહી. અમીર અલ હુસામે તેણીને હાલુલ મહાલમાં રાખી છે, અને તેણીની મરજી મુજબ શાહી ખરચ તેણી કરી શકે છે. તેણી જવાન છે, ઉમંગી છે, અને મહોટા કુટુંબમાં રહેલી હોવાથી છુટા હાથની પણ છે. તમારી તેણી તરફ કેટલી લાગણી છે તે હૂં જાણું છૂં, પણ હૂં નથી ધારતો કે તેણીને તમારે માટે જરા પણ લાગણી હોય.

**ઇબને અહેસાન**—હૂં ધારૂં છૂં કે મારી ઘણી ભૂલ થઇ છે. મારી સાથે દગલબાજી રમવામાં આવી છે. જો હૂં હલબ ન જતાં ગાલિબને મલી તેણીને મનાવતે તો તેણી, મને ખાતરી છે કે, મારી સાથે શાદી કરવા રાજી થતેજ. મીનામાં અમારી મુલાકાત થઇ હતી, તે વખત તેણી મારે માટે ઘણી લાગણી ધરાવતી હતી. તે વખત મેં તેણીને શાદી માટે માગણી કીધી નહી, અને એવા ખ્યાલમાં રહયો કે રૂબરૂ પુછવા કરતાં બીજા કોઇની મારફત તેણીને અને તેણીના કુટુંબને સમજાવવૂં મુનાસિબ થઇ પડશે. ગાલિબ અને તેની માતાને સમજાવવાનું મેં ફાતેમા ખાનમ ઉપર છોડયૂં હતૂં, અને હૂં ધારતો હતો કે અલ હુસામ તેણીના કુટુંબને મારા માટે સમજાવશે.

**લતીફએ**—ત્યારે તમે અમીર અલ હુસામ પાસે પણ વાત કરી હતી?

**ઇબને અહેસાન**—હા. ફાતેમાં ખાનમ મારી ઉપર ઘણી માયા રાખે છે, તે સબબ મેં તેણી પાસે માગણી કરી હતી કે, ગાલિબ અને તેની માતા સાહરા ખાનમને હાલુલ મહાલ બુલાવી મારે માટે સમજાવવી. અને અમીર પાસે પણ મેં માગણી કરી હતી કે ગાલિબના કુટુંબને સમજાવવું. અમીર અલ હુસામે જવાબ આપ્યો કે, તે મારે માટે કોશિસ કરશે, પણ અમીર જલીલને તે નારજ કરી શકે નહી.

**લતીફએ**—મિત્ર મને તો આ આપણા રૂહાની પીતા ઉપરથી વિશ્વાસ ઉઠતો જાય છે. તે અમીર જલીલને નારાજ કરવા ચાહતો ન હતો તો તેને

જરાભર પણ ખબર કરવા વગર તેની પોત્રી સાથે એવી છુપી રીતે નિકાહ શા માટે કીધા ?

ઇબને અહેસાન—મને પણ એ અજબ લાગે છે. અલ હુસામે મને સાફ કહ્યું કે અમીર જલીલ તેના બેટા અમીર અરસલને પૂછવા વગર કંઈ પણ કરતો નથી, અને અમીર અરસલ તુરકી સલતનતના અમલદારોમાં સારી વગ ધરાવે છે, તે સબબ તેઓને નારાજ કરી શકાય નહી. મેં તે વખત અરજ કીધી કે અમીર મુખલિસને સમજાવશો તો તે આપના ફરમાનને અનાદર કરશે નહી, તેના જવાબમાં મને કહેવામાં આવ્યું કે, અમીર મુખલિસ ભોળો અને બેવકૂફ આદમી છે, તે અમીર જલીલને સમજાવી શકે નહી.

લતીફએ—ઠીક. અમીર મુખલિસ બેવકૂફ ઠરયો છે પણ બેવકૂફજ એ બેવકૂફને અમીર અલ હુસામે હાથમાં પણ ઠીકજ લીધો છે. મને ખાતરી છે કે તેને માન અકરામ આપી બુલાવ્યો હશે, એટલે આ કામ કરી આપ્યું, પણ મિત્ર તમે શું કહેતા હતા ! ફાતેમાં ખાનમે ગાલિબ અને સાહરાને હાલુલ મહાલ બુલાવી સમજાવવાનું તમને વચન આપ્યું હતું કે ?

ઈબને અહેસાન—હા, અને તેણીએ એ વચન પાળ્યું પણ હતું. તેણીએ ગાલિબ અને તેની માને હાલુલ મહાલ બુલાવી હતી. હું અને અમીર અલ હુસામ તરાબુલૂસથી હાલુલ મહાલ અચાનક આવ્યા, તે વખત તેણીઓને અમોએ બાગમાં જોઇ હતી ( ઇબને અહેસાને એ બનાવ કહી સંભળાવ્યો, અને તે વખત અલ હુસામે પણ ગાલિબને કેવી રીતે જોઇ, અને તે ઉપરથી તેના મનમાં કેવા વિચાર ઉપજ્યા હતા તે બધું કહી સંભળાવ્યું, અને જણાવ્યું કે એ બનાવ પછી તરત તેને હલબ જવાનો હુકમ કરવામાં આવ્યો હતો. )

લતીફએ—હવે મને વધૂ સમજ પડે છે. મિત્ર મને લાગે છે કે એ મુલાકાતેજ તમને નુકસાન પહોચાડયું છે. ગાલિબને તે વખત જોવા પછી અલતાહુસામની નિય્યત ફરી ગઇ, અને તમારી ગેરહાજરીમાં તેણીને મનાઇ લેવાત મને ધકેલી મૂકયા, જરૂર તે વખત ગાલિબને બે ચાર દીવસ ત્યાં રાખીને મનાવી લીધી હશે, પણ ફાતેમાં ખાનમ તેમાં શામિલ થઇ હોય તેવું યું, લાગતું નથી, અને ફાતેમાં ખાનમની હાજરીમાં એ કામ કેવી રીતે બન્યું એ જરા સમજ પડતી નથી.

ઈબને અહેસાન—મને પણ એ સમજમાં આવતું નથી. ફાતેમાં ખાનમ સાથે થએલી વાત ઉપરથી કહેતાં તેણી કદી પણ ગાલિબને મનાવવામાં શામિલ

થઈ નહી હોય, એટલુંજ નહિ પણ અમીર અલ હુસામે હાલુલ મહાલમાંજ ગાલિબને સમજાવવાની કોશિસ પણ નથી કીધી એવૂં હૂં માનૂં છૂં. પણ તમે જાણો છો કે ફાતેમાં ખાનમ હાલ કયાં છે ? ગાલિબને જો હાલુલ મહાલમાં રાખવામાં આવી હોય તો ફાતેમા ખાનમને જરૂર ત્યાંથી ખસેડી હશે.

**લતીફએ**—હું પણ એમજ ધારૂં છૂં. ફાતેમાં ખાનમને કયાં ખસેડી છે તે જણાયું નથી. કદાચ તેણીને હમશ મોકલાવી દેવામાં આવી હોય. પણ મિત્ર એક વાત બાહેર આવી છે, અને તે એકે **લતીફા ખાનમને** અમીરે તલાક આપી દીધી છે. ગાલિબ સાથે નિકાહ કરવા અગાઉ તલાક અપાઈ હતી. કહે છે કે તેણી બીમાર હતી, એ ખબર સાંભળતાં તેણીના પિતા ત્યાં આવ્યા, અને લતીફા ખાનમને પોતાને ગામ લઇ ગયા. અમીરને તે ઉપરથી ગુસ્સો ગયો, અને તલાક લખી મોકલાવી દીધી.

**ઈબને અહેસાન**—એ બધૂં શૂં થાય છે તે સમજ પડતી નથી.

**લતીફએ**—આ ધર્મ ગુરૂઓએ હવે તો હદ કીધી છે. કુરઆન પાકમાં અલ બરાઅતની સુરતમાં આયત ૩૦ અને ૩૧ આપણુને એ બાબતની ચેતવણી આપે છે, અને જણાવે છે કે, જેમ યહુદીઓએ અને નસારાઓએ ખોટી માન્યતા રાખી લીધી હતી તેવી રાખવી નહી, અને અહબાર અને રોહબાનોને રબ સમજી લેવો નહી. એજ સૂરાની આયત ૩૪ અને ૩૫ માં ચેતવણી છે કે આ ધર્મ ગુરૂઓ લોકોને એવૂં એવૂં સમજાવી લોકો પાસેથી ખૂબ દોલત મેળવે છે, અને એ દોલત અને લોકોની મીલકત ખાઇ જાય છે. કુરઆન શરીફના ૨૩ માં સિપારામાં સૂરા અઝ ઝુમર છે, તેની બીજી આયતમાં સાફ જણાવ્યૂં છે કે, કેટલાક લોકો કેટલાકોને ઓલીઆ સમજી એવૂં માને છે કે, એ ઓલીઆઓના વસીલાથી અલ્લાહતઆલાને પહોંચી શકાશે, અથવા અરજ કરી શકાશે, પણ એ બધૂં જુઠૂં છે, અને એવો વિચાર રાખનાર કાફર અને કાઝિબ છે. આ બધી ચેતવણીઓને આપણે ધ્યાનમાં રાખતા નથી, અને આ ધર્મ ગુરૂઓને પૃથ્વી ઉપરના રબ માની લઈ તેના હુકમને આંખમાથા ઉપર ચઢાવતા રહયા, તેનૂં પરિણામ એ થયું છે કે અલ હુસામે હવે હદ કીધી છે.

**ઈબને અહેસાનની વાર્તાનો** પહેલો ભાગ અહી પુરો થાય છે. બીજા ભાગ માટે આપણુને થોભવૂં પડશે. અલ્લાહતઆલા હરએક ચીઝને તેના વખતમાં બનાવ આપે છે, તેજ રીતે હરએક ઇરાદાને પણ વખત આવતાં પુરો કરવાની તાકત અને મદદ આપે છે.

---

## બાગે મોમીન ઓફીસમાંથી મળતી કોમ ઉપયોગી કિતાબો
### (પૈસા અગાઉથી મોકલવા. વી. પી. કરવામાં આવશે નહી)

**મઝલુમોની ફરીયાદ** પુના મુકામે કેલવણી ખાતાના પ્રધાન મોલવી રફીઉદ્દીન એહમદ સાહેબ પાસે બુરહાનપુરના પ્રખ્યાત વકીલ જનાબ હમીબુલ્લા કાદરભાઈના વડપણ નીચે જે ડેપ્યુટેશન ગયું હતું તે વખતે વકફ એકટ હવે વોહરા કોમ ઉગર દાખલ નહિ કરવામાં આવે તો ધર્મના કહેવાતા વડાઓના હાથે તેનો કેવો દુર ઉપયોગ થશે તેનો અંગ્રેજીમાં આબેહુબ ચીતાર વાંચી સંભળાવ્યો હતો. આ ચીતારનો ગુજરાતીમાં તરજુમો કરવામાં આવ્યો છે. કીમત પોસ્ટ સાથે ફકત પાંચ આના.

**ચાંદાભાઈ શેઠ ગલ્લા કેસ**—મુંબઇની વોહરા કોમના નહી પણ આખી કોમના મુગટ ચળકતા ચીરીગ, બદરી મહેલમાં મદફુન થએલાં આ મહાન જીવતા જાગતા સાહેબના ગલ્લાના હિસાબનો જે કેસ ચાલ્યો હતો તે કેસ વોહરા તવારીખમાં એક સોનેરી સફો રોકશે. તે કેસમાં હાલના સરદાર તાહેર સૈફુદીન અને તેના બીજા કેટલાક હમ વિચારનાઓએ કેવી કંપાવનારી જબાનીઓ આપી છે તે વાંચવાથી સાચા મુમેનુનના દીલો લરઝી જાય છે. આ કિતાબોની થોડી નકલો બાકી રહી છે. જે સાહેબોએ આજ સુધી ન મેળવી હોય તેઓએ ફકત એકજ રૂપીઓ અને પોસ્ટના ચાર આના મોકલીને મંગાવી લેવી.

**ગુલઝારે દાઉદી** (ગુજરાતી) આપણી વોહરા કોમના ૨૧ ઇમામો અને એકાવન દાઇયોની તવારીખ આપણી કોમના રીત રીવાજો લેવાતા લાગા આમીલો ભાઇ સાહેબોએ કરવાના કામો આપણી કોમની તવારીખ વિ૦ જેવી એક કિતાબ મરહુમ જનાબ આસિશટન કલેકટર મિયા ભાઇસાહેબે અંગ્રેજીમાં લખી છે. તેનો ગુજરાતી તરજુમો છે. કીમત રૂપીઓ દોઢ પોસ્ટેજ જુદું.

**"બાગ"ના અધિપતિની આપવીતી**—કી. ૭ આના. પો. જુદું.

**સરના સાહેબજાદાની કુરબાની**—આ કિતાબમાં સર આદમજી પીરભાઇના એક પ્યારા પુત્ર ભાઇ ઇબ્રાહીમજીભાઇ ઉપર મુંબઈમાં ધોળે દાડે જાહેર રસ્તા ઉપર ખુની હુમલો કેટલાક વહોરાઓએ કર્યો હતો તેનો લંબાણુ કેસ ચાલ્યા પછી હુમલો કરનારાઓને સખત ઇજા થઈ છે. આ કેસ પછી વોહરા મઝલુમોને ઘણી રાહત મળી છે. કીમત આઠના પો. એક આનો.

**ત્રણ છોકરીઓનો કબજા કેસ**—આ કેસ ખુદ ના. સઈયદના અને મહમદઅલી અલાબક્ષ ઉપર માંડવામાં આવ્યો હતો પણ વચમાં ના. સઈયદનાને મુકત કરી એકલા મહમદઅલી ઉપર છોકરીયોને ભગાડી જવા માટે કેસ ચાલ્યો હતો. આ કેસમાં પણ લાખો રૂપીઆનો ધુમાડો થઇ ગયો છે. આખર ત્રણે છોકરીયો કે જે કાઠિયાવાડમાં આવેલા ગાધકડામાં હતી તેને હાજર કરવા

મુ. મહમદઅલી ઉપર ફરજ પાડવામાં આવી હતી અને છેવટે હાજર કરી તેના વાલીયોને સોંપવામાં આવી હતી. કી. બાર આનાજ રાખી છે. પોસ્ટેજ જુદું.

**ટળવળતો તુરાબ**—કાઠીયાવાડી ભાઇઓ આજકાલ કન્યા વિક્રય કરવા લાગ્યા છે. પોતાની પ્યારી પુત્રીઓના પાંચ પાંચ હજાર રૂપીયા લેવા લાગ્યા છે ત્યારે બીજી તરફ વખતો વખત સેંકડો રૂપીયા જમણો પછવાડે ધુમાડો કરી નાખે છે. આ રીત આપણી કોમમાં વધારે પ્રમાણમાં ચાલુ હોવાથી કોમના દુશ્મનોએ કોમને વધારે લુંટી છે આ લુંટથી છુટવા માટે તુરાબ નામના એક તાઅલીમ આપતા જુવાન ભાઇયે પોતાની મા કાકા બેન વિગેરેના કેવા દુઃખો ખમ્યા છે તે જાણવા લાયક છે. કિંમત રૂા. સવા પો. બે આના.

**આજકાલના આગેવાન**—સોળ નકલના ચાર આના.

**ગુલઝારના ગુલાબો**—આ કિતાબ લગભગ ૧૦૦ પાનાની છે. આપણી વોહરા કોમના એક આલિમ અને ફાઝિલ સાહેબે લખી છે. આ દુનિયામાં સારૂં નરસું શું? ઇમાનદારી પરહેઝગારી શું? ધરમના વડાઓની ફરજ શું બઇરે અને મરદના માટે ઉંચી શિખામણો વિગેરે આખી કિતાબ વાંચવા લાયક છે. કિંમત આઠ આના. પો. એક આનો.

**માતમે-મોહરમ ચોથી આવૃતી** આ કિતાબની આજ સુધીમાં ચોથી આવૃતી છપાઇને બહાર પડી ગઇ છે. મરસીયા નવહાના શોખીનોને બહુજ ઉપયોગી છે. ઉપરાંત આ જમાનાના લાલચુઓને પણ ઠીક તમાચા લગાવવામાં આવ્યા છે. કિંમત બાર આના છે. પો. એક આનો.

**અશઆરની બહાર. ભા. ૧-૨** આ અશઆરો બાગે મોમીન અને ગુલજારે હકીમી (કોમી માસિકો)માં ચુનંદા લખનારાઓ તરફથી કોમી હાલતો ઉપર એવા કે મરહુમ હાજી મરહુમ મુ. તાજભાઇ મોહમદઅલી 'દાઉદી' મરહુમ કુંડલાવાળા વીગેરે સાહેબોના ઉચા ખ્યાલોની નીશાનીઓ છે અને આ નીશાનીયો કાયમ રહે તે માટે અગત્યના અશઆરો ભેગા કરી બે ભાગમાં તેની બ કિતાબો બહાર પાડી છે. કીમત બે ભાગનો રૂા. ૧ એક. પોસ્ટેજ બે આના. લખો:

## ગુલઝારે હકીમિ ઓફીસમાં મળતી

## કોમ ઉપયોગી કિતાબો

ઈસલામના દઆએમ—કીંમત ૮ આના.
અમીરૂલ મુમિનના અમૂલ્ય મોતીઓ—કીંમત ૮ આના.
જનાબે અમીરની અદાલત— કીંમત ૧ રૂપીયો.
મૈયતના ગૂસલ કફનનું બયાન—કીંમત ૪ આના.
ગુજરાતી સહીફા—કીંમત ૨ આના.
ગુજરાતી હફતી—કીંમત ૩ આના.
નબીસાહેબના ચાલીસ લેકચરો—કીંમત ૨॥ આના.
ગુલઝારે દાઉદી અંગ્રેજીમાં—કીંમત ૧। રૂપીયો.
કોમી જહાજ—કીંમત ૪ આના.
આઈનએ હકનોમાં ઉર્દુમાં— કીંમત ૮ આના.

### મફત કિતાબો

કિતાબુલ ઇબરત—પોસ્ટ ખરચ અરધો આનો.
ગરીયતન ઉમુરો ભાગ ૧ લો—પોસ્ટ ખરચ અરધો આનો.
પાલ્લા કેસ અને વોહરા કેળવણી—પોસ્ટ ખરચ ૧ આનો.
હિદાયતનો સિતારો—પોસ્ટ ખરચ ૧ આનો.
મોલાના અલી ઝૈ૦ આ૦ અ. સ. ની દુઆ તરજુમો—
પોસ્ટ ખરચ અરધો આનો.
બાર સુન્નતો—પોસ્ટ ખરચ એક આનો.

સુચના—અમારે ત્યાંથી કોઇ પણ કિતાબ મંગાવનારા ભાઇઓએ પઇસા પેહલા આપવા વી. પી થી મોકલવામાં આવશે નહિ. અને નામ ઠેકાણું બરાબર લખવું જેથી પહોંચવામાં ગલતી થાય નહીં.

### કોમી અખબાર ગુલઝારે હકીમી.

એક પત્ર લખી નમુનાનો અંક મંગાવો અને પછી ગ્રાહક થાઓ.

લખો:— અધિપતિ ગુલઝારે હકીમી
બુરહાનપુર સી. પી.